શ્રીયુત શેઠ પદમશી શિવજી માણેકજી.

સ્વર્ગગામી [illegible]



શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગના વ્યવસ્થાપક.

પાલીતાણા.

# अर्पण पत्रिका.

श्री ज्ञान संपत्ति संवर्द्धक, सद्‌गुणालंकृत,

शेठ पद्‌मशी शिवજી.

આપ સર્વદા જ્ઞાનના મહોદયનું દર્શન કરવા ઉત્સુક રહો છો. અપાર ઉપાધિઓથી દુઃખ રૂપ એવા આ સંસારમાં મનુષ્યોને સુખનાં સાધનો શી રીતે પ્રાપ્ત થાય? એવી ઉમદા અને ઉદાર ઇચ્છા સર્વદા ધારણ કરો છો, અને તે ઇચ્છાને ક્રિયામાં મુકવાને શ્રદ્ધાથી દ્રવ્યની ઉદારતા દર્શાવો છો. તે સાથે ધર્મ, નીતિ, સત્ય, અને શુદ્ધ વૃત્તિ વગેરે સદ્‌ગુણોને ધારણ કરી આંતર સ્થિતિની સુધારણા કરવા હંમેશા ખંત રાખો છો, ઇત્યાદિ આપના ઉત્તમ ગુણોથી આકર્ષાઇ આ શિવપ્રબોધ નામે લઘુ ગ્રંથ કે જે મહાનુભાવ વીરભકત શ્રી શિવજીભાઇની વાણીના વિલાસથી સુશોભિત છે, તે આપનેજ અર્પણ કરી હું મારા આત્માને કૃતાર્થ કરૂં છું; કારણકે, આપ સુધામય શિવ વાણીનો સ્વાદ લેવામાં સદા ઉત્સુક છો.

શા. મેઘજી હીરજી.



# પ્રસ્તાવના.

આ જગતમાં મનુષ્યને પોતાના જીવનને દોરી જવાના બે માર્ગો છે. પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિમાર્ગ. તે બંને માર્ગો ભિન્ન ભિન્ન છે, છતાં ઉભયને પરસ્પર સંબંધ છે. લોકકલ્યાણને માટે સેવેલો પ્રવૃત્તિમાર્ગ નિવૃત્તિમાર્ગનો સંપાદક બને છે અને સ્વાત્મશ્રેયનો સાધક થાય છે. લોકકલ્યાણનો સર્વથા ત્યાગ કરી કેવલ આત્મ-કલ્યાણનીજ ભાવના રાખવી, એ નીતિ વિરૂદ્ધ છે. કારણ કે, તેમાં સ્વાર્થબુદ્ધિની ભાવના દેખાઇ આવે છે, તેથી નિવૃત્તિમાર્ગની ભાવના હૃદયમાં રાખી શુદ્ધ પ્રવૃત્તિ માર્ગે ચાલી જનકલ્યાણ કરવા પ્રવર્ત્તવું, એ શ્રેયઃકારી માર્ગ છે.

પ્રવૃત્તિ માર્ગે ચાલવામાં મનુષ્યે કેવા કેવા સદ્દગુણો મેળવવા જોઇએ ? કેવી કેવી ભાવનાઓ ભાવવી જોઇએ અને કેવા નિયમો ગ્રહણ કરવા જોઇએ ? એ સંપૂર્ણ રીતે શીખવાનું છે. આ સંસાર પ્રવૃત્તિનો પાયો છે અને નિવૃત્તિનો વિરોધી છે, છતાં જો તેને સતેજ, રસમય અને આનંદકારક બનાવવો હોય તો તેને સદ્‌ગુણોથી સુવા-સિત કરવો જોઇએ. પૂર્વકાલે આ આર્યસંસાર પવિત્ર વીર ગૃહસ્થો અને મહાત્માઓની કીર્ત્તિથી તેજિત અને વીર રમણીઓના રસમય અને શુદ્ધ પ્રેમમય વર્ત્તનોથી વિભૂષિત હતો, તેનું કારણ શોધતાં ખાત્રી થાય છે કે, તે કાળે સદ્દગુણી દાંપત્યથી તે વિભૂષિત હતો. સંસારને શોભા આપનારા સદ્‌ગુણરૂપી સુગંધી પુષ્પોની માલા ધારણ કરવાથી હૃદયમાં ધર્મનો, પ્રેમનો, દેશભક્તિનો, જનકલ્યાણનો,

સાહસનો અને મનોબલનો ભાવ પ્રગટ થઇ આવતો અને તેથી આર્યસંસાર કે શ્રાવકસંસાર એક નમુનાદાર બનતો હતો.

લોકપ્રીતિ, કીર્ત્તિ, માન, એવી એવી અદ્‌ભૂત વસ્તુ છે કે જ્યાં તેનો આપણે ઘણામાં ઘણો અસંભવ ધારતા હોઇએ, ત્યાંજ તે હાજર હોય છે. ઉદાર એવા નિઃસ્વાર્થના ઉજ્વલ પ્રકાશથી માંડીને તે કેવલ સ્વાર્થ પાતકના ગહન અંધકાર સુધી પણ તેની મર્યાદા સર્વોપરી વર્ત્તે છે, તેથી લોકપ્રીતિ શું છે ? તે કેવલ ધૂમનો બાચકો. લોકમત છે તે મેઘધનુષ્ જેટલા રંગનું બનેલું છે, તેટલુંજ ક્ષણિક છે. તેને ધોરણે વર્ત્તનારનું વર્ત્તન અને તે વર્ત્તનનું ફલ પણ તેવુંજ અનિયમિત અને ક્ષણિક થાય છે. પ્રાયે કરીને લોકમતને અનુસરનાર પોતાની સ્વતંત્રતા ગુમાવી પરિતાપ, પશ્ચાત્તાપ અને નિષ્ફળતા ભોગવેછે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે,પ્રવૃત્તિ માર્ગે પ્રયાણ કરતા પુરૂષે લોકમત ઉપર આધાર ન રાખતાં કેવળ શ્રેયમાર્ગનુંજ શોધન કરવું, અને તે સાથે આ વિશ્વના અનાદિ સિદ્ધ નિયમો અસ્ખલિત રાખવાની સંભાળ રાખવી. એમ કરવાથી સેવન કરેલો પ્રવૃત્તિ માર્ગ પણ નિવૃત્તિ માર્ગનો સાધક બને છે.

ઉપરની પ્રવૃત્તિ માર્ગની શુદ્ધ ભાવનાઓને પુષ્ટ કરવા માટેજ આ શિવપ્રબોધનો લઘુ સંગ્રહ ઘણો ઉપયોગી છે. આ ગ્રંથમાં સંગૃહીત કરેલા વિષયો પ્રાયઃ પ્રવૃત્તિ માર્ગના દર્શક છે, તથાપિ તેઓમાં કેટલેક નિવૃત્તિ માર્ગને પણ આડકતરી રીતે બોધ કરે છે, શાસ્ત્રસિદ્ધ નિયમો પણ દેશકાલગત ઐાચિત્યને વશ છે, એ સિદ્ધાંતનું અવલંબન કરી લેખકે પોતાના અનુભવી વિચારો નિબંધ રૂપે ઉતાર્યા છે, અને તેમાં જનસમૂહના કલ્યાણનું દર્શન કરાવ્યું છે. આ સંસારમાં પ્રાદુર્ભૂત થયા પછી ઉત્તમાધિકારી ગૃહસ્થપણું શાથી ઉદ્‌ભવે છે ? હૃદયની વિશાળતા કેવી રીતે થાય છે અને કેવા નિયમો ગ્રહણ કરવાથી ગૃહસ્થાવાસ સુખમય અને આનંદદાયક બને છે ? એ વાત સ્પષ્ટ રીતે સિદ્ધ કરવામાં આવી છે, અને તેને ઉપયોગી જુદા જુદા વિષયો ચર્ચી પ્રવૃત્તિ માર્ગની યથાર્થ ઉપયોગિતા-સાબિત કરી બતાવી છે.

આ ઉપયોગી ગ્રંથને બે ભાગે વહેંચવામાં આવ્યો છે. પ્રથમના ભાગમાં નિબંધરૂપે છ વિષયો ગોઠવવામાં આવ્યા છે અને બાકીના બીજા ભાગમાં મહાનુભાવ શિવજીભાઈએ આપેલા જુદા જુદા વ્યાખ્યાનોનો સંગ્રહ રાખવામાં આવ્યો છે. એકંદર દ્વિ ભાગાત્મક આ ગ્રથ નિવૃત્તિ ગર્ભિત એવા પ્રવૃત્તિ માર્ગને બોધ કરનારો અને સંસારી આત્માઓને નિકૃષ્ટ પ્રવૃત્તિમાંથી ઉત્કૃષ્ટ પ્રવૃત્તિમાં લાવવાને સાધનરૂપ છે, તથા ઉન્નતિના શિખર પર ચડનારને અવલંબન આપનાર છે. પૂર્વાર્દ્ધના નિબંધોમાં મહાનુભાવ લેખકે જરા મધુર અને ઉત્કૃષ્ટ ભાષા વાપરી છે, પણ પાછળના વ્યાખ્યાનોમાં ઘણી સાદી અને સરળ ભાષાનો ઉપયોગ કરેલો છે.

મહાનુભાવ શિવજીભાઇએ પોતાના ધર્મબંધુઓના કલ્યાણને માટે કેવા કેવા ઉપાયો અને સાધનો યોજેલા છે, તેમનું વિવેચન કરવાનો આ પ્રસંગ નથી, તોપણ તેમના પ્રયત્નનો આદ્ય આરંભ આ વ્યાખ્યાનોથી થયેલો છે. ધાર્મિક અને સાંસારિક પ્રવૃત્તિના બોધથી રહિત એવી કચ્છી જૈનપ્રજાને તે મહાનુભાવે પ્રથમ વ્યાખ્યાનો દ્વારા જે પ્રબોધનો માર્ગ દર્શાવેલો છે, તે તેમના આ વ્યાખ્યાનોમાં સ્પષ્ટ રીતે પ્રકાશિત થાય છે. તે મહાનુભાવ શિવજીભાઇનો સાંપ્રતકાળનો ઉપદેશ પૂર્વનાથી ઘણો ઉત્કૃષ્ટ અને માર્મિક છે કે જે તેમની શિવવિનોદની શ્રેણી ઉપરથી સિદ્ધ થાય છે. તથાપિ આ તેમનો આદ્ય આરંભ પણ તેના પ્રમાણમાં આદરણીય અને માનનીય છે; એમ કહેવામાં કોઇ જાતની અતિશયોક્તિ નથી.

મહાનુભાવ લેખકે પૂર્વાર્દ્ધમાં પ્રથમ સત્પૂરૂષાર્થનો વિષય ચર્ચ્યો છે. તેની અંદર પ્રવૃત્તિ માર્ગનું ઘણા ઉત્તમ પ્રકારે પ્રતિપાદન કર્યુંછે. ઉદ્યોગ અને નશીબનું તારતમ્ય દર્શાવી અને તેની પુષ્ટિનાં અનેક પ્રમાણો આપી પ્રવૃત્તિનું શુદ્ધસ્વરૂપ દર્શાવી માનવજીવનની મહત્તા સદ્દઉદ્યોગથીજ છે, એ સિદ્ધ કરી બતાવ્યું છે.

બીજા મિતાહારના વિષયમાં લેખકે આરોગ્યવિદ્યાનો ઉપયોગ અને તેની આવશ્યકતા સિદ્ધ કરી બતાવી છે. શરીરની આરો-

ચ્યતા સાચવવાથી ઉપયોગી મનુષ્યજીવન શું-શું સાધી શકે છે.અને તેથી મનુષ્યજીવનને માથે આવી પડેલાં કર્તવ્યો કેવી સુખાકારીથી સધાય છે ? એ વાત દર્શાવી લેખકે એકવીશ નિયમોની એક શ્રેણી આપેલી છે; જે આરોગ્યવિદ્યાના જાણે એકવીશ સૂત્રો હોય તેવા દેખાય છે.

ત્રીજો મિતભાષણનો વિષય ચર્ચ્યો છે. તેની અંદર મિત-ભાષણના કેટલાએક ગુણો પ્રગટ કરી મિતભાષી પુરૂષની અનુપમ મહત્તા દર્શાવી છે, અને તેને માટે એકવીશ નિયમોના મહા વાક્યો આપી એ વિષયને સંક્ષેપમાં આટોપી લીધો છે.

ચોથો વિષય વ્યવસ્થાનો છે. પ્રવૃત્તિ માર્ગના પથિક બનેલા પુરૂષોએ વ્યવસ્થાથી પોતાનાં કાર્યો કરવાં જોઇએ. નિયમસર કામ કરવાથી અનેક જાતના લાભો સંપાદિત થાય છે. વ્યવસ્થાપૂર્વક પ્રવૃ-ત્તિ માનવજીવનની ઉચ્ચતાનો પાયો છે. જ્યારે વ્યવસ્થાના નિયમો જાણી તેમને ક્રિયામાં મુકવામાં આવે, ત્યારે મનુષ્ય ઉચ્ચકોટિના સોપાનની શ્રેણી ઉપર ચડવા માંડે છે અને તે પોતાના અલ્પ જીવન-માં પણ ઘણાં કાર્યો કરી શકે છે. મહાનુભાવ લેખકે છેવટે સમય પત્રક આપી આ વિષયને યોગ્ય દ્રષ્ટાંતો આપી સારી રીતે સમજાવ્યો છે.

તે પછી મનોનિશ્ચયથી થતી કાર્યસિદ્ધિનો ગહન વિષય આપેલો છે. સંસારમાં પ્રવૃત્તિ કરનારા મનુષ્યે પોતાનાં કાર્યોની સિદ્ધિ કરવાને માટે મનોનિશ્ચય કરવાની આવશ્યકતા છે,એ વિષય ઉપ-ર લેખકે સારૂં વિવેચન કરેલું છે. મનોનિશ્ચય કરવાની શકિત મનો-બલથી પ્રાપ્ત થાય છે. એ રહસ્ય સમજાવવાને મહાનુભાવ લેખકે કેટલાએક સર્વદેશી દ્રષ્ટાંતો આપ્યાં છે અને તેમાં નિશ્ચય ગુણની મોટી મહત્તા દર્શાવી છે. વિષયને અંતે નિશ્ચય ગુણને મેળવવામાં સાધનરૂપ એવી ૬૩ નિયમોની સૂત્રાવળી આપી તે વિષયને સમાપ્ત કર્યો છે.

ત્યાર બાદ કરકસરથી થતી સુખ પ્રાપ્તિનો વિષય આ-પવામાં આવ્યો છે. સંસારના ગહન માર્ગમાં ચાલનારા મનુષ્યોને પો-તાની આર્થિક સ્થિતિપર પૂરતું લક્ષ આપવાનું છે. જેઓ તે સ્થિતિ-

તરફ ઉપેક્ષા રાખે છે, તેઓ ગૃહાવાસની યોગ્યતાના અધિકારમાંથી ભ્રષ્ટ થઇ દુઃખી સ્થિતિમાં આવી પડે છે. " કરકસર એક ગૃહાવાસી સંસારીને સહાયકારક બંધુ રૂપ છે " એ કહેવતને મહાનુભાવ લેખકે યથાર્થ કહી બતાવી છે અને દ્રવ્યનો વ્યય કરવાના ઉચિત અને આવશ્યક માર્ગો બતાવી ગૃહસ્થિતિની ઉચ્ચતા પ્રાપ્ત કરવાનો ઉત્તમ ઉપદેશ આપેલો છે. લોકોમાં ચાલતી કુરૂઢીઓ અને હાનિકારક રીવાજો કે જેઓ ગૃહસ્થની આર્થિક સ્થિતિને ફરજીયાત રૂપે નબળી પાડનારા છે, તેનું લેખકે સારૂં દિગ્દર્શન કરાવ્યું છે. તે પ્રસંગે દ્રવ્યનો વ્યર્થ વ્યય કરવાના અગીયાર કારણો આપી અને ભારતવાસીઓને અન્ય દેશોની ઉન્નતિ થવાનાં કારણો દર્શાવી એ ઉપયોગી વિષયને સારી રીતે પલ્લવિત કરેલો છે, અને આ વિષયને અંતે આ લઘુ ગ્રંથનો પૂર્વાર્દ્ધ ભાગ સમાપ્ત કરવામાં આવ્યો છે. તે પછી આ ગ્રંથના ઉત્તરાર્દ્ધમાં મહાનુભાવ શિવજીભાઈનાં કેટલાંએક વ્યાખ્યાનોનો સંગ્રહ આપવામાં આવ્યો છે. તે મહાનુભાવનાં આ વ્યાખ્યાનો આજથી આઠ વર્ષ પહેલાનાં છે. જે વીરપુત્ર આજે ભારતવર્ષના ઘણા ભાગમાં એક વીરભક્ત તરીકે, આર્હત ધર્મના ઉદ્યોતકારી કે પ્રભાવક તરીકે, ગદ્ય તથા પદ્યના લેખોના ઉત્પાદક તરીકે અને જૈનપ્રજાની ધાર્મિક અને સાંસારિક ઉન્નતિના મહાન્ સાધક તરીકે સંતચરણોપાસકના નામથી પ્રખ્યાત થયેલ છે, તે વીર નરનો આદ્ય આરંભ આ વ્યાખ્યાનોથી થયેલો છે. તે મહાનુભાવની વ્યાખ્યાન વાટિકા ઘણાં સુગંધી વિવિધ કુસુમોથી સુવાસિત છે, અને તેનાં નિર્મળ હૃદય રૂપી વસંતે એ વાટિકાને અત્યારે અભિનવ કુસુમોથી સુશોભિત અને નવપલ્લવિત કરેલી છે, તોપણ તે મહાનુભાવનાં આ આદ્ય વ્યાખ્યાનો અત્યંત ઉપયોગી થયા વિના રહે તેવાં નથી. આ લઘુ ગ્રંથમાં વિદ્યાવૃદ્ધિની આવશ્યકતા, ધન પ્રાપ્તિના સાચા ઉપાયો, મનુષ્યજન્મનું કર્ત્તવ્ય, સુખનું વાસ્તવિક સ્વરૂપ, ઐક્યતા, કેળવણીની આવશ્યકતા, સુખ પ્રાપ્તિના ઇલાજ, મનુષ્યજન્મની સાર્થકતા, કોન્ફરન્સનો હેતુ અને તેના ઠરાવો, જ્ઞાનપ્રાપ્તિ, વિદ્યાવૃદ્ધિની આવશ્યકતા, સંપ અને કન્યાવિક્રય નિષેધ નિર્ણય, એટલાં વ્યાખ્યાનો

આપેલાં છે. દરેક વિષય પ્રમાણોની પુષ્ટિ આપી તે મહાનુભાવ વ્યાખ્યાતાએ સંક્ષેપમાં રસિક અને સુબોધક રીતે ગોઠવેલો છે. તેઓમાં કેટલાંએક વ્યાખ્યાનો અવાંતર વ્યાખ્યાનરૂપે હોવાથી ઘણું સંક્ષિપ્ત છે, તો પણ તેમાંથી સુજ્ઞ અને સારગ્રાહી વાંચકો તે વિષયનો ઉત્તમ બોધ મેળવી શકે તેવી યોજના કરવામાં આવી છે, અને કેટલાએક વિષયોને સંસ્કૃત સુભાષિત અને રસિક કવિતાઓથી અલંકૃત કરવામાં આવ્યા છે.

સર્વ આર્યધર્મની ભાવનાઓમાં સર્વોત્કૃષ્ટ ગણાતી અભેદ ભાવનાથી ભાવિત થયેલા, લોક કલ્યાણને અર્થે આત્મભોગ આપવા તત્પર બનેલા અને પરહિતમાંજ આત્મહિત સમજનારા મહાનુભાવ શિવજીભાઈ તરફથી હાલ પ્રગટ થતી ગ્રંથમાલાના સાતમા ગુચ્છક રૂપે આ ગ્રંથ પ્રગટ કરવામાં આવ્યો છે. આ સંસારના પ્રવાસીઓને તેમનો પ્રવાસ કલ્યાણમય અને સુખકારી કરવો હોય તો તેમણે આ ગ્રંથના વિષયો મનનપૂર્વક વાંચવા જેવા છે. માનવજીવનના ઉપયોગનાં જે અંતરંગ તથા બહિરંગ સાધનો કહેવાય છે, તેનો આ વિષયોમાં સારો વિવેક બતાવેલો છે.

આજથી છ વર્ષ પહેલાં મહાનુભાવ શિવજીભાઇ તરફથી પુરૂષાર્થસિદ્ધિ, સુખ પ્રાપ્તિનાં સાધનો, કન્યાવિક્રય નિષેધ નિર્ણય અને આનંદવ્યાખ્યાનમાળા—એવાં નામથી ચાર લઘુ પુસ્તકો પ્રસિદ્ધ થયેલાં હતાં. તે પુસ્તકોનાં ભિન્ન ભિન્ન અંગને એકત્ર કરી આ શિવપ્રબોધ રૂપે એક અક્ષરમયી મનોહર મૂર્ત્તિ ઉભી કરવામાં આવેલી છે, તે પ્રત્યેક જૈન ગૃહસ્થે પોતાના ગૃહ પુસ્તકાલયમાં સ્થાપિત કરી વાંચન અને મનન રૂપ પૂજનથી પૂજવા યોગ્ય છે.

આ પ્રસંગે મહાનુભાવ શિવજીભાઈની શુદ્ધ ભાવના મય પ્રસાદી રૂપ ગ્રંથમાલા કે જે એક શારદા દેવીના ઉપાસકોને શ્રૃંગાર રૂપ છે, તેનો આ મનોહર મણકો પ્રસિદ્ધ કરવામાં શ્રદ્ધા સંપન્ન શેઠ **પદમશી શિવજી** તરફથી દોઢસો રૂપીઆની રકમ અર્પણ કરવામાં આવી છે, તેને માટે તે ઉદાર અને ઉપકારી ગૃહસ્થનો અતિ આદરથી ઉપકાર માનવામાં આવે છે અને જ્ઞાન સંપત્તિની વૃદ્ધિ કર

વામાં સ્વ સંપત્તિનો સદુપયોગ કરનારા તે સદ્ગુણી શેઠને પૂર્ણ ધન્યવાદ આપવામાં આવે છે.

ગૃહસ્થ ધર્મના સામાન્ય અને શુદ્ધ સ્વરૂપને પ્રતિપાદન કરનારો આ લઘુ ગ્રંથ કે જે સર્વધર્મની પ્રજાને માનનીય અને આદરણીય છે, તેને આદ્યંત વાંચી તેમાં ઉપદેશેલા વિષયોનું હૃદયથી મનન કરી ક્રિયામાં મુકવામા આવશે તો આ ગ્રંથના ઉપકારી નિયોજકનો શ્રમ સર્વઅંશે સફલ થશે, એ મારી સવિનય પ્રાર્થના છે.

પ્રસિદ્ધકર્ત્તા,

શા. મેઘજી હીરજી.



# विषयानुक्रमणिका.



## વ્યાખ્યાન સંગ્રહ



# શિવપ્રબોધ.

## ભાગ ૧ લો.

## પ્રકરણ ૧ લું.

## सत् पुरुषार्थ.

उद्यमः साहसं धैर्यं बुद्धिः शक्तिः पराक्रमः ।
षडेते यत्र वर्तते तत्र देवः सहायकृत् ॥

અર્થ—ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બુદ્ધિ, શક્તિ અને પરાક્રમ એ ૬ વસ્તુ જ્યાં રહે છે; ત્યાં દેવનો સહાય છે એમ સમજવું.

આ જગતરૂપી મહાશાળામાં પ્રાણી માત્રને પ્રથમ ઉદ્યોગનુંજ શિક્ષણ આપવામાં આવે છે, અને ત્યાર બાદ ઉદ્યોગના પ્રકાર અને તેના ફાયદા જણાવવામાં આવે છે. એટલુંજ નહિ પણ ઉદ્યોગ ન કરવાથી અને નિરૂદ્યમી તથા પ્રમાદી રહેવાથી કેટલી કેટલી હાનિ થાય છે; અને કેવી અધમ સ્થિતિમાં આવવું પડે છે, તે પણ દર્શાવવામાં આવે છે.

આ પાઠશાળામાં પ્રત્યેક જીવને એવું સંગીન અને મક્કમ ઉદ્યોગનું શિક્ષણ આપવામાં આવે છે કેઃ—પ્રાણાંત સુધી પણ તે શિક્ષણની છાપ તેના મનમાંથી ભુંસાઇ જતી નથી વૃક્ષ, કીડી, મક્ષિકા, ગાયે, બળદ, સિંહ, હસ્તી અને મનુષ્ય સુધીના સર્વ જીવો તથા દેવ

યોનિના સર્વ જીવો પણ અહોનિશ ઉદ્યમજ કર્યા કરે છે, અને તેમના ઉદ્યોગનાં કાર્યોનો આપણને પ્રત્યક્ષ અને પરોક્ષ સ્પષ્ટ અનુભવ થાય છે.

ઉદ્યોગથીજ સર્વ કોઈ દેશ, જ્ઞાતિ કે વ્યકિતની ચડતી થઇ શકે છે. આ વાત જાણે કુદરતે સર્વના અંતઃકરણ ઉપર કોતરી રાખી હોય, તેમ પ્રાણી માત્ર જાણતે અજાણતે ઉદ્યોગનીજ ઉપાસના કર્યા કરે છે. ગામમાં ને શહેરમાં, વનમાં ને સીમમાં, સુતાં અને બેસતાં, રમતાં અને જમતાં, માણસો ઉદ્યોગનોજ વિચાર; તેનુંજ ધ્યાન, અને તેનુંજ આરાધન કરે છે. ઉદ્યોગ વડેજ સર્વે મનવાંછિત ફળ પ્રાપ્ત થશે, એવા સંપૂર્ણ વિશ્વાસથી તન, મન, અને વચનથી કમર કસીને સર્વ કોઇ ઉદ્યમની સેવામાંજ અહોરાત્ર મશગુલ રહે છે.

બાળક જન્મે છે ત્યારથી તેનાં હસ્ત પાદાદિ સર્વે અવયવો ઉદ્યોગમય અને ઉદ્યોગ વ્યાપ્તજ દેખાય છે. એટલુંજ નહિ પણ, તેઓ ઉત્સાહ અને ચપળતાથી ભરેલા હોય તેવા પ્રત્યક્ષ દેખાય છે. તે બાળક એક ક્ષણવાર પણ સ્થિરતાપૂર્વક નિરૂદ્યમી બેસી શકતો નથી. એની દૃષ્ટિ જે જે વસ્તુપર પડે છે; તે તે વસ્તુ તે તરત ઉપાડે છે, જુએ છે, ચાખે છે, ભોંય સાથે પછાડે છે; અને તેનો પોતાથી બનતો અનુભવ મેળવે છે. તે નક્કર છે કે પોળી? કાળી છે કે ધોળી? સ્વાદિષ્ટ છે કે બે સ્વાદ છે? તે સઘળું જાણવાનો તેનો પ્રયત્ન આપણે તેને નારાજ કર્યા વગર રોકી શકતા નથી. હવે આ પ્રમાણે અનુભવ મેળવવાના કામમાંથી તે ફારગ થયો કે તે બીજી વસ્તુના રૂપ, આકાર, ગુણ આદિનું જ્ઞાન મેળવવાને ગુંથાય છે. એ પ્રમાણે એક પછી બીજું, અને બીજા પછી ત્રીજું, અનુભવ પ્રાપ્તિનું કાર્ય તે કર્યાજ કરે છે. ભાંગવું, તોડવું, મુકવું તથા પુનઃ ઉપાડવું અને ફેંકવું એજ કાર્ય તેને ગમે છે. બેસતાં અને ચાલતાં શીખવા માટે તે કેવો મહાભારત યત્ન દિવસ ઉગ્યાથી આથમ્યા સુધી અહર્નિશ કરે છે, તે આપણે સૌ જાણીએ છીએ. તે વારંવાર જમીન ઉપર પડે છે, અને અનેકવાર ગોથા ખાય છે તોપણ, અનુભવ મેળવવાનો પોતાનો ઉદ્યમ તે ચાલુજ રાખે છે. બીજા બધા લોકો જે પ્રમાણે બેઠા છે તથા તેઓ જે રીતે ચાલે છે તે રીતે મારે પણ બેસવું અને ચાલવું જોઇએ, એ-

વો દૃઢ નિશ્ચય કરીને પોતાનો પ્રયત્ન તે કર્યાજ કરે છે. વારંવાર વિઘ્નો આવ્યા છતાં અને ઠોકરો ખાધા છતાં પણ જ્યાં સુધી તે સારી રીતે બેસી કે ચાલી શકે છે ત્યારેજ તે જપે છે અને વિશ્રાંતિ લે છે. આવી રીતના સતત, અને અખંડ ઉદ્યોગવડે લાખોમાંથી એકાદ બે બાળકોજ નિષ્ફળ નીવડે છે, અને તેનું કારણ તેમની શારીરિક નબળાઇ કે કોઇ અસાધ્ય રોગનું અસ્તિત્વ ઘણે ભાગે હોય છે. દુનિયાના લગભગ બધા બાળકો મોટા થયા ત્યાં સુધીમાં તેમણે જે જે અનુભવ અને ક્રિયા શકિત મેળવ્યાં છે; તે પોતાના વીર્ય અને ઉદ્યોગ વડેજ મેળવ્યાં છે એ વાત સર્વને વિદિત છે. આપણે સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરશું તો, આપણને માલુમ પડશે કે, બાળકની રગેરગમાં અને રોમેરોમમાં ઉદ્યોગ, ઉત્સાહ અને ચાપલ્ય સર્વવ્યાપક થઇ વસી રહેલાં છે,

એક વિદ્વાન કહે છે કે, બાળક પાંચ વર્ષની ઉમરમાં જેટલું શીખે છે તેટલું આખી ઉમરમાં તે શીખતું નથી. આ વાત સર્વાંશે સત્ય અને નિર્વિવાદિત છે, અને તેનો પ્રત્યક્ષ અનુભવ આપણને સર્વને હમેશાં થાય છે. પણ ઉકત મહા વાકયમાં જે ગુહ્યાર્થ રહેલા છે, તે આપણને ઘણાખરાને માલુમ નથી. તે નિર્દોષ, બીન અનુભવી, અને કુદરતના આરાધક બાળકના પવિત્ર કર્ણપટને નસીબ શબ્દે સ્પર્શ કરીને તેને મલિન કર્યું નથી. નસીબ શબ્દનું અજ્ઞાન અને બીનમાહીતી તેજ તેના અખંડ અને અથાગ ઉદ્યોગનું કારણ છે. પણ જયારે તે મોટી ઉમરનો થાય છે, નસીબ શબ્દ તે સાંભળે છે અને તે શબ્દના કપોલ કલ્પિત અર્થોનું તે મનન અને નિદિધ્યાસન કરવા માંડે છે ત્યારથી તે આળસુ થતો જાય છે. નસીબ ઉપર આધાર રાખીને નિરૂદ્યમી રહેવાની તેને ટેવ પડે છે, અને આળસના શિખરે ચડીને દુઃખ અને દરિદ્રતાના વિષમ ફળોનો ભોકતા તેને થવું પડે છે.

આ વિવિધ રંગી વિચિત્ર દુનિયામાં કેટલાક પુરૂષો માત્ર નસીબનેજ માને છે, અને અહોનિશ તન, મન અને વચનથી તેનીજ ઉપાસના કરે છે. બીજા કેટલાક વળી એવા દેખાય છે કે જેઓ ભા-

વીનું શરણુ લે છે, અથવા ભવિષ્યનો ભરોસો રાખે છે, કેટલાક કાળ કાગ કરી કકળે છે, કેટલાક સંસ્થાન અને સંઘેણુની વાટ જુએ છે, કેટલાક કેવળી મહારાજે દીઠું હશે, તેમ થશે, એમ ધારી બેસે છે. કેટલાક કેવળ ઉદ્યોગનેજ માને છે. અને તેની સહાયથી અહોનિશ કાર્ય સંકળના કરે છે. કેટલાક નસીબને મુખ્ય અને પુરૂષાર્થને ગૌણુ માને છે. અને કેટલાક પુરૂષાર્થને મુખ્ય ને નસીબને ગૌણુ માને છે. ઉદ્યોગ અને પ્રારબ્ધના પ્રાબલ્યની સામસામી દલીલોનો વિષય એટલો બધો ગહન છે કે તેનો ફડચો કરવાનું કામ ધારીએ છીએ, તેટલું સહેલું નથી પણુ મહાત્મા પુરૂષો આ વિષય સંબંધે જે નિશ્ચય ઉપર આવેલા છે, તે લક્ષપૂર્વક જાણી લીધા પછી આપણુને સમજાયા વગર રહેતું નથી. કે જેઓ ફક્ત નસીબ અગર પુરૂષાર્થને એકનેજ માને છે. તેઓ જૈન આગમ પ્રમાણે ભૂલેલા છે. કારણકે પવિત્ર જૈન આગમમાં પુરૂષાર્થને મુખ્ય અને અન્ય ચાર કારણોને ગૌણુપદે રાખેલાં છે. તમે કહેશો કે પાંચ કારણુ માનવાની શી જરૂર છે? કારણુ કે કોઇ પણુ એક કારણુને માનવાથી કાર્યસિદ્ધિ થઇ શકે છે. આના ઉત્તરમાં જૈનશાસ્ત્રમાં કહ્યું છે કે એક કારણુથી કાર્ય થાયજ નહિ, ઘટ, પટ, આદિ ગમે તે કાર્ય લેશો તો તેનાં અનેક કારણો હશે, ત્યારેજ તેનુ સ્થૂલ બંધાશે ઘટમાં, માટી, પાણી, ચક્ર, કુંભાર આદિ કારણો માનવાં પડે છે. નિમિત્ત, ઉપાદાન આદિ કારણો દરેક કાર્યનાં હોવાંજ જોઇએ. તે પ્રમાણે માની લેવાની આવશ્યકતા સ્વીકાર્યા વગર કાર્યોત્પત્તિ સિદ્ધ કરી શકાતી નથી.

હવે જૈન આગમમાં પુરૂષાર્થને મુખ્ય માનેલો છે, તેનું કારણુ એ છે કે જો, મનુષ્ય પુરૂષાર્થને લઇને તેની પાછળ મંડ્યો રહે તો અન્ય ચાર કારણો આપોઆપ તેની પાસે ચાલ્યાં આવશે, કારણુ કે, પાંચે કારણોનું એકીકરણુ થયા વગર કાર્ય ઉદ્ભવતુંજ નથી. માટે કાર્યની ઉત્પત્તિ થાય ત્યારે માનીજ લેવું કે,પાંચે કારણોની સંયુક્ત શક્તિથીજ તે કાર્ય ઉદ્ભવ્યું છે કદાચ કોઇ એમ પુછશે કે પુરૂષાર્થ સંપૂર્ણ બળથી કરવામાં આવે પણુ જો ભાવી નબળું હોય તો શી રીતે ધાર્યું ફળ મળશે? આ દલીલ પણુ ભુલ ભરેલી છે. ઉદ્યોગ

કરીને અજમાયશ લીધા વગર નસીબ નબળું છે, તેમ માની લેવું તે ક્ષન્તવ્ય ન કરી શકાય તેવી મનુષ્ય મનની નબળાઇ છે. સત્પુરૂષાર્થ હોય તો કાર્ય સિદ્ધિ થોડે ઘણે દરજ્જે થયા વગર રહેતી નથી. માટે દરેક સશકત પુરૂષે પુરૂષાર્થ કરવો જોઇએ. કારણ કે નસીબ એ પણ પુરૂષાર્થનુંજ કાર્ય છે, એટલે કે ભૂતકાળના પુરૂષાર્થના ફળનો સંચય તે નશીબ, અને વર્તમાન કાળનો પુરૂષાર્થ તે આ જન્મનો ઉદ્યોગ અને આવતા ભવનું નસીબ એમ ઠરે છે. જ્યારે આમ છે, ત્યારે દરેક પુરૂષે સત્પુરૂષાર્થ કરવોજ જોઇએ કે,જેથી આ ભવ તેમજ પરભવમાં સુખ પ્રાપ્ત કરી શકાય. આ ભવમાં જો ઉદ્યોગ કર્યો હશે અને તે જો નીતિથી અને પ્રમાણિકપણાથી કર્યો હશે તો તેને સારે પરિણામે ભાવિનું સ્થૂળ પણ સારૂં બંધાશે, અને પર ભવમાં સુખી થવાશે. માટે જો ત્રણે કાળમાં સુખ મેળવવાનો ઈરાદો હોય તો, નસીબને ગૌણ અને પુરૂષાર્થ મુખ્ય માનીને અહોનિશ પુરૂષાર્થી થવાના દરેક સવિચાર મનુષ્યની પ્રથમ ફરજ છે. કહ્યું છે કેઃ—

दैवं पुरुषकारेण साध्यसिद्धिनिवंधनं ।
योऽतिक्रमितुमिच्छेत स लोके नावसीदति ।।

અર્થ—પુરૂષાર્થવડે સાધન કરવા યોગ્ય સિદ્ધિનું બંધન રૂપ દૈવ છે. જે માણસ તેને ઉલ્લંઘન કરવાને ઇચ્છે છે તે માણસ દુઃખી થતો નથી. અર્થાત્ સુખી થાય છે. માટે ઉદ્યોગવડેજ દૈવ અજમાવવું. પણ ઉદ્યોગરહિત થઇને કેવળ દૈવના ઉપર આધાર રાખીને બેશી રહેવું નહિ.

હવે જેમ કોઇ માણુસ, ચોખા, રૂ, ઘી, ખાંડ, તેલ કે અન્ય વસ્તુનો વેપાર કરે છે, તેમાં નફો મેળવવાનો અહોનિશ પ્રયત્ન કરે છે, સાધનો મેળવે છે અને વિવિધ વિચારો કરી ઉદ્યોગ કરે છે. પછી વર્ષની આખરે જ્યારે સરવૈયું કાઢે છે, ત્યારે જો નફો થયો હોય તોપણ નશીબ ઉપર રાખે છે. અને નુકશાની થઇ હોય તો પણ નશીબ ઉપર આધાર રાખે છે. કારણ કે તે નિમિત્ત આગળ ધરવાથી તેની હર્ષ શોકની લાગણી શાંત થાય છે. તે કુદરતના નિયમને તાબે થતાં

શીખે છે અને તેની ગર્વની અને દીનતાની લાગણી ઓછી થાય છે. એટલે કે પૈસાની પ્રાપ્તિથી જે ગર્વની અને તેના નુકશાનની જે દિનતાની લાગણી ઉદ્દ્ભવે છે, તે નશીબના બાનાથી હદનું અતિક્રમણ નહિ કરતાં, પાછી સમાઇ જાય છે. નશીબ માનવાના આ શુભ હેતુને નહિ સમજનારા બિન વિચારે નશીબ ઉપર આધાર રાખવાની ટેવ પાડતાં શીખે છે. પણ તે તેમના હકમાં બહુ નુકશાનકારક નીવડે છે. કારણ કે નશીબના ખરા અર્થની ગેર સમજણને પરિણામે, માણસો આળસુ રહેતાં શીખે છે. અને નશીબમાં લખ્યું હશે તેમ થશે, એ સૂત્રના અધ્યયનમાં મશગુલ રહીને પોતાના હિતને હાનિ પહોંચાડે છે. પણ આવા વિચારવાળા મનુષ્યોએ સમજવું જોઇએ કેઃ—

न दैवमितिसंचित्य त्यजेदुद्योगमात्मनः।
अनुद्यमेन कस्तैलं तिलेभ्यः प्राप्तुमर्हति ॥

અર્થ—જેમ દૈવમાં હશે તેમ થશે એમ ધારીને પોતાનો ઉદ્યોગ છોડી દેવો નહિ. કારણ કે ઊદ્યમ કર્યા વગર તલમાંથી તેલ પણ મેળવી શકાતું નથી. એટલે કે તલને પીલવાનો ઉદ્યમ કરવામાં ન આવે તો તેલની પ્રાપ્તિ જેવી રીતે થતી નથી, તેવીજ રીતે ઉદ્યમ કર્યા વગર સિદ્ધિ થતી નથી.

વિદ્વાનો અને મહાત્માઓના ઉદ્યોગની આવશ્યકતા વિષેનાં આવાં સ્પષ્ટ કથનો છતાં પણ એકલા નશીબ ઉપર આધાર રાખીને નિરૂદ્યમી રહેનારા અવિચારી મનુષ્યો આધુનિક સમયમાં આર્યાવર્ત્તમાં સંખ્યાબંધ માલુમ પડેછે. આ દેશ ઉદ્યોગ હુન્નરની આબાદીમાં પછાત છે, તેનું કારણ પણ આવા લોકનું નિરૂદ્યમીપણુંજ છે. દેશની ધાર્મિક સાંસારિક કે સામાજીક પ્રકૃતિનો અભાવ જે હાલ જોવામાં આવે છે, તેનું કારણ પણ ઉકત આચાર વિચારવાળા માણસોજ છે. આર્યાવર્ત્તની આવી દુઃખદ સ્થિતિ નીહાળીને કયા હિંદવાસીના હૃદયમાં દયાની સાથે શોકની લાગણી ઉત્પન્ન નહિ થાય ?

ભરતખંડ અધોદશામાં છે, કારણ કે લોકો નિરૂદ્યમી અને પ્રમાદી છે. ઉદ્યમ કરવો તેમને અલખામણો લાગે છે. તેમને મફત

ખાવાનું અને ખરચવાનું મળે તો તેઓ શેકયો પાપડ ભાંગવાની પણ તસ્દી લે તેવા નથી. અરે! જેઓ ઉદ્યમનો બોધ કરે છે, તેઓ પણ જેવા જોઈએ તેવા ઉદ્યમી આ દેશમાં જોવામાં આવતા નથી. તેઓ ઘણી ખરી વખત ભુલી જાય છે કે દુનિયામાં મનુષ્યની કીંમત તેના વિચારથી કે કહેણી માત્રથી થતી નથી. પણ વિચાર અને કહેણી પ્રમાણે રહેણી—વર્તન હોય તોજ તેની કીંમત આંકી શકાય છે. અરે! આ વાત જેઓ સમજે છે, તેમાંના ઘણા ખરા વિચાર પ્રમાણે આચાર રાખનારા નજરે પડતા નથી. પુરૂષાર્થને માટે મોટાં મોટાં ભાષણો આપનારા પણ કેટલીક વખતે આળસુ કરતાં ચઢીઆતા દેખાતા નથી. આપણા દેશમાં આવી સ્થિતિ જોવામાં આવે છે તેનાં કારણો ભિન્ન ભિન્ન છે. આખા દેશનું વાતાવરણ આળસનાં ઝેરી પરમાણુંઓથી ભરેલું છે, તેથી તેની અસર સમજુ મહાત્માઓને પણ થતી હોય તો તેમાં આશ્ચર્ય નથી. હવે જો યુરોપ અમેરિકાના મહાત્માઓના જીવનનો આપણે અભ્યાસ કરશું તો મોટો તફાવત આપણા જોવામાં આવશે. તે દેશના મહાત્માઓ જે પ્રમાણે બોધ આપે છે તે પ્રમાણે વર્તન રાખનારા હોય છે, કારણકે બોલવા કરતાં કરી બતાવવાની કીંમત કેટલી વધારે છે,તે તેઓ સારી રીતે સમજે છે.Example is better than precept માત્ર મુખ વચનોથી બોધ દેવા કરતાં જાતે કરી બતાવવાથી કેવી સરસ અને આબાદ અસર થાય છે, તેની તેમને સંપૂર્ણ માહીતી છે. તેઓ પોતે ઉદ્યોગ કરવાનો બોધ આપીને ખુરશી કે ગાદીતકીએ બેશી રહેવાની આદતવાળા હોતા નથી. તેઓ અખંડ ઉદ્યોગી, આગ્રહી અને નિષ્ફળ થયા છતાં પણ પુનઃ પુનઃ પ્રયત્ન કરવાના અલૌકિક સ્વભાવવાળા જોવામાં આવે છે. તેઓનું વર્તન અનુકરણીય, આદરણીય, અને પૂજ્ય દેખાય છે. ખચીત આવા ઉમદા વર્તનવાળા મહાત્માઓ જે દેશમાં જન્મ પામ્યા છે, તેજ દેશ સર્વ પ્રકારે સુખી અને આબાદ હોય છે. તેઓ પોતાના દેશી બંધુઓને આળસના ગુલામ થતાં તથા પ્રમાદને તાબે થતાં અટકાવે છે. ઉદ્યોગ એજ ખરા સુખને અને આબાદીને આપનારો છે. એ રૂડાં સૂત્રનું ઉમદા શિક્ષણ તેઓ અહોનિશ પોતાના દેશી

ઓને આપે છે. તેમનું આ પ્રતિનું શિક્ષણ ખરેખર યથાર્થ છે. કારણ કે કહ્યું છે કેઃ—

न लभन्ते विनोद्योगं जन्तवः संपदांपदम् ।
सुराः क्षीरोदविक्षोभमनुभूयामृतं पपुः ॥

અર્થ—પ્રાણી માત્ર ઉદ્યોગ શિવાય સંપત્તિનું સ્થાન પામતાજ નથી. કારણ કે દેવતાઓએ પણ સમુદ્ર મથનનો જબરો પ્રયત્ન કર્યો ત્યારે તેઓ અમૃત મેળવી શકયા અને તેનું પાન કરી શકયા.

હવે અન્ય દેશના ઉદ્યોગશાળી મહાત્માઓનું વર્તન આવા પ્રકારનું છે. તે જાણવા છતાં પણ આપણે આપણા વર્તનને ઉદ્યોગશાળી બનાવી શકતા નથી તે કેટલા ખેદની વાત છે? યુરોપ અમેરિકાના દેશો ઉદ્યોગના બળે વીજળીના વેગથી આબાદીમાં અને સમૃદ્ધિમાં વધ્યા જાય છે. તે જોવા તથા અનુભવવા છતાં પણ આપણે આળશના ગુલામ થઈને ઘોર નિંદ્રામાં પડયા છીએ તે આપણને ઘણું શરમાવનારૂં છે. આપણા કરતાં તો નાની ઉમરનાં બાળકો હજાર દરજજે સારાં હોય છે.કે જેઓનું હર હમેશનું વર્તન ઉદ્યોગ પૂર્ણ હોઇ પુખ્ત ઉમરના મનુષ્યોને બોધકારક આદર્શ રૂપ સર્વથા દૃશ્યમાન થાય છે. તે બાળકો પોતાના પ્રવૃત્તિમય જીવનથી ઉદ્યોગી થવાનો ધડો આપતા નથી એમ કોણ કહેશે? બાળકોની આવી ઉદ્યોગ પરાયણ નિર્દોષ જીંદગીનું કારણ સમજવું મુશ્કેલ નથી કારણ કે બાળકોને આળસનો અને તજજન્ય ખાલી મોજમજા તથા ખોટા સુખનો અનુભવ થયો નથી તેથી તેમનાં શરીરો ઉદ્યોગના જુસ્સાથી અને ઉત્સાહથી ભરેલાં હોય છે. ઉદ્યોગ વગરનું જીવન કેવું હોઇ શકે, અગર તેવા જીવનનું અસ્તિત્વ સંભવે કે નહિ તે તેઓ જાણતાજ નથી. પણ અફસોસ! કે ઉદ્યોગની પ્રીતિની આ સ્થિતિ તે બાળકો લાંબો વખત ભોગવતાં નથી. કારણ કે મોટાં અને સમજણાં થયાં અવલ આળસુ માણસોના પરિચયમાં તેઓ આવવા લાગે છે, અને તે સંગ દોષથી તેઓ આળસુ થતાં શીખે છે. કુસંગથી શું શું હાનિ નથી થતી? અર્થાત્ સર્વ પ્રકારની હાનિ કુસંગથી થાય છે. કહ્યું છે કેઃ—

अहो दुर्जनसंसर्गान्मानहानिः पदे पदे ।
पावको लोहसंगेन मुद्गरैरभिहन्यते. ॥

અહો ! દુર્જનના સંગથી પગલે પગલે માનની હાનિ થાય છે, લોઢાના સંસર્ગથી અગ્નિ ઉપર મુદ્દગરો ( હથોડા )ના ઘા પડે છે.

વળી કહ્યું છે કેઃ—

दुष्टतां दुष्टसंसर्गात् अदुष्टमपि गच्छति ।
सुराबिन्दुनिपातेन पञ्चगव्यघटो यथा. ॥

अणुरप्यसतां संगो सद्गुणं हन्ति विस्तृतं ।
गुणरूपान्तरं याति तक्रयोगाद्यथा पयः ॥

અર્થ—જેવી રીતે પંચગવ્યનો ઘડો એકજ દારૂના બિંદુથી દૂષિત થઇ જાય છે, તેવીજ રીતે અદોષિત વસ્તુ પણ દોષિતના સંગથી દુષ્ટતાને પામે છે.

જેમ થોડી છાસના સંસર્ગથી દુધના ગુણ અને રૂપ ફરીને દહીં થઈ જાય છે, તેવીજ રીતે દુર્જનનો સંગ થોડો હોય તોપણ તે વિસ્તાર પામેલા સદ્દગુણને હણે છે.

કુસંગ જ્યારે આટલો બધો નુકસાનકારક શાસ્ત્રકારોએ ગણ્યો છે, તો તે કુસંગ અલ્પજ્ઞ અણસમજણા બાળકને નુકસાન કર્યા વગર કેમ રહે ? આળસુ મનુષ્યોના પરિચયમાં આવવાથી જે બાળકો એક વખત સંપૂર્ણ ઉદ્યોગી હતાં, તેઓ આળસુ થયા વગર કેમ રહે ? તેઓ આળસુ અને પ્રમાદી થાય છે, દેશના દારિદ્રયમાં વૃદ્ધિ કરે છે, અને દેશને ઉપયોગી થવાને બદલે ભારરૂપ થાય છે. ભારતને કૂમ ભાગ્યે આવા ભાર રૂપ મનુષ્યોની સંખ્યા અન્ય દેશો કરતાં આ દેશમાં વિશેષ છે. અરે ! જે દેશના વીર પુત્રો ઉદ્યોગના બળથી પૂર્વકાળમાં પોતે પ્રખ્યાત થઈને પોતાની ન્યાતને અને દેશને પણ પ્રખ્યાત કરી શકતા હતા, તેજ ભારતની ઉદ્યોગ સંબંધી હાલ અધોગતિ જોઈને કયા દેશાભિમાનીનું કાળજું દગ્ધ થયા વગર રહેશે ?

એક વિદ્વાન કહે છે કે, દેશમાં આળસ્યરૂપી અનર્થ ન હોત તો કયો માણસ શ્રીમાન્ અને વિદ્વાન્ થયા વગર રહેત ? સમુદ્ર પર્યંત આ પૃથ્વી લોક નર પશુઓથી અને દરિદ્રીઓથી ભરેલ છે, તે આળસરૂપી શત્રુને લીધેજ છે એમ જાણવું.

આ બોધદાયક વાકયમાંથી આપણે ઘણુંજ જાણવાનું છે, બહુજ વિચારવાનું છે, અને તેનાપરથી બહુજ સાર ગ્રહણ કરવાનો છે. માટે પ્રત્યેક મનુષ્યે ઉપલા શબ્દો વિષે પોતાના અંતઃકરણમાં વિચાર કરવો કે, એવો કયો ઉપાય છે કે જેથી આળસરૂપી અધમ રાક્ષસની બેડીમાંથી મુકત થવાય, ઉદ્યોગરૂપી કલ્પવૃક્ષની પાસે જવાય અને ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ કરી શકાય ?

અખંડ આગ્રહથી ઉદ્યમ કરવો એજ આળસની બેડીમાંથી છુટવાનો રસ્તો છે. આળસ અને પ્રમાદનો ત્યાગ કરવો એજ કલ્પ વૃક્ષ જેવા ઉદ્યમ પાસે જવાનો ઉપાય છે, અને ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવાના પણ એજ સરલ માર્ગો છે.

ઉદ્યોગી મનુષ્ય સર્વ પ્રકારે સુખી હોય છે, તેનું શરીર કેટલું બધું મજબૂત, દૃઢ અને સ્ફુર્ત્તિવાળું હોય છે? તેનું મન કેવું શાન્ત અને સુખી હોય છે? તેનો ખ્યાલ આળસુને આવવો કઠણ છે. Health is wealth તંદુરસ્તી એ દોલત છે. એ અંગ્રેજી કહેવત પણ ઉદ્યોગી મનુષ્યોનેજ લાગુ પડે છે. કારણ કે જેઓ ઉદ્યોગી હોય છે, તેઓજ તંદુરસ્ત હોય છે. અને તંદુરસ્ત હોય છે, તેઓજ અથાગ પરિશ્રમ કરીને પૈસો મેળવી શકે છે.

ઉદ્યોગીને વખતનો કે કામનો કંટાળો આવતો નથી. તેને એક વર્ષનો વખત એક દિવસના જેવો ટુંકો લાગે છે. અને આળસુને એક વર્ષ એક ભવ જેવું થઇ પડે છે. ઉદ્યોગી મનુષ્ય કામથી કંટાળતો કે, મુંઝાતો નથી. પણ ઉલટો આનંદ પામે છે. ઉદ્યોગી કાર્યો મનુષ્યને નિન્દા કરવાનો,નકામાં કાર્યો કરવાનો,વ્યર્થ લવારો કે કુથળી કરવાનો, અથવા તો વ્યર્થ ગપાટા મારવાનો વખત મળતો નથી. પણ આળસુ મનુષ્યને આવી પ્રતિનાં કાર્યો કર્યા વગર ચેન પડતુંજ

નથી. વિકથા કરવાનો તો આળસુ મનુષ્યને શોખ હોય છે. નકામાં કાર્યો કરવાથી એનું મન પ્રસન્ન રહે છે. અને વ્યર્થ લવારો કરવાથી એનું વાક્ ચાતુર્ય પ્રબળ થાય છે, તેમ તે સમજતો હોય તેમ જણાય છે. વ્યર્થ ગપાટા મારવા તે તેનું ખાસ કર્તવ્ય છે, એમ તે માને છે. કારણકે આ પ્રતિની ઉપયોગી અને માનવંતી ફરજો બજાવ્યા વગર તેણે ખાધેલું અનાજ તેના જઠરમાં હજમ થતું નથી, એ કાર્ય શિવાય તેને અન્ય ધંધો કરવાની રૂચિ થતિ નથી, બીજો ધંધો કરવાની તેને ફુરસદ કે અનુકૂળતા રહેતી નથી. અરે ! આ આળસુ મનુષ્યની કેટલી બધી અધમ અને દયાજનક સ્થિતિ છે ? તેનો ખરો ખ્યાલ સમજુ અને વિદ્વાનોનેજ આવી શકશે. અન્ય ટુંકી દૃષ્ટિવાળાને આ વિષેનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. અરે ! આવો અમૂલ્ય ભવ આલસ્યમાંજ ગુમાવી દેવો એ કેટલી બધી મૂર્ખાઈ છે? તે વિષે વિશેષ નહિ કહેતાં આ મનુષ્ય દેહની ઉત્તમતા વિષે એકાદ બે ઉદાહરણો આપું છું તેથી સ્પષ્ટ સમજાશે કે, જે મનુષ્ય આળસુ છે, તે પોતાને અને પરને અત્યંત હાનિ કરે છે.

મનુષ્ય દેહની ઉત્તમતા વિષે જૈનશાસ્ત્રોમાં દશ દૃષ્ટાંતો આપ્યાં છે. તેમાંનું એક દૃષ્ટાંત સંક્ષેપમાં નીચે આપવામાં આવે છે.

એક બ્રાહ્મણ ઉપર એક ચક્રવર્તિ રાજા સંતુષ્ટ થયો, અને વર માગવા કહ્યું, ત્યારે તેણે પોતાની પત્નીની સલાહથી પ્રત્યેક ઘરેથી ભોજન અને સુવર્ણ મોહોરની દક્ષિણા આપવાની માગણી કરી. રાજાએ તે કબૂલ કર્યું. અને પહેલે દિવસે પોતાને ઘરે જમવા આવવાનું તેને આમંત્રણ કર્યું. બ્રાહ્મણ સમય થયે રાજાને ઘરે જમવા ગયો. અને જુએ છે તો હજારો જાતની રસોઈ, હજારો જાતનાં શાક, ભાજી, પકવાન, ચટણી, અથાણાં વીગેરે પીરસાયેલાં દીઠાં. કારણકે ચક્રવર્તી રાજા પાસે ૩૬૦ રસોઇઆ હોય છે. અને પ્રત્યેક રસોઈઓ બાર માસ સુધી વસ્તુઓ એકઠી કર્યા કરે છે, અને ત્રણસે સાઠમે દિવસે રસોઇ કરે છે, ત્યારે રાજા તેની તેયાર કરેલી રસોઇ જમે છે. એ પ્રમાણે દરેક રસોઈયા કરે છે. અને પોતાના નિયમિત દિવસે ઉત્તમોત્તમ રસોઇ તૈયાર કરીને રાજાને જમાડી ખુશી કરે છે. દેવતાને

પણ દુર્લભ એવું ભોજન રાજાને ત્યાં જમીને બ્રાહ્મણ તો ચકિત થઇ ગયો, અને બીજે દિવસે પ્રધાન વગેરેને ઘેર જમવા ગયો, ત્યારે પણ તે રસોઇને સંભારવા લાગ્યો, પણ કયાંહી તે રસોઇ મળે નહિ. હવે છ ખંડ તથા સર્વ દેશોની પ્રજાના દરેક મનુષ્યને ઘરે જમી રહે ત્યારે ફરીને ચક્રવર્તીને ઘેર જમવાનો વારો આવે, અને આમ કરતાં હજારો વર્ષો જોઇએ અને તેટલું તો એનું આયુષ્ય નહિ, તેથી સર્વદા નૃપ રસોઈની ભાવનામાંજ તે રહેતો. પણ તે રસોઈ મળવી અત્યંત દુર્લભ થઈ પડી. આ ઠેકાણે શાસ્ત્રકાર કહે છે કે, આ બ્રાહ્મણને કોઈ દેવની સહાયતાથી કદાચ ચક્રવર્તીના ગૃહનું ભોજન ફરીથી મળવાનો સંભવ છે. પણ ગત મનુષ્ય દેહ ફરી ફરીને પ્રાપ્ત કરવો, એ તો અત્યંત દુર્લભ છે. કારણકે અનાદિકાળથી ચોરાશી લાખ યોનિયોમાં અટન કરતાં કરતાં જ્યારે અકામ નિર્જરાથી અત્યંત પુણ્ય રાશી એકઠી થાય, ત્યારે આ મનુષ્ય દેહ મળે છે. અને તે જો આલસ્યમાં વૃથા ખુએ તો ફરી ચોરાશીના ફેરામાં જવાનું રહ્યું, તેથી ફરી ફરીને તે દેહ પામવો, તે પેલા બ્રાહ્મણને ચક્રવર્તીની રસોઇ દુર્લભ થઈ પડી હતી, તે કરતાં પણ વધારે દુર્લભ વાત છે. તો હે બાંધવો ! આ અમૂલ્ય દેહ આપણે આલસ્યમાં ગુમાવીએ તે કેટલું બધું શોચનીય છે ? અને કેટલું બધું દયાજનક છે ? તે વિચારવાનું આપનેજ સોપું છું.

આળસ્ય એજ ખરેખર મહા શત્રુ છે. આળસ્યના દૂરના પરિણામ વિષે એક વાર્તા કહેવામાં આવે છે. તે જો કે સુપ્રસિદ્ધ અને જગ જાણીતી છે, તોપણ અનેક પ્રકારે બોધદાયક હોવાથી અત્રે આપીએ છીએ.

એક વખત ચક્ષુ, શ્રોત્ર, ઘ્રાણ, જીંહ્વા, સ્પર્શેંદ્રિય, અને હસ્ત પાદાદિ ઇંદ્રિયો એકઠી થઇને એક બીજાની ઉપયોગિતા ગણાવા લાગી. ચક્ષુ કહેવા લાગી કે, પ્રત્યેક વસ્તુની પરીક્ષા કરવામાં ખાડો, ખાંચો જોવામાં સારૂં નરસું તપાસવામાં, ધોળો, પીળો, નીલો, કાળો, લાલ આદિ રંગોની પરીક્ષા કરવામાં હું જેટલી મદદ કરૂં છું. તેટલી બીજી કઇ ઈંદ્રિયો કરે છે? આ સાંભળીને શ્રોત્ર કહે છે કે, હું ન હોત તો

તારા એકલાથી કાંઇ ન થાત. કારણકે, આ વસ્તુ સારી છે, આ વસ્તુ ખરાબ છે, આ રંગ લાલ છે, આ રંગ પીળો છે, આ લીલો છે, આ સફેદ છે, આ કાળો છે, આ રત્ન ઉંચું છે, આ મધ્યમ છે, વિગેરે પ્રથમ શ્રવણ કર્યા વિના તું શી પરીક્ષા કરશે? માટે ખરેખર જરૂર પ્રથમ તો મારી છે. ત્યારે ઘ્રાણ ઇંદ્રિય કહેવા લાગી કે, મારાવડેજ તમે સહુ કાયમ રહો છો. અને અસ્તિત્વ ભોગવો છો. કારણ કે હું નાસિકાદ્વારા શુદ્ધ હવાનો શ્વાસ લઉં છું, અને ખરાબ હવા બહાર કાઢી નાખું છું, અને તે પ્રમાણે જો હું ન કરતી હોત તો, તમો સૌ ક્યારના પ્રયાણ કરી ગયા હોત. માટે હું તો તમારી સૌની પોષક ઇંદ્રિય છું, આ સાંભળી જીંહ્વા કહે છે કે, જો હું ન હોત તો, વિવિધ પ્રકારના રસની પરીક્ષા કરવામાં, વિવિધ પ્રકારના ઉચ્ચાર કરી આગલાને બોધ કરવામાં, તથા આ વસ્તુ સારી છે, આ વસ્તુ ખરાબ છે, આ રંગ લાલ છે, આ રંગ પીળો છે, આ રત્ન કીંમતી છે, આ રત્ન ખોટું છે, આદિ બાબતોનો બોધ કરવામાં તમારામાંથી કોણ સમર્થ છે? માટે મારા વિના તો, તમે સૌ જીવતે મુઆ જેવા છો. આવી રીતે સ્પર્શ હસ્ત, પાદાદિ ઇંદ્રિઓએ પોતપોતાના ઉપયોગ વિષે આપ વડાઈ કરીને પોતે બીજાનાં કરતાં વિશેષ ઉપયોગી છે એમ બતાવવા આગ્રહ પૂર્વક વિવેચન કર્યુ. આખર બધી ઇંદ્રિયો ભેળી થઇને વિચાર કરવા લાગી કે, આપણે તો બધી, થોડી ઘણી પણ ઉપયોગી છીએ; પણ આ જઠર કાંઇપણ ઉદ્યોગ કરતું નથી, અને બેઠું બેઠું આપણી કમાણી ખાયા કરે છે, માટે આપણે બધાએ થોડા દિવસ ઉદ્યમ કરવાનું બંધ રાખવું, અને પછી આપણે જોવું કે, જઠર શું ખાય છે? આમ નિશ્ચય કરીને બધી ઇંદ્રિઓએ થોડા દિવસ કામકાજ કરવાનું બંધ રાખ્યું, અને નિરૂદ્યમી રહી. આ અવિચારી ઇંદ્રિયોના જાણવામાં નહોતું કે, જઠર પણ અન્ન પચાવવાનું અને લોહી ઉત્પન્ન કરવાનું કામ કરે છે, અને તેના લીધે સર્વ ઇંદ્રિઓને અને અવયવોને શકિત મળે છે. આ વિષે વિચાર કર્યા વગર અને સમજણ મેળવ્યા વગર, જઠર ઉપર ખોટો આરોપ મુકીને પ્રમાદી થવામાં બધી ઇંદ્રિઓ પ્રવૃત્ત થઇ. પણ તે સ્થિતિમાં બે દિવસ રહી

નહિ, તેટલામાં તો આંખે અંધારાં આવવાં લાગ્યાં, કાનની સાંભળવાની શકિત શિથિલ જણાવા લાગી, શ્વાસોશ્વાસ લેવામાં મહેનત પડવા લાગી, શબ્દ બોલતાં જીભ અટકવા લાગી, પગથી ચલાય નહિ,હાથથી કાંઇ કામ થાય નહિ, એવી સ્થિતિ બધી ઇંદ્રિયોની થઇ પડી, અને થોડાજ વખતમાં આવી રીતે અશકત થઇ પડેલી બધી ઇંદ્રિઓ ભેળી મળીને વિચાર કરવા લાગી કે, આપણી સર્વની આવી સ્થિતિ થવાનું કારણ શું હશે ? આ વખતે જઠર કે જે અત્યાર સુધી મૌન રહ્યું હતું, તે બોલ્યું કે, અરે ! અવિચારી ઇંદ્રિઓ, તમને મારી ઉપયોગિતાનું ભાન નથી ? અને તમારા સૌના પોષણ માટે હું જે કામ બજાવું છું, તે તમને માલૂમ નથી ? પણ ખોરાકને પચાવી તેનું લોહી બનાવવાનું, અને તે લોહી તમારી સૌની પુષ્ટિ માટે નસોદ્વારા શરીરના જુદા જુદા ભાગ તરફ મોકલવાનું બહુ ઉપયોગી કામ હું બજાવું છું. માટે હું નિરૂદ્યમી નથી, પણ ઉદ્યમી છું, અને નિરૂપયોગી નથી, પણ તમને સર્વને એક સરખી રીતે ઉપયોગી છું. જઠરનું આ બોલવું સાંભળીને સર્વ ઇંદ્રિઓ અજાયબ પામી, અને જઠરનો ઉપકાર માની પૂર્વવત્ પોતાનાં કામો નિયમિતપણે બજાવવામાં ઉદ્યુકત થઇ. આને પરિણામે બધાનો સમુહરૂપ દેહ પણ પૂર્વ પ્રમાણે પુષ્ટ અને તંદુરસ્ત થયો.

આ રૂપક ઉપરથી બોધ એ લેવાનો છે કે, ઇન્દ્રિઓ એ વ્યક્તિઓ છે, અને દેહ એ દેશ જગત કે સૃષ્ટિ છે. તો જેમ દરેક ઇન્દ્રિય દેહને ઉપયોગી છે, તેમ દરેક વ્યકિત દેશ, જગત કે, સૃષ્ટિને ઉપયોગી છે.જેમ દરેક ઇન્દ્રિયના વ્યવહાર ઉપર આખા દેહની ચડતી કે, પડતીનો આધાર છે, તેમજ દરેક વ્યકિતના વર્તન ઉપર દેશ, જગત કે, સૃષ્ટિની ચડતી કે પડતીનો આધાર છે. દરેક ઇન્દ્રિય સુખી હોયછે ત્યારે આખો દેહ જેમ સુખી રહે છે, તેમ દરેક વ્યકિત સુખી તો આખો દેશ, જગત કે, સૃષ્ટિ સુખી હોય છે. અને કોઇ પણ ઇન્દ્રિયને દુઃખ થતાં, જેમ દેહમાંની પ્રત્યેક ઇન્દ્રિયને ધકકો લાગે છે, તેમ કોઇ પણ વ્યકિતને દુઃખ થતાં, દેશ, જગત કે,સૃષ્ટિમાંની પ્રત્યેક વ્યકિતને આડકતરી રીતે ધકકો લાગે છે. જેમ ઉપલી વાતમાં દરેક ઇન્દ્રિય

પોતપોતાનું કામ, છોડીને બેઠી, તેથી આખર દેહની અને પોતાની પાયમાલી થઈ, તેમ દરેક વ્યકિત જો ઉદ્યોગ તજીને બેસે તો, તેટલે અંશે દેશ, જગત અને સૃષ્ટિની સાથે પોતાની પાયમાલી પણ અનુભવવા માંડે. જેમ દરેક ઇન્દ્રિય પોતપોતાનું કામ, પોતાની ફરજ ગણીને કરે છે, તેમ દરેક વ્યકિતએ પોતપોતાનું કામ બજાવતી વખતે જેમ બીજા ઉપર ઉપકાર કરૂં છું, એમ નથી સમજતી, પણ પોતાનું કર્તવ્ય છે, તેમજ સમજે છે. તેવીજ રીતે દરેક વ્યકિતએ પણ હું કામ કરૂં છું તેથી દેશ કે, કુટુંબ ચાલે છે, એવી બુદ્ધિ ન રાખતાં પોતાની ફરજ સમજીને કરવું જોઇએ, અને જેમ દરેક ઇન્દ્રિય પોતપોતાને યોગ્ય કામ કરે છે, તેમજ દરેક વ્યકિતએ પણ પોતાની શકિત, સંયોગો અને સાધનો વિચારીને, પોતાને યોગ્ય જે કામ હોય, તે દરેક કામ કરવું અને જે કરવા માંડવું તેને સંપૂર્ણતાએ પહોંચાડવું.

ઉદ્યોગ એજ કલ્પવૃક્ષ છે, અને ઉદ્યોગ એજ ચિન્તામણિ રત્ન છે. માટે મનુષ્ય ઉદ્યોગ પાસે જે જે માગશે, તે તે તેને મળશે. એમાં જરા પણ સંશય નથી. જો, મનુષ્ય એક નિષ્ઠાથી ઉદ્યોગ કરે, તો તે પણ ધારેલી સ્થિતિએ પહોંચે, એ ચોકસ સમજવું. માટે દૈવને કે, નસીબને ભરોસે ન રહેતાં ઉદ્યોગજ કર્યા કરો, જુવો, શાસ્ત્રકારો પણ દૈવનો આધાર ન રાખતાં ઉદ્યોગપરાયણ થવાનો કેવો બોધ આપે છે.

विहाय पुरुषं यो हि दैवमेवावलम्बते ।
प्रासादसिंहवत्तस्य मूर्ध्नि तिष्ठन्ति वायसाः ॥

અર્થ—જે માણસ પોતાના પુરૂષાર્થનો ત્યાગ કરીને દૈવ ઉપર આધાર રાખે છે, તે માણસ ચીતરેલી અથવા ઘડેલી સિંહની મૂર્તિઓ જે મોટા મહેલો પાસે મુકવામાં આવેલી હોય છે, તેના જેવો છે. કારણ કે તે સિંહની મૂર્ત્તિઓ, છતાં પણ તેના ઉપર જેમ નિડરપણે કાગડાઓ બેસે છે, તેમ દૈવપર આધાર રાખનારા મનુષ્યોમાં પણ અવગુણોથી અનાયાસે પ્રવેશ કરી શકાય છે.

વળી કહ્યું છે કેઃ—

निपानमिव मंडूकाः सरः पूर्णमिवाण्डजाः ।
सोद्योगं नरमायान्ति विवशाः सर्वसंपदः ॥

અર્થ—દેડકા જેમ નિપાન માર્ગને પામે છે, અંડજ જંતુઓ જેમ પરિપૂર્ણ સરોવરને પામે છે, તેમ ઉદ્યોગી પુરૂષને સર્વ સંપત્તિ આવી મળે છે.

માટે સર્વ સુખ અને સંપત્તિ મેળવવાની જેની ઇચ્છા હોય, તેણે નસીબપર આધાર ન રાખતાં પુરૂષાર્થનો આશ્રય લેવો.

જુઓ, આજથી ખસો વર્ષ પહેલાં અમેરિકાની સ્થિતિ કેટલી બધી દયાજનક હતી, અને તે વખતે કદી પણ ત્યાંના લોકોના ધારવામાં હશે કે એક વખત અમો વિદ્યા, કળા અને હુન્નરમાં સર્વ દેશ ઉપર શિરોમણિપણું ધારણ કરીને સ્વતંત્ર સુખ અનુભવશું ? અને સર્વ વાતે આગેવાની કરવામાં પહેલે નંબર ચડીશું ? આ વાત તેમના સ્વપ્નામાં પણ ન હતી. પણ ઉદ્યોગ, ઉદ્યોગ અને ઉદ્યોગજ તેમણે સેવ્યા કર્યો. એનીજ ભક્તિ, એનીજ ઉપાસના અને એનીજ સ્તુતિ તેઓ અહર્નિશ કરવા લાગ્યા. એજ પ્રેમ, એજ ભોજન, એજ વસ્ત્ર, એજ ખાનપાન, એજ સુખ, એજ ગુણ, એજ દાન, એજ શિયળ, એજ તપ, એજ ભાવ, એજ પરમ સુખનિધાન, એજ આનંદ સ્થાન, એજ ઉપાદેય વસ્તુ અને એજ સર્વ સુખનું મૂળ જાણીને તેની પાછળજ ત્યાંના લોકો મંડ્યા, અને તે ઉદ્યોગ દેવ સંતુષ્ટ થયે તે દેશના લોકોને નવ નિધિ અને અષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થયાં છે, અને તેજ અમેરિકા દેશ જન સ્વતંત્રતાનો સુગંધ ફેલાવી, અન્ય દેશના લોકોના પ્રાણને તેનાથી હિત કરવા મથે છે, અને ઉદ્યોગની ભક્તિ કરવાનો ઉમદા બોધ આપે છે, પોતે જેવડે તર્યો છે, તેજ ઉદ્યોગ બળથી તરવાનો ઉપદેશ હિંદુસ્તાન જેવા અધોગતિએ પહોંચેલા દેશને નિરંતર આપે છે.

કિંમતી વસ્ત્રો જેમ એક સ્થાને રાખવાથી સડી જાય છે, વાસણોને જેમ સાફ કર્યા વિના મેલ ચડી જાય છે અને હઠયોગવાળા

સાધુઓ એક હાથને ઊભો રાખીને હઠયોગનો પ્રયોગ કરે છે, ત્યારે તે હાથ જેમ સુકાઇ લાકડા જેવો નિરૂપયોગી થઇ જાય છે, તેમ મનુષ્યની પ્રત્યેક ઇંદ્રિયોનો ઘટતો ઊપયોગ ન કરવાથી તેમની શક્તિ બહાર આવતી નથી; પણ ઊલટી હોય તે વિરામવા માંડે છે, માટે એટલું તો દરેક મનુષ્યે પોતાના અંતઃકરણમાં કોતરી રાખવું જોઇએ કે, ઉદ્યોગ વગર શરીર તંદુરસ્ત રહેતું નથી, અને તેનાં અંગો તથા અવયવોમાં સ્ફુર્ત્તિ આવતી નથી. ઉદ્યોગ નહિ કરનારનું શરીર ચરબીવાળું થઇ જાય છે, અને તેવા શરીરમાં મુદ્દલ ચાંચલ્ય કે સ્ફુર્ત્તિ જોવામાં આવતી નથી.

ઉદ્યોગ એજ જાદુ છે, ઉદ્યોગ એજ મહા મંત્ર છે, ઉદ્યોગ એજ સૌથી પૌષ્ટિક અને ગુણકારી ઔષધ છે, અને ઉદ્યોગ એજ ઉપયોગી તંત્ર, અને ઊદ્યોગ એજ સુખી થવાનો ઉત્તમોત્તમ ઈલાજ છે.

જે મનુષ્ય ઉદ્યોગરૂપી નીસરણી ઉપર ચઢે છે, તે સ્વર્ગ સન્મુખ જઈ શકે છે, તેને વચમાં કોઇ અટકાવવા સમર્થ નથી, પણ અત્રે અમારે જણાવવું જોઇએ કે, સ્વર્ગ એ અન્ય કાંઇ વસ્તુ નથી; પણ ઉદ્યોગના ફળનું શિખર છે. તો હવે મનુષ્યને જે રસ્તે જવું હોય, તે રસ્તે બેલાશક જાય; પણ ઉપલા વાકયને સંભારવું કે, સ્વર્ગે જવું છે કે નર્કે ? જો સ્વર્ગે જવું હોય, તો ઉદ્યોગનો આશ્રય લેવો, અને નર્કે જવું હોય, તો આળસ્યનું શરણ લેવું.

જે મનુષ્ય આ ઉત્તમ દેહ પામીને આળસનું સેવન કરે છે, તે કાગ ઉડાડવાને માટે ચિન્તામણિ ફેંકે છે, સુવર્ણ થાળમાં માટી ભરે છે, અને હસ્તી પાસે લાકડાં વહેરાવે છે. એટલે આળસ્ય એ કાગ, ધુળ તથા લાકડાં જેવો છે. અને ઉદ્યોગ એ ચિન્તામણિ સુવર્ણ થાળ અને હસ્તી જેવો છે, તો હવે વિચારો કે, ચિન્તામણિ આદિનો આવો ઉપયોગ થવો જોઇએ ? કે એનાથી તો ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવી જોઇએ.

ચીઠી લખી આપું છું, માટે તમો જ્યારે મારો રાજ્યાભિષેક થયાનું સાંભળો, ત્યારે તે લઇને ખુશીથી મારી પાસે આવજો.

હવે અમુક સમય વીતે તે રાજપુત્ર રાજ્યાસનપર બીરાજ્યો, અને તે બનાવ બન્યાને થોડો વખત થયા બાદ, પેલા ત્રણ મિત્રો ભેગા થઇને રાજપુત્ર પાસે ગયા, અને જુની બાળપણની ઓળખાણની યાદ આપીને પેલી ચીઠી આપી. રાજપુત્ર તેમને જોઇને ઘણો ખુશી થયો, અને પ્રધાનને કહ્યું કે, આ દરેકને આવતી કાલથી એકેક દિવસનું રાજ્ય આપવાની મારી ઇચ્છા છે; માટે જેવી રીતે મારી સેવામાં સર્વ કોઈ રહે છે, તેવી રીતે તેમની તહેનાતમાં સર્વ કોઈ રહે, તેવો તમારે બંદોબસ્ત કરવો. આ પ્રમાણે પ્રધાનને સૂચના આપીને રાજપુત્ર કચેરી બરખાસ્ત કરીને પોતાના મહેલમાં ગયો, અને અન્ય સૌ રાજપુરૂષો પોતાને સ્થાનકે ગયા. જતી વખતે પ્રધાને બ્રાહ્મણના દીકરાને કહ્યું કે, આવતી કાલે સવારે છ વાગે તમો રાજ્યાસનપર બીરાજવાના છો; માટે વહેલા પધારજો. બ્રાહ્મણનો પુત્ર પણ તે પ્રમાણે આવવાનું કબુલ કરીને સ્વસ્થાનકે ગયો.

બીજે દિવસે સવારના પહોરમા પ્રધાન રાજગઢમાં હમેશના કરતાં જરા વહેલો આવી પહોંચ્યો. તેના પહોંચ્યા પછી થોડી વારે બ્રાહ્મણનો દીકરો પણ ત્યાં આવ્યો. પ્રધાને સર્વ જુદા જુદા ખાતાના રાજ્યાધિકારીઓને બોલાવીને કહ્યું કે આ બ્રાહ્મણ પુત્રનો રાજ્યાભિષેક કરવો છે માટે સર્વે તૈયાર થાઓ, અને સમયને અનુસરતી સર્વ પ્રકારની તૈયારી કરો. ગામમાં ઢંઢેરો પીટાવો કે, અમુક બ્રાહ્મણ આજે રાજ્યાસનપર બીરાજ્યા છે, માટે આજનો દિવસ તેમની આજ્ઞા સૌએ માનવી.

રાજ્યાભિષેકની ક્રિયાની ધામધુમ અને ધમાલમાં સવારના દશ તો વાગી ગયા, અને ભોજનનો વખત થયો, એટલે ભોજનગૃહમા જઇને વિવિધ પ્રકારના ભોજનો આરોગ્યાં. અને જમણમાં મિષ્ટાન્ન અને લાડુ મળ્યા. એટલે બ્રાહ્મણ ભાઇને સ્વર્ગ મળ્યું એમ જાણીને સારી રીતે હાથ માર્યાં. પેટ ઠાંસીને ખાવાથી પાટલા ઉપરનું શરીરને સુસ્તી જણાવા લાગી. અને ઝોકાં આવવા લાગ્યાં માટે પરબારા

પલંગપર પોઢવાને પધાર્યા. નિદ્રા તો એવી મીઠી આવી કે, ઠેઠ સાંજના ચાર વાગે તે જાગ્રત થયા. ઉઠીને જુવે છે,તો સાંજ પડી ગઇ હતી. તેથી ત્વરાથી હાથ, પગ અને મોઢું સાફ કરીને કચેરીમાં ગયા. હવે સાંજે ફરવા જવાને માટે ત્યાં પ્રધાને ગાડી તૈયાર રખાવી હતી. તેમાં બેસારીને ગામમાં ચક્કર મારવા લઇ ગયો. આખા ગામમાં સારી રીતે લીએ ગલીએ ફર્યા, અને ફરીને કચેરી પાસે આવ્યા, એટલે તો દિવસ અસ્ત થઇ ગયો હતો. માટે પ્રધાને ગાડીપરથી તેમને ઉતારીને તેમનાં રાજા તરીકેના વસ્ત્રાભૂષણ લઇ લીધાં, અને સ્વસ્થાનકે જવાનો હુકમ કર્યો, એટલે તે બ્રાહ્મણ પુત્ર વીલું મોઢું કરીને મનમાં ખેદ કરવા લાગ્યો. અરેરે! બધું ગયું, કાંઇ ન કર્યું, એમ ચિન્તા સાથે પશ્ચાત્તાપ કરતો તે ચાલતો થયો. બીજે દિવસે પ્રધાને કોટવાળના પુત્રનો રાજ્યાભિષેક કર્યો, અને તેની પણ બ્રાહ્મણના પુત્રના જેવીજ નિન્દનીય દશા થઇ.

પ્રિય વાંચનાર! આ બ્રાહ્મણ અને કોટવાળ તે બીજા કોઇજ નથી; પણ તે આપણે પોતેજ છીએ, અને રાજ્ય તે બીજું કાંઇજ નથી; પણ આપણને મળેલ અમૂલ્ય આયુષ્ય છે. આપણે તેનો સ્નાન, ભોજન, નિદ્રા અને મોજ મજાહમાં વ્યય કરીને ચિન્તામણિના મૂલને બદલે કોડી લઇને તે વ્યર્થ ગુમાવીએ છીએ. પણ જો આપણામાં સમજણ અને ડહાપણ હોય તો, આપણે વાણીયાના પુત્રની પેઠે કરવું ઘટે છે.

ત્રીજે દિવસે જ્યારે વાણીયાના પુત્રને રાજ્ય મળવાનું નક્કી થયું, ત્યારે તે તો સવારમાં વહેલો પાંચ વાગે ઉઠી સ્નાન પૂજનકરીને ૭ વાગતા કચેરીમાં હાજર થયો, અને તરતજ પ્રધાનને તથા અન્ય રાજ્યાધિકારીઓને બોલાવીને કહ્યું કે ખજાનચીને બોલાવો. ત્યારે પ્રધાને કહયું કે, પણ સાહેબ પ્રથમ રાજ્યાભિષેક તો કરાવો, અને પછી રાજ્ય ખટપટમા ઉતરજો. વાણીએ ઠાવકું મોં રાખીને જવાબ દીધો કે, ભાઇ! એક દિવસના રાજ્ય માટે વળી રાજ્યાભિષેક હોય? માટે વહેલો થા ને ઝટ કર. પ્રધાને હુકમ પ્રમાણે ખજાનચીને બોલાવ્યો. ખજાનચી આવતાંની દરમ્યાન બીજું જે કાંઇ જોવા-

નું હતું તે જોઈ લીધું, અને ગામમાં ઢંઢેરો પીટાવી જાહેર કર્યું કે, ઉદારશા વાણીઓ ગાદીએ બેઠો છે, માટે જેને માથે કાંઈ કરજ હોય અથવા જેને કાંઈ પણ તરેહનું દુઃખ હોય, કે કાંઈપણ તરેહનો કજીઓ યા તોફાન હોય, તે સૌએ દશ વાગ્યા પહેલાં કચેરીમાં આવવું.

ખજાનચી આવ્યો ત્યારે તેને ભંડારમાંના દ્રવ્ય વિષે બધું પૂછયું. અને બધી હકીકત જાણી લીધા પછી કહ્યુ કે, મારે ઘેર ચાર પેટી રત્નો ભરી મોકલાવો. અને બાકીનું બધું દ્રવ્ય અહીં લાવીને મારી સન્મુખ ઢગલો કરો. ખજાનચીએ તો હુકમ પ્રમાણે અમલ કર્યો. એટલામાં તો ગામના લોકો આવ્યા, અને પોતપોતાનાં દુઃખો જાહેર કરવા લાગ્યા. ઉદારશાએ તે સર્વનાં દુઃખો દુલ્લે હાથે દ્રવ્ય આપીને દૂર કર્યા. આટલું કર્યા બાદ તે જમવા ગયો, અને જમીને આવ્યા પછી સર્વે નોકરોને બોલાવ્યા. અને તેમના કામ પ્રમાણે તેમને હજારોનાં ઈનામ આપી, સર્વેના દારિદ્ર દૂર કર્યા. પ્રધાન વિગેરેને પણ અપરંપાર દ્રવ્ય આપ્યું. સાંજ સુધી કોઈને ગામ, કોઈને શહેર, એમ મિત્ર વર્ગને આપી પોતે છ વાગે કચેરીમાથી બહાર આવી, સર્વની રજા માગવા લાગ્યો, ને રજા માગી સ્વગૃહ તરફ રવાના થયો, ત્યારે રાજ્યના માણસો અને ગામના લોકો તેની પછવાડે જવા લાગ્યાં. રાજાએ મહેલમાંથી આ પ્રમાણે બનતું જોયું, ત્યારે પ્રધાનને બોલાવીને પુછયું કે, આ વાણીઆ પછવાડે હજારો માણસો જાય છે. અને પેલા બેની પછવાડે તો કુતરો પણ જતો નહોતો, તેનું કારણ શું ? ત્યારે પ્રધાને જણાવ્યું કે આ ઉદારશાહ **यथा नामा तथा गुणाः** એટલે નામ જેવા ગુણવાળો છે. તેણે પોતાના નામ પ્રમાણે ઉદારતા વાપરીને લોકોનાં દારિદ્ર દૂર કર્યા છે. માટે તેનો ઉપકાર લોકો કોઈ કાળે પણ ભૂલશે નહિ તેણે આખા દિવસમાં એક મિનિટ પણ વૃથા ગુમાવી નથી. પણ તેથી ઉલટું એક મિનીટમાં હજારો જણનાં દુઃખ દૂર કર્યા છે.

પ્રિય વાંચનાર ! આ વાર્તા ઉપરથી સાર એટલો લેવાનો છે કે, શરીર, મન અને વચનરૂપી અમૂલ્ય ખજાનો છે, અને તેને જે સમજીને ઉદારતાથી વાપરશે, તે પોતાનું અને પરનું ભલું કરીને સુખી

થશે, એમ દરેક સુજ્ઞ પુરૂષે નક્કી સમજી રાખવું જોઇએ,અને તે પ્રમાણે વર્તવું જોઇએ. જ્યાંસુધી આપણે વખતની કીંમત બરાબર કરી શક્યા નથી, ત્યાંસુધી આપણે ઘણી ઘણી બાબતોમાં પછાત અપૂર્ણ રહેવાના છીએ, એમ ચોક્કસ માની રાખજો.

જેમ પવિત્ર સુગંધીને ભ્રમર ચાહે છે, ભૂખ્યો અન્નને ઇચ્છે છે, અશક્ત માણસ પુષ્ટિકારક અને રૂચિકર ખોરાકને ઇચ્છે છે, ગવૈયો ગાયનને વાંચ્છે છે, તેમ લક્ષ્મી ઉદ્યોગીને વરે છે.

ગોરસ જેમ સ્નિગ્ધપણાંથી, કોયલ જેમ મધુર કંઠથી, અશ્વોની શ્રેણી જેમ વેગથી, ઔષધી રસ જેમ દુષ્ટ રોગના નાશથી, અને માણસ જેમ પુન્યના પ્રભાવથી પ્રશંસાને પામે છે, તેમ ઉદ્યોગ આળસ્યને હઠાવવાથી પ્રશંસાને પામે છે.

उद्यमेन हि सिध्यन्ति, कार्याणि न मनोरथैः ।
नहि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगाः ॥

અર્થ—જે જે કાર્યો છે, તે સર્વે ઉદ્યમવડેજ સિદ્ધ થાય છે, પણ ફક્ત મનોરથ વા વિચાર કરવાથી સિદ્ધ થતા નથી. કારણ કે સુતેલા સિંહના મોઢામાં મૃગો પોતાની મેળે આવીને પ્રવેશ કરતા નથી.

આપણામાંના ઘણા એવા હશે કે, જે હમેશાં મનોરથોજ કર્યા કરે છે, અને અહોનિશ એક વિચાર પડતો મૂકીને બીજો વિચાર, અને બીજાને પડતો મૂકીને ત્રીજો, એમ વૃથા શેખશલ્લીના વિચાર કર્યા કરે છે, પણ એમ કરવાથી વાસ્તવિક શું ફળ થયું છે, થાય છે, અને થશે, તેનો વિચાર ભાગ્યેજ કરતા હશે. જો તેઓ એકજ વિચારને નિરંતર સેવતા હોય તો જુદી વાત છે. પણ તેમ ન કરતાં તેઓ રજોગુણી વિકલ્પજાળમા પડ્યા રહે છે પણ એમને એમ ક્યા સુધી ટકશે તે તમે જાણો છો ? જ્યા સુધી ઉદ્યોગના ફળનો સ્વાદ એમના અનુભવમાં નથી આવ્યો, ત્યાં સુધી તેઓ તે પ્રમાણે કર્યા કરશે, પણ જ્યારે તેઓ એનો સ્વાદ લેશે, ત્યારે ફોકટ મનોરથો કદી પણ કરશે નહિ. પણ અહોનિશ કામ, કામ અને કામજ કર્યા કરવાના, એમાં જરાપણ સંશય નથી.

તમોએ ઘણે ઠેકાણે નીતિ શાસ્ત્રમાં નીચેનો શ્લોક વાંચ્યો હશે.

आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः ।
नास्त्युद्यमसमो बन्धुः कुर्वाणो नावसीदति. ॥

અર્થ—માણસના શરીરમાં રહેલો આળસ એ તેનો મોટો શત્રુ છે. અને ઉદ્યમ જેવો બીજો કોઇ બન્ધુ નથી. કારણ કે તેની સાથે બંધુતા કરવાથી માણસ કોઇ કાળે દુઃખ પામતો નથી.

હવે ભાઇઓ! આપણે આપણા દુશ્મનો તરીકે કોને માનીએ છીએ? બહારના માનવબન્ધુઓને, અને તેમનેજ હમેશાં હેરાન કરવાના વિચાર કર્યો કરીએ છીએ. પણ જે મોટામાં મોટો શત્રુ આપણા શરીરમાં વાસ કરીને રહ્યો છે, તેને તો આપણે જોતા પણ નથી. એ કેટલું બધું શોચનીય છે? અરેરે! બિચારા લોકો શું કરશે? તેઓ તો લાકડાના પુતળા જેવા નિરપરાધી છે. અને કર્મ રૂપી દોરીથીજ તેઓ ચાલે છે, માટે એમાં એમનો શો વાંક છે? આમ ન વિચારતાં આપણે મનુષ્યોનેજ દોષિત ગણીએ છીએ, અને તેમનેજ આપણા શત્રુ માનીએ છીએ. પણ વસ્તુને તપાસતાં તેઓ આપણા શત્રુ નથી, એમ આપણને સ્પષ્ટ સમજાયા વગર રહેતું નથી.

સ્વ—પર હિત વાઞ્છક પુરૂષે ઉક્ત શ્લોકનું અહોનિશ મનન કરવું જોઇએ, અને પોતાનું ઉત્તમ જીવન, કે જેની એક ક્ષણ લાખો કે કરોડો રૂપિઆ આપતાં મળતી નથી; તેવા અમૂલ્ય જીવનને ઉચ્છિષ્ટ વસ્તુની પેઠે ફેંકી ન દેતાં એને સાર્થક કરવાની જરૂર છે. આપણું જીવન વિકથા, નિન્દા, પ્રમાદ, નિદ્રા કે આળસ્યથી કોઈને હાનિ પહોંચાડવા માટે નથી, પણ મહા ગંભીર પ્રયોજનની સિદ્ધિ માટે છે. અને એ સિદ્ધિ આપણે સુતા રહીશું તો થવાની નથી, પ્રમાદ ધરશું તો મળવાની નથી, બેસી રહેશું તો પ્રાપ્ત થવાની નથી અને જોયા કરશું તો દેખાવાની નથી. પણ રાત્રિ દિવસ એના માટે કમ્મર કસીને પ્રયત્ન કરશું તોજ, તે પ્રાપ્ત થશે—સિદ્ધ થશે.

आस्ते भग आसीनस्योर्ध्वस्तिष्ठति तिष्ठतः ।
शेते निपद्यमानस्य चराति चरतो भगः ॥

અર્થ—બેઠેલાનું નસીબ બેસી રહે છે, ઉઠેલાનું નસીબ ઉઠે છે, સુતેલાનું નસીબ સુવે છે, અને ચાલનારના નસીબ ચાલે છે.

અહા ! શી આ શ્લોકની ચમત્કૃતિ છે.ખરેખર એને યથાર્થ રીતે વિદ્વાનોજ જાણી શકે છે, અને તેઓજ અહોનિશ કાર્ય પછવાડે મંડયા રહે છે. તેઓ નસીબને સુવાડતા નથી પણ જાગૃત રાખે છે, નસીબ તો ચાર ડગલાં આગળ અને આગળ. એ કહેવતમાં રહસ્ય છે, અને તે ઉપલા શ્લોકથી સિદ્ધ થાય છે કારણકે, આપણે સુતા હોઈએ તો નસીબ પણ બે પગલાં આગળ સુવે છે, આપણે બેસીએ તો, તે બે ડગલા આગળ બેસે છે, અને જો ચાલીએ તો,તે બે પગલાં આગળ ચાલે છે, માટે તે કહેવતનું તાત્પર્ય સમજીને જેમ યોગ્ય લાગે તેમ કરવું.

આપણે સારી રીતે જાણીએ છીએ કે, આપણી જીંદગી પ્રથમના જ્ઞાનીઓના જેવી હજારો, લાખો કે કરોડો વર્ષની નથી, પણ બહુજ ટુંકી છે, અને તે પણ કનિષ્ટ અને ઘણે ભાગે પ્રતિકૂળ સંજોગો વચ્ચે મળી છે. હવે આવી અમૂલ્ય જીંદગીનો ઉપયોગ ન કરવા લાયક કામોમાં, ગામ ગપાટામાં, નાટક ચેટકોના વિષયોમાંજ સાર માનવામાં, વ્યસનોમાં, દુષ્ટ કાર્યોમાં અને કુસંગમાં કરવો એ કેટલી બધી મુર્ખાઇ છે? આ વાત વિવેકી પુરૂષો સારી રીતે સમજી શકે છે, અને તેથી તેઓ આવા કામોમાં પોતાની જીંદગીનો એક ક્ષણ પણ વ્યર્થ ગુમાવતા નથી.

જો તમારે સુખી થવું હોય, ખરૂં સુખ ક્યાં છે, તે સમજવું હોય, વિદ્વાન થવું હોય, લેખક, વક્તા કે કવિ થવું હોય, પંડિત કે પ્રોફેસર થવું હોય, સાહિત્ય, વ્યાકરણ કે ન્યાયના આચાર્યની પરીક્ષામાં પાસ થવું હોય, અખંડ કીર્તિ મેળવવી હોય, ગ્રંથ કર્તા થવું હોય, કે મહાત્મા થઇને દુનિયાના ઉપકારી થવું હોય તો, તમારી જીંદગીની દરેક ક્ષણ ઉપયોગી કાર્યમા ખરચો.

व्रजन्ति न निवर्तन्ते स्रोतांसि सरितां यथा ।
आयुरादाय मर्त्यानां यथा रात्र्यहनी सदा ॥

અર્થ—જેમ નદીના પાણીના પ્રવાહ ચાલ્યા જાય છે, ને પાછા આવતા નથી; તેમ મનુષ્યનું આયુષ્ય હરીને જે દિવસ રાત્રિ ચાલ્યાં જાય છે, તે પણ પાછાં આવતાં નથી.

આપણે સારી રીતે જાણીએ છીએ કે, એક વખત આપણે ધૂળમાં રમનાર, રમતમાંજ સર્વસ્વ માનનાર, દરેક વસ્તુના ઉપયોગ જાણ્યા વિના તે મોઢામાં મુકનાર, અને આખો દિવસ વિવિધ પ્રકારના ખેલ કરનાર બાળક હતાં. વળી એક વખતે આપણે વિષય રસમાં લીન થનાર, નાટકોમાં કલાકો ગુમાવનાર, વેશ્યાઓના નાચ રંગ અને ગાયનમાંજ ઉત્તમતા માનનાર, ધર્મમાંજ સર્વસ્વ માની તેને માટે અહોનિશ પ્રયત્ન કરનાર યુવાના હતા, અને તે અવસ્થાઓને આપણે વિજળીના ચમકારાની પેઠે અને આગગાડીના ડબાઓની પેઠે જતી જોઇ, પણ તે પાછી આવી નહિ, દીઠી નહિ, સાંભળી નહિ, સ્પર્શી નહિ અને અનુભવી પણ નહિ. ત્યારે હે સુખના ઇચ્છનાર માનવી ! તું શામાટે અસ્થિર પદાર્થો માટે પોતાનું અમૂલ્ય આયુ ખુવે છે ? અરે ! આનો તું વિચાર કર, અને આયુંના સદુપયોગમાંજ વ્યય કર. કહ્યું છે કેઃ—

उद्योगः खलु कर्तव्यः फलं मार्जारवत् भवेत् ।
जन्मप्रभृति गौर्नास्ति पयः पिबति नित्यशः ॥

અર્થ—જે હમેશ ઉદ્યોગ કરે છે, તે બિલાડીની પેઠે ફળ મેળવે છે, બિલાડીને આખા જન્મારામાં ગાય નથી, તોપણ તે હમેશાં દૂધ પીએ છે.

સૃષ્ટિની સાર્થકતાનું અવલોકન કરતાં અનેક ચમત્કારો દૃષ્ટિગોચર થાય છે, તેમાંનો ઉદ્યમ એ એક ચમત્કાર છે, અને તેનું ખરૂં સ્વરૂપ જાણવાથીજ તેની ખરી ખુબી સમજાય છે. તેની ખરી કિમ્મત, તેનો ખરો મર્મ, અને તેનું ખરૂં રહસ્ય ત્યારેજ જણાય છે કે, જ્યારે તે કરવામાં આવે છે. ઉદ્યમની પ્રશંસાના વાક્યોને ક્રિયામા મુક્યા વગર તે पुस्तकेषु च या विद्यानी પેઠે ફળપ્રદ થતાં નથી.

અહાહા ! ઉદ્યોગ, તારા કરતાં વિશેષ શું છે ? હું ચિન્તામણિ

રત્નને વખાણીશ નહિ, કલ્પવૃક્ષને ઇચ્છિશ નહિ, દેવોને આરાધીશ નહિ, અને મંત્રોને જપીશ નહિ; પણ તનેજ સ્તવીશ, અને તનેજ જપીશ. તુંજ મારો દેવ, મંત્ર, કલ્પવૃક્ષ અને ચિન્તામણિ રત્ન છે. તુંજ મારો તંત્ર, કળા કે હુન્નર છે. તુંજ સર્વ સુખનું મૂળ, સર્વ સાધનોમાં શ્રેષ્ઠ અને સર્વ કારણોમાં અનન્ય કારણ છે. હું ભાવી ભાવને ભરોસે રહીશ નહિ, કર્મના નામે રડીશ નહિ, ભવ સ્થિતિના શરણે જઇશ નહિ, અને નસીબનો દાસ થઇશ નહિ, પણ હું તારોજ સેવક થઇને તારીજ અહોનિશ ખરા અંતઃકરણથી ભક્તિ કરીશ.

પ્રિય સુખેચ્છુ બંધુઓ ! તમે શા માટે અહોનિશ ચિન્તા કરો છો ? અને વીલાં મુખ કરીને આમ તેમ શા માટે ભટકો છો ? શું તમને કાંઈ સાધન મળતું નથી ? શું તમને વિદ્યા નથી આવડતી ? શું તમોને કાંઈ પણ તરેહની માનસિક વ્યથા છે? શું તમો હવે નિરાશ થયા છો ? તો આવો મારી પાસે, હું તમોને સર્વ સુખદ જડીબુટી બતાવું, તેનું તમો એક ચિત્તથી સેવન કરો તેને ભક્તિથી આરાધો, અને તેના ઉપરજ દૃઢ વિશ્વાસ રાખીને એને અનન્ય પ્રીતિથી ઉપાસો. એ શું છે ? એ કાંઈ પ્રાણી, પદાર્થ કે પુસ્તક નથી એ કાંઈ કવિતા, સૂત્ર કે કથા નથી, પણ એ તમારામાંજ જન્મથી રહેલ અને તમારી સાથે મોટો થયેલ, તમારો પોતાનો સ્વભાવ—ઉદ્યમ—વીર્ય—પુરૂષાર્થ છે. માટે એનેજ સેવશો તો, તમારા મનની ગમે તેવી પીડા હશે, તે સત્વર દૂર થઈ જશે, તમારા શરીરમા અપચો કે અન્ય કાંઇ વ્યાધિ હશે તો દૂર થશે, અન્નપર રૂચિ વધશે, શક્તિની ગોળીઓ ખાવી પડશે નહિં, તમારો કંટાળો, તમારો શોક, તમારૂં નિરાશાપણું અને તમારી અન્ય કાળજીઓ દૂર થશે, અને તમો થોડાજ વખતમાં અણધારેલો ફેરફાર તમારી સ્થિતિમાં અનુભવશો.

આપણે હમેશા વર્ત્તમાન પત્રોમાં નફા તોટાની વાતો બહુ ધ્યાન દઈને વાંચીએ છીએ, અને તે બીજાઓ પાસે કહીએ છીએ. પણ જે ક્ષણો ઉદ્યોગ વિના જાય છે, અને તેમાં જે લાખો રૂપિઆની નુકશાની થાય છે, તે વાત આપણે લક્ષમાં લેતા નથી; આ વાત ખચીત બહુ આશ્ચર્યકારક છે. दुर्लभो मानुषो देहो એમ મુખથી બકયા

કરીએ છીએ, પણ તે દુર્લભ કેમ છે? તેનો ક્ષણવાર પણ વિચાર કરતા નથી; તે ખરેખર અત્યંત શોચનીય છે. કેળવણીના પ્રકારો વાંચીએ, તેના ફાયદા સાંભળીને ચકિત થઇએ, તેની બહુજ જરૂર છે એમ મુખથી બોલીએ અને કેળવણી પામવા અન્યને ઉપદેશ કરીએ, પણ ખરી કેળવણી શું છે? શામાં છે? તે જાણવા પોતે મથતા નથી તેનું કારણ એજ છે કે, આપણે પોતે તેનો આસ્વાદ લીધો નથી. પણ "પઢો પોપટજી" ની પેઠે બહુ વાદ કરીએ છીએ, પણ જો આપણને એના ખરા સ્વરૂપની ખબર હોત તો, અને તેની ખરી અમૂલ્યતા આપણને જણાઇ હોત તો, આપણે એક ક્ષણ પણ વૃથા ગુમાવત નહીં. કારણ કે, આળસ્ય એજ મૂઢપણું છે, અને કેળવણી એજ સત્પુરૂષાર્થ છે. તો કેળવાયેલ પુરૂષ આળસુ થાયજ કેમ? અને મૂઢતા સ્વીકારે પણ કેમ?

પ્રિય વાચનાર! આ વાંચીને તમે કેમ ચમક્યા? શું તમોને તે અતિશયોક્તિ જણાઇ? શું તમોને તે અસંભવિત લાગ્યું? અરે! તમો એનું ખરૂં સ્વરૂપ સમજ્યાજ નથી, તેથી ચોંકો છો. પણ હવે હું એનો જરા વિસ્તાર કરૂં છું, એટલે તમો પોતાનીજ મેળે હર્ષથી મસ્તક હલાવશો.

કેળવણી એટલે મન, વચન અને કાયાને કેળવવી, અને તેનુંજ નામ પુરૂષાર્થ છે, કારણ કે પુરૂષાર્થ વિના તે કેમ કેળવી શકાય? અર્થાત પુરૂષાર્થથીજ તે કેળવાય છે, અને તેજ ખરી કેળવણી છે, માટે કેળવણીથી પુરૂષાર્થ જુદો નથી, પણ તન્મય છે. માટે જો મન વચન અને કાયાને કેળવવાં હોય તો પુરૂષાર્થ કરો, અને એક ક્ષણ પણ આળસ્યમાં ગુમાવો નહિ, કારણ કે, તમારે ઉચ્ચ સ્થિતિએ પહોંચવું છે, અને તેના માટેની શ્રેણી તે એકજ છે અને તે સત્ પુરૂષાર્થ છે.

દુનિયામાં એવું એક પણ કાર્ય નથી કે, જે મનુષ્ય ન કરી શકે. જો તે નબળી સ્થિતિમાં હોય અને એકજ કામ પાછળ તન, મન ધનથી મંડયો રહે, અને પોતાની જીંદગી તેનેજ અર્પણ કરે, તો

નુષ્યને શાન્તિ આપે છે, સૂર્ય જેમ પ્રકાશથી અંધકારને દૂર કરે છે, તેમ સત્પુરૂષાર્થ આળસ્યરૂપી અંધકારને અળગો કરે છે. મેઘ જેમ પવિત્ર અને સ્વચ્છ પાણીની વૃષ્ટિ કરે છે, તેમ સદુદ્યોગ હુમેશાં સુખની વૃષ્ટિ કરે છે. માટે હે! સુખવાંચ્છકો, તમે માત્ર મનોહર શિયળ પાછળ દોડશો નહિ, કારણ કે, આ જગતમાં શિયળ પાળનારા ઘણા છે. માત્ર તપ પાછળ પણ મંડશો નહિ, કારણ કે આકરા તપ કરનારા પણ ઘણા છે. અને ભાવના તથા મનોરથ પાછળ પણ પડશો નહિ, કારણકે, તેવા પણ બહુ છે. પરંતુ સત્પુરૂષાર્થ કરનારા આ દુનિયામાં જવલ્લેજ દેખાય છે. માટે હે બંધુઓ ! તે પુરૂષાર્થ દેવનીજ આરાધના કરો તેમાં સર્વ સદ્ગુણ પ્રાપ્તિનાં સાધનોનો સમાવેશ થઇ જાય છે.

તમોને ખબર છે કે, ઉદ્યોગી પુરૂષો પુત્ર ઉત્પન્ન થવાથી એટલા ખુશી નથી થતા, પણ સદુદ્યોગથી તેઓ વધારે ખુશી થાય છે. દેવીના પ્રસાદથી જેટલા તેઓ પ્રસન્ન નથી થતા, તેટલા સત્પુરૂષાર્થ કરવાથી થાય છે, ઐશ્વર્યની પ્રાપ્તિથી જેટલા તેઓ વિકસિત નથી થતા, તેટલા તેઓ ઉદ્યોગ રસમાં મગ્ન થવાથી થાય છે. લક્ષ્મીના વિવિધ પ્રકારના સંયોગથી જેટલા તેઓ ખુશી નથી થતા. તેટલા સદુદ્યોગરૂપી આંતરિક સિદ્ધિથી પ્રસન્ન થાય છે. અને વહાલાંઓના મેળાપથી જેટલા તેઓ ખુશી નથી થતા, તેટલા ઉદ્યોગરૂપી ચિન્તામણિ પ્રાપ્ત થયે થાય છે.

ઉદ્યોગી પુરૂષો જ્યારે ઉદ્યોગના આનંદના ઘેનમાં હોય છે, ત્યારે તેઓ ધીરજને ગણકારતા નથી, ધ્યાનની દરકાર રાખતા નથી શૂરવીરતા શોધવા બહાર ભટકતા નથી, મતિ કલ્પિત કરવા પુસ્તકોના સમૂહ અવલોકતા નથી, અને વંશ વૃદ્ધિની વાંચ્છના રાખતા નથી, પણ સર્વ કાર્યના સાધક એવા ઉદ્યોગની પાછળ તન, મન અને ધનથી મંડ્યા રહે છે. અને તેનેજ સેવે છે, તેજ ઉપાસે છે અને તેનાથીજ પ્રસન્ન રહે છે.

ઉદ્યોગી પુરૂષો દૈવી કે માનુષી સંપત્તિઓ પ્રાપ્ત કરવાને માટે કોઈ દેવને યંત્ર, મંત્ર કે તંત્રથી આરાધતા નથી, પણ ઉદ્યોગનેજ

આરાધે છે. ચંદ્ર સરખી પ્રકાશમાન કીર્તિ માટે તેઓ અન્ય સ્થળે ભટકતા નથી, પણ એકજ ઠેકાણે ઉદ્યોગજ કર્યાં કરે છે. સર્વ ઉત્તમ શક્તિઓ પ્રગટ કરવા એજ સેવે છે, અને ઋદ્ધિ સિદ્ધિઓ એમાંથીજ મળશે એવો દૃઢ નિશ્ચય કરી તેની પાછળજ અહોનિશ મંડયા રહે છે. એટલું તો સર્વ કોઇએ નિશ્ચય માની રાખવું જોઇએ કે સારી રીતે સેવેલો ઉદ્યોગ માણસોના પ્રેમને વિસ્તાર્યા વગર રહેતો નથી, ચારે દિશામાં અખંડ યશનો ડિંડિમ વગાડયા વગર રહેતો નથી, પવિત્ર કીર્તીને પુષ્ટ કર્યા વિના તે શાંત થતો નથી, સુંદરતાની લહેરો ચખાડયા વિના તે અટકતો નથી, કાંતિના કિરણો પ્રસરાવ્યા વિના તે થોભતો નથી, કલ્યાણની શોભાની પરંપરા લાવ્યા વિના તે રહેતો નથી, આશ્ચર્યતાની ખૂબીઓ ચખાડયા વિના તે શાન્ત થતો નથી, ધૈર્યતાની ખરી ખૂબીઓનાં દર્શન કરાવ્યા વિના તે વિશ્રામ લેતો નથી, દેવ લોકનું સુખ અહીં આપ્યા વિના તે રહેનો નથી અને મુક્તિ સુખ પમાડયા વિના તે બંધ થતો નથી. કારણ કે, આપણે પ્રત્યક્ષ દેખીએ છીએ કે, પારીસના જેવી સુંદરતા, અમેરીકાના જેવી હુન્નર કળા, અને યુરોપના જેવી ધનિકતા ઉદ્યોગ વિના મળતી નથી તે સર્વે ઉદ્યોગરૂપી વૃક્ષનાજ ફળ ફુલો છે.

ઉદ્યોગી પુરૂષ જે કામ કરવા માડે છે, તેની પછવાડે અજરઅમરવત્ થઇને મંડયો રહે છે. એ ભયને ભગાડે છે અને મોતને મારે છે, એ નિર્બળતા ધારણ કરતો નથી, પણ સબળતાને સેવે છે. મદોન્મત્ત હાથીનો, ક્રોધાતુર કેસરીસિંહનો, ફણીધર સર્પનો, પારાવાર સમુદ્રના પાણીનો, ભયંકર રોગોનો, ચોરોનો, બંધનોનો, રણસંગ્રામનો, અગ્નિનો અને ટુંકામા કહીએ તો, પદાર્થ માત્રનો ભય એને રહેતો નથી. કારણકે એ જાણે છે કે, આ દુનિયામાં મનુષ્ય પ્રાણી સર્વે પ્રાણી પદાર્થો કરતાં બળવાન, બુદ્ધિમાન, અને સામર્થ્યવાન ને; તો આ બિચારા નિર્બળ પદાર્થોથી શું બીવું ? આમ વિચારીને તે નિડર અને બેધડક રહે છે. પવનને વશ થતો નથી, પણ તેને પોતાને વશ કરે છે. તેમ અગ્નિને વશ પણ તે થતો નથી. પણ ઉલટો તેને પોતાને વશ કરે છે. હરિણ જેમ શ્રોત્રને વશ થઇને પ્રાણ ખુવે

છે, પતંગીયો જેમ ચક્ષુને વશ થઇને જાન ગુમાવે છે, મીન જેમ રસને વશ થઇને જીવ ખુએ છે, અને ભ્રમર જેમ ઘ્રાણને વશ થઇને દેહ ગુમાવે છે, તેમ મનુષ્યો તે ઇન્દ્રિને વશ થઇને પ્રાણ તજતા નથી પણ એ દરેકને પોતાને વશ કરીને એનો વિષય ભોગવી પોતે આનંદમાં મગ્ન રહે છે, એટલુંજ નહિ પણ મન જેવા બળવાન અજેય યોદ્ધાને પણ મનુષ્ય વશ કરે છે તો અન્યની શી ગણતી?

અહાહા! મનુષ્ય, તારી શક્તિની તુલના કરવાને આ સૃષ્ટિમાં કોણ સમર્થ છે? તારૂં અનુકરણ કરવાની કોણ હિમ્મત કરે તેમ છે? શું વાઘ, વરૂ કે સિંહ તારી બરોબરી કરશે? શું બળદ, ગાય કે ભેંસ તારે તોલ આવશે? શું ખર, ઘોડો કે ઉંટ તારૂં અનુકરણ કરી શકશે? શું કપિ, શ્વાન કે ગજ તારી સમર્થ શક્તિની સ્પર્ધા કરવા તત્પર થશે? નહિ, નહિ એમ કદિ બનવાનુંજ નથી. અરે તું તો આ બધાને વશ કરનાર, કાબુમાં રાખનાર નરવર છે. તું દેવતાઓને વશ કરે, ઇન્દ્રિઓને નમાવે, અને સુર અસુરને તાબે કરે તેવો દેવેંદ્ર છે. તારી શક્તિ, તારૂં જ્ઞાન, તારૂં દર્શન અને તારૂં બળ તે ઓરજ છે. તારા દર્શન માટે દેવો બિચારા ટગમગ ટગમગ પોતાને સ્થાનેથી જોયા કરે છે, તારી સેવા માટે ઇન્દ્રો પોતાને ભાગ્યશાળી માને છે, અને તારી પ્રાર્થના માટે તેઓ તત્પર રહે છે. પણ તે બધાનું કારણ શું છે? તું સત્પુરૂષાર્થની આરાધના કરી તે બધા કરતા પણ ઉચ્ચ પદ પ્રાપ્ત કરવાને સમર્થ છે. આ કારણને લીધેજ તે ઉચ્ચ યોનિવાળાઓ પણ તને દર્શનીય માને છે.

અરે બંધુઓ! ઋષભદેવ કોણ હતા, અને મહાવીર કોણ હતા તે તમે જાણો છો? તે કોઇ અન્ય ન હતા, પણ ઉત્તમ સદુદ્યોગી પુરૂષો હતા, અને તેથીજ તેઓ પૂજનીય થઈ ગયા છે. એમનામાં જે શક્તિ હતી, તે તેમણે બહાર પ્રગટ કરી દર્શાવી, પણ તમે હજી તેવી તમારી શક્તિ ગોપવી રાખી છે, પરંતુ વસ્તુતાએ તેવી શક્તિ બંનેમા છે. માટે હવે તમે બહાર ફાંફાં મારવાનું મુકી દઇને તમારામાંજ શોધ કરો, અને તમારી આંતર શક્તિને બહાર લાવવાને તમારા સંપૂર્ણ બળથી પ્રયત્ન કરો. જો તમે તમારી પોતાની શક્તિ

ઉપર આધાર રાખશો તો, એક દિવસ એવો આવશે કે, જે દિવસે તમે ખરેખરા નર તરીકે ગણાશો, અને ઇતિહાસ પટ ઉપર તમારૂં પવિત્ર નામ નોંધાઈ રહેશે; માટે તમે હવે નિરાશ થવાનું મુકી દઈને સદુદ્યોગ કરવાનું શરૂ કરો.

હે વાચક ! જો તારા કુળની નિર્મળ પ્રશસ્તિ તારે ચંદ્ર મંડળમાં દાખલ કરવી હોય, તારા કીર્તિ સમૂહને વાયુનો સોબતી કરીને સર્વત્ર ફેલાવવો હોય, તારા યશને દેવાંગનાઓના મુખ દ્વારા દિવ્ય ભોજનની પેઠે પ્રીતિ પૂર્વક પાન કરાવવું હોય, તથા તારા નામનું યોગીશ્વરો દ્વારા સિદ્ધની પેઠે ધ્યાન કરાવવું હોય, તો ઇચ્છિત અર્થને દેનાર કામ કુંભ સમાન સત્પુરૂષાર્થ કર.

શાસ્ત્રોમાં મંત્રનાં વર્ણનો અને તેમનાં ફળો જે જે બતાવ્યાં છે, તે મંત્રો અન્ય કાંઇ નથી, પણ સત્પુરૂષાર્થ વિના કાર્ય સિદ્ધિ નથી. અને કાર્ય સિદ્ધિ એ મંત્રનું ફળ છે, માટે શિરોમણિ મંત્ર ઉદ્યોગ છે. તેને સેવનાર વિઘ્નોથી બીતો નથી, પણ તેમની સમક્ષ તીક્ષ્ણ ઉદ્યોગરૂપી ખડગ લઇને ઉભો રહે છે, અને તેમને હઠાવી આગળ પ્રયાણ કરે છે.

આપણે એવા ઘણા યોગીઓને જોઇએ છીએ કે, જેમનો એક હાથ ઉંચો હોય છે, અને તે કેમે કર્યો નીચો થતો નથી. પણ સુકા વૃક્ષની પેઠે ઉભોજ રહે છે એનું કારણ શું ? એનું કારણ એ છે કે, તેમણે એ હાથથી કાંઈ ઉદ્યોગ યા મહેનતનું કાર્ય કર્યું નથી, તેથી તેમણે આખા હાથની શક્તિ ખોઈ દીધી છે. તેમજ તમો પણ જો તમારા તન મનને કેળવશો નહિ તો, તમારા તન મન કટાઇને તે યોગીના હાથની પેઠે નિર્બળ અને નિરૂપયોગી થઈ જશે, અને પછી તમારે પસ્તાવાનો વખત આવશે. માટે હમણાંથીજ ઉદ્યોગ કરી, તન મનને પુષ્ટ કરો, કે જેથી આગળ પ્રસન્ન થવાનો વખત આવે.

ઘણા માણસો ઉંચા પર્વતોને જોઈને દબાઇ જાય છે, અને મનમાં અનેક પ્રકારના તર્કો કરે છે કે, તેના ઉપર કેમ ચડાશે ? તેના શિખર સુધી કેમ પહોંચાશે ? અરે ? એટલે બધે ઉંચે શી રીતે જવાશે

આવા આવા તર્કો કરી તેઓ નિરાશ થઇ જાય છે. પણ જ્યારે બીજાઓને ચડતાં જુવે છે, ત્યારે તેમની દેખાદેખીએ ચડવા માંડે છે, અને "કાંકરે કાકરે પાળ બંધાય, અને ટીપે ટીપે સરોવર ભરાય" એ કહેવત અનુસાર પગલે પગલે ડુંગર ચડી જાય છે, અને આખરે થોડાજ વખતમા ડુંગરને શિખરે પહોંચે છે. અને પાછળ ફરીને જુએ છે તો દેખાય છે કે, હું બહુ ઉંચો આવ્યો છું. તેવીજ રીતે ઘણાં માણસો કોઇ પણ કાર્યનો આરંભ કરે છે કે તરતજ, વિચારે છે કે એ ક્યારે થશે ? આ તો બહુજ મોટું કામ છે, મારામાં તે કરવા જેટલી શક્તિ ક્યાં છે ? વગેરે વિચારો કરી એ કાર્ય પડતું મુકે છે, અને આખર ડુંગરના શિખરની પેઠે કાર્યના શિખરપર ચડવાને અસમર્થ થાય છે. કહેવાનું તાત્પર્ય એજ છે કે, જો કરવા માંડીએ તો સર્વ થાય, પણ ફક્ત મનોરથો કર્યા કરીએ તો કાંઇ થાય નહિ.

ભાઈઓ ! વિઘ્નો એ કાંઇ રાક્ષસ, ભૂત, પિશાચ, દેવ, દાનવ કે ડાકણ નથી, પણ આપણી પરીક્ષા કરવાને કુદરતથી નિર્માણ થએલ તે કસોટીઓ છે. અને તે કસોટીઓમાંથી આપણે નીકળી શકીએ તો, આપણામાં કાર્ય કરવાનું સામર્થ્ય આવે છે. દરેક કાર્ય કરી શકવાના અધિકારીપણાની જરૂર છે, અને તે અધિકારીપણું આવ્યા શિવાય કોઇ પણ કાર્ય રૂડી રીતે થઇ શકતું નથી. માટે વિઘ્નોરૂપી કસોટીઓ કાર્ય કરવા ઇચ્છનાર પુરૂષ અધિકારી છે કે નહિ, તેની તપાસ કરે છે, અને તે અધિકારી જણાય તો તેને કાર્ય પાસે જવા દે છે, નહિ તો તેને ત્યાંજ અટકાવી રાખે છે. તો હે મારા મુરબ્બીઓ, મહેરબાનો ! તમે બીઓ છો શા વાસ્તે ? વિઘ્નો એ તમને નુકશાન કરનારા નથી, પણ લાભ કરનારાં છે. તેઓ અધિક બળથી કામ કરવાની શક્તિ તમારામાં ઉત્પન્ન કરીને પરિણામે તમને નિરાશ ન કરતા ફતેહ અપાવે છે. માટે તેમના સમાગમથી તમારે ખુશી થવાનું છે, પણ બીવાનું નથી. જે જે નરવીરો વિઘ્નોની સામા પ્રયત્ન કરીને લડ્યા છે, તેમના નામો આજ દિવસ સુધી ધર્મશાસ્ત્રોમાં અને ઇતિહાસોમાં સંભળાય છે, ગવાય છે અને પૂજાય છે.

રસોઇને માટે જેમ અગ્નિ અને બળતણની જરૂર છે, ઘટ માટે જેમ નિર્મળ માટીના પિંડની જરૂર છે, અને પટ માટે જેમ સુતરના બારીક તંતુઓના સમૂહની જરૂર છે, તેમ સંપત્તિ માટે ઉદ્યોગની જરૂર છે. ઉદ્યોગ વિના સંપત્તિ પ્રાપ્ત થતી નથી, એમ સર્વ કાળના અને સર્વ ક્ષેત્રના વિદ્વાનોએ પોતાની અમૃતમય વાણીથી કહ્યું છે, લખ્યું છે અને ગાયું છે. નદીના પ્રવાહો જેમ સમુદ્રની શોધમાં ફરે છે, કમળાક્ષી યુવતીયો જેમ યુવકોની શોધમાં ફરે છે, વિદ્યાઓ જેમ વિનયવતને ખોળે છે, કિરણો જેમ સૂર્યને ઇચ્છે છે, વેલો જેમ વૃક્ષને ચાહે છે, અને તારાઓ જેમ ચંદ્રની સમીપતાને ઇચ્છે છે, તેમ સર્વ પ્રકારની બાહ્ય અને આંતરિક સંપત્તિઓ પુરૂષાર્થનેજ ચાહે છે, શોધે છે, વરમાળ આરોપે છે અને વરે છે.

જેમ મળ દૂર કરવાને સારૂ પાણીને શોધો છો, વસ્ત્ર સાફ કરવાને સારૂ ખારાને અને સાબુને શોધો છો, શસ્ત્ર ઘસવાને શરાણ કરાવો છો, સુવર્ણની પરીક્ષા માટે તેને અગ્નિમાં નાંખો છો, નેત્રને સુંદર અને ચળકતા કરવાને સારૂ તેમાં અંજન આજો છો, તેમ સંપત્તિ પ્રાપ્ત કરવાને માટે સત્પુરૂષાર્થ કરવા સદોદિત રહો.

પ્રથમ તો વિઘ્ન પ્રનાલિકામાં પ્રવેશ કરવોજ જોઇએ. કારણકે, તમો પ્રખ્યાત થવા ઇચ્છો છો, લોકોમાં અખંડ કીર્ત્તિ સ્થાપવા અને અમ્મર નામ રાખવા ચાહો છો, તો વિઘ્નની બહુ જરૂર છે. કારણકે વિઘ્નથી તમારા અંતર બળની પરીક્ષા થાય છે. કારણકે, જે વિઘ્નો વડે ફરી ફરીને હણાયો, છતાં પણ કાર્યસિદ્ધિ કરી શકે છે, તે બીજી વખત વિઘ્નો આવતાં તેમની સન્મુખ નિડર થઇ ઉભો રહે છે, એટલુંજ નહિ પણ ઉત્સાહથી તે વિઘ્નોનો નાશ કરી, ધારેલ કાર્ય પાર પાડે છે.

જે મનુષ્યને શ્રેષ્ઠ ગુણ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય, તેણે તો નિશ્ચય કરવો કે, " સંકટની સામે બાથ ભીડવી એજ તેને જીતવાનો ઉપાય છે. " હું અમુક કાર્યસિદ્ધિ કરીશજ " આવા નિશ્ચયમાંજ અલૌકિક અંશની પ્રતીતિ થાય છે, અને તેજ અધ્યાત્મ વિદ્યાનું ખરૂં

રહસ્ય છે. એના વાસ્તવિક સ્વરૂપને યોગવેત્તાઓજ જાણે છે, અને તેજ પુરૂષાર્થનો મૂળ મર્મ છે.

પવિત્ર મનોહર ઠંડા પાણીની શીતળ લહેરોથી, જેમ સરોવર મનુષ્યોનાં મન હરણ કરે છે, ચિત્તાકર્ષક પવિત્ર સુંદર, સુગંધી કમળ જેમ મનુષ્યોના ચિત્તને આકર્ષે છે, દુધના જેવાં શ્વેત કિરણોવાળો ચંદ્રમા જેમ રાત્રીમાં મનુષ્યોના મનને શીતળ પ્રકાશ આપીને પ્રમોદિત કરે છે, તેજસ્વી કિરણોથી સર્વત્ર વ્યાપક સૂર્ય જેમ દિવસે મનુષ્યોના મનને પવિત્ર કરે છે, મદોન્મત્ત પર્વતના જેવો ઉંચો હાથી મદથી જેમ પોતાના ધણીને પ્રસન્ન કરે છે, નેત્રમણિ પુત્રરત્ન જેમ પોતાના પિતાના ચિત્તને વલ્લભ લાગે છે, તથા સુશીલવતી, વિનયવતી, અને લાવણ્યવતી પતિવ્રતા સ્ત્રી જેમ પોતાના અપૂર્વ પ્રેમથી પતિના ચિત્તને પ્રસન્ન રાખે છે, તેમ સત્પુરૂષાર્થ મનુષ્યોના તન અને મનને શાંતિ આપીને પ્રસન્ન રાખે છે.

જો અહોનિશ પ્રેમ પૂર્વક વિધિથી દાન આપ્યાં છતાં કંઇ લાભ જણાતો ન હોય, નિર્મળ શિયળ પ્રેમ પૂર્વક અને બહુ કાળ પર્યંત સેવ્યા છતા વસ્તુ તત્વની પ્રાપ્તિ ન થઇ હોય, દ્વાદશ ભેદે અઘોર તપ તપ્યા છતાં શરીર સુકાયા શિવાય કાંઇ ફાયદો જણાયો ન હોય, ભયંકર વનમાં સિંહ, વાઘ અને વરૂના ભયંકર નાદોની વચ્ચે ધ્યાન ધરીને સહ્યાં છતાં તત્વ પ્રાપ્તિ થઈ ન હોય, અનેક દેવીની મૂર્તિઓને વિવિધ જાતિના પદાર્થોવડે પૂજ્યા છતાં કંઇ પણ ફેરફાર થયો ન હોય, તો હવે આત્મ સન્મુખ થવાનો પુરૂષાર્થ સ્થિર ચિત્તે અત્યંત પ્રીતિ ભક્તિ પૂર્વક જંગલમાં કે અન્ય ક્યાંહી ગયા વિના જ્યાં તમે રહેતા હો ત્યાંજ એકાંત સ્થાનમાં કરો.

અહાહા પુરૂષાર્થ ! તારા માટે કવિવરો પોતાના અમૂલ્ય પુસ્તક રત્નોમાં વિવિધ પ્રકારે જે લખી ગયા છે, તે સર્વેનો અત્રે સમાવેશ કરીએ તો, વિસ્તાર વધી જાય, માટે એકાદ ઉદાહરણ આપીએ છીએ.

उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मी
दैवेन देयमिति कापुरुषा वदन्ति ।
दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या
यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ॥

અર્થ—ઉદ્યોગી પુરૂષરૂપ સિંહને લક્ષ્મી વરે છે. નસીબમાં હશે તો મળશે, એમ હલકા માણસો એટલે મૂર્ખ લોકો બોલે છે, માટે બુદ્ધિમાને નસીબને હણીને પોતાની શક્તિ પ્રમાણે પુરૂષાર્થ કરવો, અને યત્ન કરવા છતાં પણ કાર્ય સિદ્ધ ન થાય, તો તેમાં શો દોષ છે? એટલે તપાસ કરીને જોવું કે, સાધનો બરાબર વાપરતાં આવડયાં છે કે નહિ ? અથવા પોતાની બીજી કાંઈ ભૂલ થઇ છે કે કેમ ? તે શોધી કાઢવું. પણ નસીબ ઉપર હાથ મૂકીને બેસી રહેવું નહિ.

**ભાવાર્થ**—લક્ષ્મી બાહ્ય અને આંતર વર શોધવા એટલે પતિ શોધવા નીકળી, પણ તેને કોઇ પસંદ પડયો નહિ. જ્યાં જ્યાં તે ગઇ, ત્યાં ત્યાં આળસુના સમૂહો તેની નજરે પડ્યા. એમ કરતાં એક ઉ- દ્યોગી પુરૂષ મળ્યો, તેને પ્રેમ પુર્વક પોતે વરી, અને આળસુઓને કહે છે કે, હે મૂર્ખાઓ ! નસીબ નસીબ કરીને શું બેઠા છો ? પણ નસીબને હણીને તમારામાં જેટલી શકિત હોય, તેટલો પુરૂષાર્થ કરો. આ પ્રમાણે કરશો તો નસીબ એની મેળે સારૂં થઈ જશે, અને સારૂં ફળ આપશે.

અહાહા ! પુરૂષાર્થ, તારી બલિહારી છે. અરે ! તારા સમાન સુખ આપનાર આ જગતમાં શું છે ? અર્થાત્ કોઇજ નથી. આર્ય દેશની પૂર્વે જે ઉન્નતિ થઇ હતી તે કોનાથી ? તારાથીજ. અને હમણાં જે અધોદશા થઇ છે તે કોનાથી ? તારા વિયોગથીજ. અરેરે ! જ્યાં સૂર્ય નથી, ત્યાં અંધકાર અવશ્ય દેખાય છેજ. હે પુરૂષાર્થ ! તું જ્યાં નથી ત્યાં દુઃખ, દારિદ્રતા, આદિ અનેક સંકટો આવીજ પડે છે. જેમ સૂર્યના વિયોગથી નિર્મળ કમળનું તેજ નાશ પામે છે, તેમજ તારા વિયોગથી આ આર્ય દેશરૂપી કમળ સુકાઈ ગયું છે. જેમ પતિના

વિયોગથી પતિવ્રતા સ્ત્રીનાં ગાત્ર શિથિલ થઇ જાય છે, તેમ તારા વિયોગથી આ આર્ય ભૂમીરૂપ સ્ત્રીનાં ગાત્ર શિથિલ થઇ ગયાં છે. અહાહા ! તારી અલૌકિક શક્તિ જાણવાને યોગિયો શિવાય કોણ સમર્થ છે ? અર્થાત્ કોઇજ નથી.

જેમ વનમાં સિંહને જોઇને મૃગાદિ પશુએ પલાયન કરી જાય છે, તેમ તને જોઇને દુષ્ટ ઉપદ્રવરૂપી પશુએ સત્વર નાશ પામે છે. જેમ ભીમને જોઇને દુષ્ટ દુર્યોધનનાં ગાત્ર કંપતાં હતાં, તેમ તને જોઇને આળસ્યને કંપારી છુટે છે. જેમ અર્જુનના ગાંડીવ ધનુષ્યને જોઇને કોરવોનાં અંતઃકરણ તૃટી પડતાં હતાં, તેમ તને જોઇને સંકટોને ત્રાસ થાય છે.

અહાહા ! જ્યાં તું છે ત્યાંજ સુખ છે, તું છે, ત્યાંજ આનંદ છે, અને જ્યા તારી છાયા છે ત્યાજ શાન્તિ છે, તારા વગર કોઈ પણ સ્થળે સુખ છેજ નહિ.

પુરૂષાર્થ, હે પુરૂષાર્થ ! તારા નામને બેસવાને ઠેકાણે, સુવાને ઠેકાણે, જમવાને ઠેકાણે, અને આખા ઘરમા સર્વત્ર લખી રાખવું જોઈએ એટલુંજ નહિ પણ હૃદય પટ ઉપર કોતરી રાખવું જોઇએ.

હે પુરૂષાર્થ ! તારા પ્રતાપથીજ નેપોલીયન ત્રણ વખત યુરોપને ધ્રુજાવી શક્યો હતો, અને તારાથીજ પરમાત્મા મહાવીર પ્રભુ અનેક દુઃસહ પરિસંહોને સહન કરી શક્યા હતા, તથા કર્મરૂપી મહા યોદ્ધાઓને બાળીને ભસ્મ કરી શક્યા હતા. તારા પ્રતાપથીજ હેમચંદ્રાચાર્ય કળિ કાળમાં સર્વજ્ઞનું પદ પ્રાપ્ત કરી શક્યા હતા, અને ન્યાય, વ્યાકરણ, સાહિત્ય, જ્યોતિષ, વૈદક, આદિ અનેક શાસ્ત્રોનાં હજારો પુસ્તકો લખી શક્યા હતા. તારાથીજ મહાત્મા યશોવિજયજી કાશીમાં પંડિતોની સભાનો પરાજય કરી શક્યા હતા, અને તત્વજ્ઞાનના અનેક ગ્રંથો રચવા સમર્થ થઇ શક્યા હતા. અહા પુરૂષાર્થ ! તારી કૃપા એજ સર્વે કાર્યોને શક્ય બનાવવાનું બીજ છે. તારી કૃપાથી જે કામ ન થયું, તે અન્ય કોઇ ઉપાયવડે કદી થવાનું નથી, એ સત્ય છે. પૃથ્વીમાં બીજા ઘણા ગુણોવાળાં તત્વો છે, પરંતુ હે પુરૂષાર્થ !

તારૂં પરાક્રમ તે તારામાંજ છે. અન્ય વસ્તુમાં તે અલભ્ય છે. આ પૃથ્વી ઉપર મોટા મોટા ઘણા પર્વતો છે, પણ જેમ મેરૂ પર્વતનો મહિમા જુદોજ છે,તેવી રીતે શક્તિવાળા તત્વોમાં હે પુરૂષાર્થ ! તારો મહિમા જુદોજ છે.

વાયુએ અનુગ્રહ કરેલો એવો અતિશય પુષ્પોનો સુગંધ જેમ દિશાઓને વ્યાપ્ત કરી નાંખે છે, તેમજ હે પુરૂષાર્થ ! તારા તેની પાસે અનુગ્રહથી સુખો સર્વત્ર પ્રાપ્ત થઈ શકે છે. અહા પુરૂષાર્થ ! તારા દેખતાં આજકાલ પૃથ્વી ઉપર દુઃખોનો સમૂહ જ્યાં ત્યાં દેખાય છે, એ જોઇને તને શું લજ્જા પ્રાપ્ત થતી નથી ? સૂર્યને જોઇને શું અંધકાર રહી શકે છે ? કેસરીસિંહને જોઇને શું મૃગો તેની પાસે જઈ શકે છે? કદિજ નહિ, પણ હાલ તો હે પુરૂષાર્થ ! તારા દેખતાં આળસ્ય રૂપી શત્રુ આખા આર્ય દેશને પાયમાલ કરી રહ્યો છે. આ જોવા છતાં તું મૌન ધારણ કરીને શાન્ત બેસી રહ્યો છે, માટે તારી આર્ય દેશ ઉપર હાલ કૃપાજ ક્યાં છે ? અરે ! શું મેઘ કદી એમ વિચારે છે કે, અમુક સ્થાન ખરાબ છે, માટે મારે ત્યાં ન વર્ષવું ? સૂર્ય શું શૂદ્રને ઘરે પ્રકાશ નથી કરતો ? અરે પુરૂષાર્થ ! તું હાલ શૂન્ય ચિત્તવાળો શા માટે જણાય છે ? હા હા, યાદ આવ્યું. તેમાં તારો વાંક નથી. તું તો સદા પ્રકાશિતજ છે, તું તો કરૂણાથી હમેશા વરસ્યાજ કરે છે; પણ અમોજ નિરભાગી છીએ, ભક્તિ વગરના પણ અમોજ છીએ, સૂર્યને જોઇનેજેમ ઘુવડ દ્વેષ કરેછે,તેમ અમો તને જોઇને દૂર ભાગીએ છીએ. જેમ કોઈ મૂર્ખ સૂર્યનો પ્રકાશ પોતાના ઘરમાં પ્રવેશ ન કરે, માટે દ્વાર બંધ કરે છે, તેમ અમો પણ તું અમારામાં પ્રવેશ ન કરે, માટે દૂર ભાગીએ છીએ, પણ તેમ છતાં તું તો સર્વદા હિત કરવાજ તત્પર છો અરે ! તારા ગુણોની પીછાન નહિ કરવાની અમોનેજ દુર્બુદ્ધિ થઇ છે.

જેમ મૃગલાઓ ઝાંઝવાનું જળ દેખી તેની સન્મુખ પીવાને દોડે છે, તેમ અમો પણ આળસ્યરૂપી ઝાંઝવાનું જળ દેખી તેની સન્મુખ જઇએ છીએ, પણ આખરે જેમ મૃગલાઓ રખડી રખડીને

થાકી જાય છે, અને પાણી પ્રાપ્ત કરી શક્તા નથી, તેમ અમો પણ આળસ્યને વળગી રહેવાથી સુખ પ્રાપ્ત કરી શક્તા નથી. અરે ! અમારા દુષ્ટ સંસ્કારોજ અમોને હેરાન કરે છે. અરેરે ! અમો આળસનેજ પરમ બંધુ અને હિતેચ્છુ મિત્ર માનીએ છીએ, અને તેનીજ સેવા માટે પ્રવૃત્તિ કરીએ છીએ, એ કેટલી બધી અજ્ઞાનતા છે ? જેમ કુતરો હાડકાંને ચાટીને સુખ માને છે, તેમ અમો આળસને સેવીને સુખ માનીએ છીએ. અરેરે ! અમારી શી દશા થશે, તે જ્ઞાની જાણે

હે પરમ બાંધવ પુરૂષાર્થ ! તને વારંવાર કહું છું કે, તું અમારા શરીરમાં ભૂતની પેઠે પ્રવેશ કરીને અમારા તનને યત્નવાન કર, અમારા મનને સ્ફૂર્તિમાન કર, અમારા વચનને પવિત્ર કર. અરે ! તારા વિના અમોને કદી અને કહીં પણ સુખ મળનાર નથી, એ સત્ય છે.

પ્રિય વાંચનાર ! પુરૂષાર્થને આપણી ભેટ લેવા બહુ કહ્યું, પણ તે પોતાની મેળે આવે તેમ નથી. કારણ કે, મોટા પુરૂષોને જેમ આપણે સત્કારપૂર્વક તેડી આવીએ છીએ, તેમ **એને** પણ આપણે પ્રેમપૂર્વક લઇ આવવાને જવું જોઇએ. એમ કરશું તો તે અવશ્ય આવશે, અને આપણને, આપણા કુટુંબને, આપણી જ્ઞાતિને, આપણા ધર્મબંધુઓને, અને આપણા દેશને અવશ્ય સુખ આપશે. માટે ઉઠો, તેને તેડી લાવવાને સત્વર ચાલો.

શું તમોને આ મારૂં કહેવું યોગ્ય લાગતું નથી ? તમો વિચારમાં શામાટે પડો છો ? અરે બંધુઓ ! હું તમોને સત્ય કહું છું કે ચાલો. તમે પૂછશો કે ક્યાં ? તો હું કહીશ કે આપણા હૃદયમા, કારણકે તે ત્યાજ છે. માત્ર આપણને તેના ઉપર આસ્તા નહિ હોવાથી તે પ્રકાશિત થતો નથી, પણ હવે આપણે તેની ભક્તિ કરશું, તો તે અવશ્ય પ્રસન્ન થશે, અને આપણું ઇચ્છિત કાર્ય કરવાને સત્વર ઉઠશે. માટે ચાલો, બાંધવો, ચાલો.

જ્યારે આપણને પુરૂષાર્થની મદદ મળશે, ત્યારે આપણને પછી

કોનો ભય રહેશે ? જેમ અર્જુન ગાંડીવ ધનુષ્યથી ત્રણે લોકને તૃણવત્ ગણતો હતો, ગદાથી જેમ ભીમ આખા જગતને કંપાવતો હતો, અને જેમ સારંગ ધનુષ્યથી શ્રીકૃષ્ણ સર્વ અરિયોને ભય પમાડતો હતો, તેમ આપણે પણ પુરૂષાર્થની સહાયથી દરિદ્રતારૂપી શત્રુને કંપાવવા અવશ્ય શક્તિમાન થઇશું, એમા જરા પણ સંશય નથી. અરે! જુઓ, જુઓ, આ કમળ સમુદાયો સૂર્યની રાહ કેવાં જોઇ રહ્યાં છે? અને સૂર્યના દર્શન કરવાને પોતાની પાંખડીઓરૂપી ચક્ષુઓથી ટગર ટગર કેવાં જોઇ રહ્યાં છે, ? અને આ મયૂરો ઉંચી ડોક રાખીને મેઘની રાહ આતુરતાથી જુએ છે ? અહા ! પ્રાણીઓમાં પણ જ્યારે આટલો પ્રેમ છે, ત્યારે શું આપણામાં ન હોય ? અવશ્ય હોયજ, માટે આપણે પણ પુરૂષાર્થની ભક્તિ કરવી જોઇએ, અને તેનેજ આપણું સર્વસ્વ માનવું જોઈએ. અરે ! આ કુમુદિનીયો તો જુઓ, તેઓ ચંદ્રને જોઈને કેવી વિકસિત દેખાય છે, અને પોતાના સર્વ અવયવો ખુલ્લા કરી જગતને પોતાનો આનંદ કેવો દર્શાવે છે ? આ પ્રમાણે આપણે પણ પુરૂષાર્થ પ્રતિ આપણો આનંદ દર્શાવી શકીએ.

અહો ! આ ચાતકો તો જુઓ, તેઓ મેઘને જોઇને કેવાં મધુર ધ્વનિએ પોતાનો હર્ષ પ્રદર્શિત કરે છે. શું તેઓ આ જગતને પ્રેમ કરતાં શીખવે છે ? કે શું આ પોતાનો આનંદ ન સમાવાથી તે બહાર કાઢવાનો ઉપાય કરે છે ? કે પ્રેમની પરાકાષ્ટાને બતાવે છે ? અરે બંધુઓ ! આપણે પણ આ ભક્તિવંત ચાતકો પાસેથી પ્રેમ કરતાં શીખવો જોઇએ.

બંધુઓ ! હમણાં તો કદાચ તમે પણ ચાતકને જોઇને પ્રેમ કરતાં શીખશો, પણ તે શિથિલ ન પડતાં હમેશાં તેવોને તેવોજ રહેવો જોઇએ. એટલુંજ નહિ પણ તે પ્રતિદિન વૃદ્ધિને પામવો જોઇએ, અને તેના માટે એકાગ્રચિત્તથી નિશ્ચય કરવો જોઇએ કે, અમારે હવે પ્રેમ તજવોજ નથી, અમારો તો આધાર હવે સત્પુરૂષાર્થજ છે. એટલુંજ નહિ પણ અમારો સ્વભાવ તે પુરૂષાર્થ પોતેજ છે, અમારો ગુણ અને અમારો ધર્મ પણ તેજ છે. અને જેમ

અગ્નિ પોતાના ઉષ્ણતા ગુણુનો ક્યારે પણ ત્યાગ કરતો નથી, તેમ અમો પણ અમારા ધર્મ ત્યાગ કદી પણ કરવાના નથી. જેમ જળ પોતાના શીતળત્વ ધર્મનો ત્યાગ કરતું નથી, તેમ અમો પણ અમારા વીર્યત્વ ગુણુને તજવાના નથી

જેમ સૂર્ય પોતાની ટેક કદી પણ ચુકતો નથી એટલે કે તે પશ્ચિમમાં કોઇ પણ કાળે ઉદય પામતો નથી, તેમ અમો પણ અમારી ટેક મુકીશું નહિ. જેમ સમુદ્ર પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી, તેમ અમો પણ અમારા સ્વભાવને તજવાના નથી. બસ, એજ અમારો નિશ્ચય છે. આવા પ્રકારનો નિર્ણય આપણે સૌએ કરવો જોઇએ.

બંધુઓ ! આપણા આ નિર્ણયથી આપણે અવશ્ય સુખી થઇશું, અને પુરૂષાર્થ પણ આપણા ઉપર અવશ્ય તુષ્યમાન થશે, એમ ખાત્રી પૂર્વક માનશો. તમે કહેશો કે, આપણે આળસને કયાં માન આપીએ છીએ ? તો હું કહીશ કે બંધુઓ ! આપણે અવશ્ય આળસ્ય શત્રુનેજ માન આપીએ છીએ. કારણ કે આપણે હમેશ વિચારીએ છીએ કે. ઉદ્યોગ ન કરવો પડે તો સારૂં મહેનત ન કરવી પડે તો સારૂં આવા આવા જે વિચારો આપણે કરીએ છીએ, તે આળસને માન નથી આપતા તો બીજું શું ?

જેમ આળસદાસ પોતાને ઉદ્યોગી માનતો હતો, પણ ખરી રીતે જોતાં તો તે આળસુ હતો, તેમ આપણે પણ આપણુને ઉદ્યોગી માનીએ છીએ. પણ ખરી રીતે જોતાં તો આપણે આળસુ છીએ. હવે જો આળસદાસ કોણુ હતો, અને આળસની સેવા કેમ અને કેવી રીતે કરતો હતો, તે તમારે જાણુવાની જીજ્ઞાસા હોય તો, નીચેની વાત લક્ષપૂર્વક વાંચીને તેમાંથી સાર ગ્રહણુ કરશો.

એક રાયણુના વૃક્ષ નીચે આળસદાસ સુતેલો હતો. મધ્યાન્હનો વખત હોવાથી તાપ બહુ પડતો હતો, અને તે શાંતિથી આકાશ સામે દૃષ્ટિ કરીને વિશ્રાંતી લેતો હતો, તેવામાં તેની દૃષ્ટિ રાયણુનાં વૃક્ષ ઉપર પરિપકવ થયેલ ફળો ઉપર પડી, અને મનમાં વિચારવા

લાગ્યો કે અહો ! આ રાયણનાં ફળો કેવાં પ્રભાતનાં સૂર્યનાં કિરણો જેવાં લાલ છે ? અને હાથીના ગંડ સ્થળમાં ચોંટેલ સિંદૂરના પુંજ સમાન રકત વર્ણવાળાં લાગે છે ? તે અમૃત સમાન મધુર ફળો મને કેમ પ્રાપ્ત થાય ? આમ વિચારે છે, એટલામાં એક લાકડાના ભારા-વાળી બાઇ ચાલી જતી હતી, તેને જોઈને એણે કહ્યું કે, હે લાકડા-વાળી બાઈ ! આ રાયણનાં મધુર ફળો મને તોડી આપ ત્યારે તે બાઇએ જવાબ દીધો કે, હે આળસુ ! તું જોતો નથી કે, હું લાકડાં કાપીને હજી ચાલી આવું છું, અને હજી તો મેં ખાધું પણ નથી, અને તું તો ભોજન કરીને સુખે સુતો છે, 'માટે તને ઉઠીને તોડતાં શું થાય છે ? હું તો સ્ત્રી છું પણ તું તો નર વીર છે, માટે આળસ્યનો ત્યાગ કરી ઉદ્યોગ કર. કારણ કે, ઉદ્યોગ વિના કોઈને પણ સુખ મળ્યું નથી, મળતું નથી અને મળવાનું પણ નથી. માટે હે બાંધવ ! ઉઠ અને વૃક્ષ ઉપર ચઢીને ફળ તોડીને ઈચ્છા પ્રમાણે સ્વાદ લે. આ પ્રમાણે તે ભારાવાળીનું કહેવું સાંભળીને આળસદાસ બ-હુજ ગરમ થઇ ગયા, તેમનો મિજાજ હાથમાં રહ્યો નહિ, અને જેમ સુગ્રીવ પક્ષીએ વાંદરાને ઉપદેશ આપ્યો હતો, તેનો સવળો અર્થ ન લેતાં જેમ તેણે તેનો માળો તોડી નાંખ્યો, તેમ આળસદાસ પણ પેલી બિચારી ગરીબ બાઇને મારવા ઉઠયો. આથી તે બાઈ તો બિચારી બીને ચાલતી થઇ, અને આળસદાસ તો એને ગાળો આપતો આપતો પોતાને સ્થાનકે આવીને સુતો. અને મનમાં બડબડવા લાગ્યો કે, વળી આ મને શિખામણ આપનાર કોણ ? હું શું નથી જાણતો કે, ઉદ્યોગમાં સુખ છે, અને આળસ્યમાં દુઃખ છે ? આમ અનેક પ્રકા-રે પોતાની બડાઇ કરતો કરતો સુતો છે, એટલામાં વાયુના જોરથી એ-ક રાયણનું ફળ તુટીને તેની છાતી ઉપર પડયું. તે જોઇને એ બહુ ખુ-શી થયો, અને મનમાં વિચારવા લાગ્યો કે, મારૂં નસીબ હજી સારૂં છે. કારણ કે, નસીબવાનને ઇચ્છિત પદાર્થ પ્રાપ્ત થાય છે, માટે હું ખરેખર ભાગ્યશાળી છું કે, આમ વગર મહેનતે મને મનોહર ફળ પ્રાપ્ત થયું. આમ વિચારતા વળી ફરી તેને વિચાર આવ્યો કે, આ ફળને મારી છાતી ઉપરથી ઉપાડીને મારા મુખમાં કોણ નાંખશે ?

કારણ કે જ્યાં સુધી મુખમાં નહિ આવે, ત્યાં સુધી સ્વાદ કેમ લઇ શકાય? આમ વિચારે છે, એટલામાં એક ઉંટ ઉપર બેસીને કોઇ એક મુસાફર આવતો હતો, તેને જોઇને આળસદાસ મનમાં બહુજ મલકાયો, અને ગએલ ચેતના પાછી આવી, તથા વિચારવા લાગ્યો કે, પૂર્વે પુન્ય કર્યાં છે, તેથી આવા સંજોગો સ્વતઃ બની આવે છે. અહો! કર્મની ગતિ વિચિત્ર છે. કહ્યું છે કે, " કર્મ કરે તે કોઇ ન કરે " આ વાત સત્ય છે. આવા આવા વિકલ્પો કરે છે, એટલામાં ઉંટવાળો છેક પાસે આવી પહોંચ્યો તેને જોઇને આળસદાસ કહેવા લાગ્યો કે, ભાઇ! ઉંટ ઉપરથી નીચે ઉતર. ઉંટવાળે પૂછ્યું કે, શા માટે? આળસદાસે કહ્યુ કે, મારી છાતી ઉપર રાયણનું ફળ છે, તે ઉપાડીને મારા મુખમાં નાંખ. આ સાંભળી ઉંટવાળાને હસવું આવ્યું,અને વિચાર્યું કે, અહો! આ જગતમાં આવા પણ મનુષ્યો છે કે,જેઓ પોતાની પાસે રહેલીવસ્તુનો ઉપયોગ પણ કરી જાણતા નથી. અહા! જે દેશમાં આવા પુરૂષો ઉત્પન્ન થયા હશે અગર વસતા હશે, તે દેશની પાયમાલી થાય, તેમાં નવાઇ શી છે? ખરેખર, આ મનુષ્ય એકેંદ્રિય જે સ્થાવર તેના જેવી દશા ભોગવે છે. કારણ કે, બે ઇંદ્રિયથી માંડીને પંચેદ્રિય પર્યંત તિર્યંચો કે મનુષ્યો તો ઉદ્યોગશીળ જણાય છે, પણ આ મૂર્તિ તો સ્થિર રહેવાને ઇચ્છે છે. આમ ઉંટવાળો વિચાર કરે છે, એટલામાં પુનઃ આળસદાસ જરા ક્રોધથી બોલ્યો કે, કેમ રે! સાંભળતો નથી કે? તને એક વખત કહ્યું કે, તું ઉંટ ઉપરથી નીચે ઉતર, અને આ રાયણનું ફળ મારા મુખમાં નાંખ. આમ મેં કહ્યા છતાં તું સાંભળતો કેમ નથી!

આ સાંભળી ઉંટવાળો જરા ધીમેથી અને શાન્તિથી બોલ્યો કે ભાઇ, તને શી અડચણ છે કે બીજાના કાલાવાલા કરે છે? કારણ કે તારા હાથ પછી શું કામ આવવાના છે? આ દુનિયામાં જે માણસ બીજા ઉપર ભરોસો રાખે છે, તે દુઃખી થાય છે. માટે પોતાના અવયવોનો ઉપયોગ કરવો એજ સુખનું મૂળ છે. તને ખબર નથી કે કેટલાક યોગીઓ પોતાનો એક હાથ ઉંચો રાખે છે, જે બે ત્રણ વર્ષે લાકડા જેવો થઇ જાય છે, અને આખરે શક્તિહીન થઇને કાંઇ પણ

કાર્ય કરી શકતો નથી, તેમજ જે મનુષ્ય પોતાનાં સર્વ ગાત્રોની પાસેથી કામ લેતો નથી તેનાં સર્વ ગાત્રો તે યોગીના હાથ જેવાં શક્તિવિનાનાં થઇ જાય છે, અને આખરે તેથી તે દુઃખી થાય છે.

આ સાંભળી મુખ ઉપર રક્તતા જેને આવી ગઈ છે, એવો અને ક્રોધની તો જાણે સાક્ષાત્ મૂર્તિજ હોય નહિ તેવો, ઓષ્ટ ફફડાવતો આંખો ચડાવતો અને ગર્જના કરતો આળસદાસ બોલ્યો કે, અરે! તું તો આળસુ જણાય છે. આ સાંભળી ઉંટવાળો હસીને બોલ્યો કે, હાજી, હું તો આળસુ છું, પણ આપ તો ઉદ્યોગના અવતારજ છો. જો આ દુનિયામાં ઉદ્યોગનો પુંજ ક્યાંય પણ એકઠો થયો હોય તો તે તમારામાંજ છે, એમ મને તો પ્રત્યક્ષ લાગે છે આમ બોલતો બોલતો ઉંટવાળો આગળ ચાલતો થયો, અને મનમાં કહેવા લાગ્યો કે આવાં મનુષ્યો જગતમાં કેવળ ભારભૂત છે. કારણ કે, તેઓ જગતમાં ઉદ્યોગ કરીને જનમંડળને કાંઇ પણ ફળ આપ્યા વગર ઉલટા જગતમાં અન્યની મદદની આશા રાખે છે, અને તેથી આવા પુરૂષો સ્વપરનું કલ્યાણ કદી પણ કરી શકતા નથી. આમ અનેક તરેહના તરંગોમાં મશગુલ થઈને ચાલતો થયો, અને પેલો આળસદાસ પણ પોતાના મનમાં કહેવા લાગ્યો કે, આવા મૂર્ખ મનુષ્યોનો મેળાપ ક્યાંથી થાય છે? અરેરે! આવા લોકો પરનુ કાર્ય કરી આપવું તો દૂર રહ્યું, પણ ઉલટા ઉપદેશ આપવા મંડી જાય છે, એ એક નવાઈની વાત છે. શું હું આ બધી વાતો નથી જાણતો? શું હું ઉપદેશ કરી નથી જાણતો? આમ અનેક ગર્વમય વિચાર કરતો તે આળસદાસ સંધ્યા સમયે પોતાના ઘર તરફ ચાલતો થયો.

પ્રિય વાચકવૃંદ! આ દૃષ્ટાંત સાભળી, આપ મનમાં વિચારમાં પડયા હશો કે, આ તો કલ્પિત વાત છે. શું આવા મનુષ્યો જગતમાં થતા હશે? આ તો કોઇએ ટાઢા પહોરના ગપાટા હાંકયા છે. બંધુઓ! આવો વિચાર કરશો નહિ. કારણ કે આપણે એના કરતાં પણ વિશેષ આળસુ છીએ. એની તો છાતી ઉપર રાયણનું ફળ હતું, પણ આપણા તો મુખમાં છે, છતાં તે ચાવીને ખાવાની મહેનત આપણે કરતા નથી. અરેરે! ઉંટવાળો તો માત્ર ઉપદેશક હતો

પણ આપણા પરમ પૂજ્ય પરમાત્માઓ તો આપણા મુખમાં ફળો નાંખી ગયા છે, માટે હવે તે ચાવવાનું કામજ આપણે કરવાનું છે. પરંતુ એટલું ચાવવાનું કામ પણ આપણે કરી શકતા નથી, એ આશ્ચર્યની વાત છે. આપણને પરમ કૃપાળુ પરમાત્મા એમ નથી કહેતા કે, આત્મિક સુખ મેરૂના શિખર ઉપર છે, કે ગંગા નદીને પેલે પાર છે, કે અમુક દ્વીપ યા ખંડમાં છે; પણ તેઓ તો કહે છે કે, હે ભવ્ય જીવો ! તે સુખ તમારામાંજ છે. ને તમારાથી જરા પણ દૂર નથી. જેમ કસ્તુરી મૃગની નાભીમાંજ છે, છતાં તે ભ્રાંતિથી બહાર ભટકે છે, તેમ તમો પણ ભ્રાંતિથી બહાર ભટકો છો.

અહાહા ! આવો સરલ માર્ગ બતાવ્યા છતાં પણ આપણે દૂર જઇએ છીએ, અને બીજો કોઇ આપે તો ઠીક, આમ વિચારીએ છીએ, એ આપણી કેટલી બધી ભૂલ છે ?

પરમાત્મા આપણને કહે છે કે, આત્માના જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય અને ઉપયોગ આદિ ગુણો છે, ધર્મ છે, સ્વભાવ છે. આમ સ્પષ્ટ કહ્યું છે, તો પણ આપણે પોતાના સ્વભાવનો ત્યાગ કરવા ઉપાય યોજીએ છીએ, તે કેમ બને ? કારણ કે એવો કોઇ પણ વખત નહિ આવશે કે, જ્યારે આકાશ પોતાના અવકાશ આપવાના ધર્મનો ત્યાગ કરશે, અને કોઇ પણ દિવસ એવો નહિ આવશે કે, જેમાં ધર્માસ્તિકાય પોતાના ચલણ સહાય સ્વભાવને મુકશે, તેમજ અધર્માસ્તિકાય પોતાના સ્થિરતા આપવાના સ્વભાવને મુકશે. કારણ કે વસ્તુ પોતાના સ્વભાવને કદી મુકતી નથી, એ ચોકસ સિદ્ધાંત છે.તેજ પ્રમાણે આપણો આત્મા પણ કદિ વીર્યત્વ ગુણનો ત્યાગ કરતો નથી. એ ગુણ તો એનું આત્માપણું બતાવે છે, તો એ ગુણ એનાથી કેમ તજાય ? જેમ પાણીને ઉપાધિવશે ઉષ્ણ થવું પડે છે, અને તે વખતે તેનો શીતત્વનો ગુણ જણાતો નથી,પણ જ્યારે અગ્નિ ઉપર તે પાણી નાંખવામાં આવે છે, ત્યારે તેના શીતત્વની તરતજ ખાત્રી થાય છે. કારણ કે, નાખતાં વારજ તે અગ્નિને શાંત કરે છે. તેનો સ્વભાવ જે શીતત્વ તે તેનામાંથી કદિ ચાલ્યો જતો નથી, તેમજ આપણો આત્મા પણ પુદ્‌ગલની ઉપાધિથી રજ, તમ અને સત્વાદિ ગુણોવાળો જણાય

છે, અને તે તે ગુણોમય અનુભવાય છે. પણ વસ્તુતાએ તે તેવો નથી અને થવાનો પણ નથી.

પ્રિય વાંચનાર! વીર્યત્વ એ જ્યારે આત્માનો ગુણ છે, ત્યારે વિચારવું જોઇએ કે, જેમ જ્યાં ઉષ્ણપણું હોય, ત્યાં અગ્નિની પ્રતીતિ થાય છે. તેમજ જ્યાં વીર્યત્વ હોય, ત્યાંજ આત્મા જાણવો. અન્યથા જડતા સમજવી.

અહા! વીતરાગની વાણીની શી ખુબી છે? જેણે પોતાને જાણ્યો છે, તેણે સર્વને જાણ્યા છે. અને જેણે સર્વને જાણ્યા, તેણે પોતાને જાણ્યો છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

जे एगं जाणेइ, से सव्वं जाणेइ,
जे सव्वं जाणेइ, से एगं जाणेइ.

અર્થ—જે એકને જાણે છે, તે સર્વને જાણે છે. અને જે સર્વને જાણે છે, તે એકને જાણે છે.

ખરેખર જેણે પોતાનું આત્મ સ્વરૂપ યથાર્થ પણે જાણ્યું છે, તેણે સર્વ દ્રવ્યનું સ્વરૂપ જાણ્યું છે,અને જેણે સર્વ દ્રવ્યનું સ્વરૂપ જાણ્યું છે, તેણે પોતાના આત્માનું સ્વરૂપ જાણ્યું છે કારણ કે જ્યાં સુધી મનુષ્યે આત્માનું સ્વરૂપ જાણ્યું નથી,ત્યાં સુધી તે સર્વ દ્રવ્યનું સ્વરૂપ જાણીજ શકતો નથી. અને જ્યાં સુધી તેણે સર્વ દ્રવ્યનું સ્વરૂપ જાણ્યું નથી, ત્યાં સુધી તે આત્માનું સ્વરૂપ પણ જાણી શકતો નથી. કહ્યું છે કેઃ—

एको भावः सर्वथा येन दृष्टः
सर्वे ज्ञाताः सर्वथा तेन दृष्टाः ।
सर्वे भावाः सर्वथा येन दृष्टाः
एको भावः सर्वथा तेन दृष्टः ॥

અર્થ—એક પદાર્થ સર્વ પ્રકારે જેણે જોયો છે, તેણે સર્વ પદાર્થો સર્વ પ્રકારે જોયા છે, અને સર્વ પદાર્થો જેણે સર્વે પ્રકારે જોયા છે, તેણે એક પદાર્થ સર્વ પ્રકારે જોયો છે.

આમ હોવાથી આત્મ સ્વરૂપને જેણે જાણ્યું છે, તેણે પોતાના વીર્યત્વાદિ ગુણો જોયાછે. અને જેણે વીર્યત્વાદિ ગુણો જોયાછે.તેણે પોતાનું

આત્મ સ્વરૂપ જોયું છે. આ વાત યુક્તિ પૂર્વક સિદ્ધ થાય છે, અને તે એમજ છે.

અહા ! જેણે પોતાનું સ્વરૂપ જોયું છે. તેને બાકી જોવાનું શું રહ્યું ? ખરેખર પુરૂષાર્થનું એજ સત્ય ફળ છે, અને એજ એનું વસ્તુતાએ કાર્ય છે. માટે પ્રિય બંધુઓ ! સત્પુરૂષાર્થથી પોતાનું સત્ય સ્વરૂપ જાણવાની અત્યંત આવશ્યકતા છે.

આ સંસારમાં જીવ અનાદિકાળથી જે જન્મ મરણ ભોગવતો આવ્યો છે, તે આત્મ સ્વરૂપ ન જાણવાથીજ. અને હજી પણ જો એ સ્વરૂપ નહિ જાણશે, તો સંસારમાં જન્મ મરણનું અસહ્ય દુઃખ તે ભોગવ્યાજ કરશે, એમ જ્ઞાનીઓ કહે છે.

આ જીવ સુખના માટે અનેક ઉપાયો યોજે છે, પરંતુ વાસ્તવિક સુખ શું છે ? અને તેની પ્રાપ્તિના વાસ્તવિક ઉપાયો શા છે ? તે જાણવાનો પ્રયત્ન મુદ્દલ પણ કરતોનથી, અને તેથીજ વાસ્તવિક સુખની અને સત્સાધનોની પ્રાપ્તિ થતી નથી.

ઉપાધ્યાયજી યશોવિજયજી મહારાજ કહે છે કેઃ—

આતમ અજ્ઞાને કરી, જે ભવ દુઃખ લહીએ,
આતમ જ્ઞાને તે ટળે, એમ મન સદહીયે,
આતમ તત્વ વિચારીએ.

પ્રિય વાચક ! આ વચનામૃતો આપના હૃદયપટપર કોતરી રાખશો, અને પુનઃ પુનઃ એને સ્મરણમાં રાખશો. કારણ કે આખા સિદ્ધાંતનું રહસ્ય આ ગાથામાં મહાત્માએ સમાવ્યું છે, અને સર્વ શાસ્ત્રનો સાર માત્ર કહી દીધો છે. માટે અન્ય વિકલ્પ જાળમાં ન પડતાં સત્પુરૂષાર્થ કે જેનાથી આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે, અને અનંત દુઃખનું સ્થાન જે સંસાર તેનો નાશ થાય છે, તથા પરમાનંદની પ્રાપ્તિ થાય છે, તેવા સત્પુરૂષાર્થનું એકાગ્ર ચિત્તે સેવન કરો; એજ ખરો પુરૂષાર્થ છે. અન્ય સર્વે પુરૂષાર્થો ભાસ માત્ર જાણવા. કારણ કે,જેમ ઝાંઝવાનું જળ જોઇને મૃગો ભ્રાંતિથી તે તરફ દોડે છે, પણ આખર પ્રાપ્ત કરી શકતા નથી,તેમ અન્ય પુરૂષાર્થો સર્વે તેનાજેવા

જાણવા, સત્ય સુખ જે આત્મસ્વરૂપ તે તો સત્પુરૂષાર્થથીજ પ્રાપ્ત થશે એમ ખાતરીથી માનવું.

શાસ્ત્રકારોએ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થો કહ્યા છે. તેમાં ધર્મથી બાકીના ત્રણે પ્રાપ્ત થઇ શકે છે. માટે મુખ્ય ધર્મજ સેવવા લાયક છે, અને તેજ અનુવર્તન કરવા લાયક છે. માટે ધર્મની પ્રાપ્તિ કરીને આત્મસ્વરૂપને જાણવું, એજ બધા પ્રકારના પુરૂષાર્થનું શિરો બિંદુ છે. માટે પ્રિય વાચકો મારો આ નિબંધ વાંચ્યા પછી જો પુરૂષાર્થનો મહિમા આપ જાણી શકયા હો, તો સત્પુરૂષાર્થથી આત્મ સ્વરૂપ જાણવાને ઉદ્યુકત થજો, આમ કરશો તો અવશ્ય તમે જન્મ મરણના ચક્રમાંથી મુક્ત થઇને મોક્ષ પદને પામશો.

છેલ્લે મારી પરમ કૃપાળુ પરમાત્મા પાસે એજ પ્રાર્થના છે કે, આ નિબંધ મારા માનવબાંધવોના આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક દુઃખોનો નાશ કરીને પરમાનંદ સ્વરૂપને આપો.

---

## પ્રકરણ ૨ જું.

## મિતાહાર.

---

દરરોજ પરિમિત હિતકારી સાદો ખોરાક લેવો, તે નિત્યે બરાબર વખતસર અને પચે તેટલો લેવો, ભુખના ચાર ભાગ કરીને તેમાં બે ભાગનું ખાવું, એક ભાગનું પાણી પીવું, અને એક ભાગ વાયુને અંદર સંચરવા માટે ખાલી રહેવા દેવો, આમ કરવાથી ખાધેલું અનાજ વહેલું પાચન થાય છે. આ નિયમ ઉપરાંત ખોરાક ખાવાથી શરીર બગડે છે. તેમજ બહુ મિષ્ટાન્ન, બહુ મસાલો, બહુ ખારૂં, બહુ ખાટું, બહુ તીખું અને બહુ ગરમ તથા વાસી ખાવાથી પણ તંદુરસ્તી બગડે છે. સાદો ખોરાક સૌથી ઉત્તમ છે.

મિતાહાર એ શબ્દજ જણાવે છે કે, પરિમિત આહાર કરવો. સર્વ કોઈ સ્વપર હિત ઇચ્છનારે મિતાહાર અવશ્ય કરવોજ જોઇએ. કારણ

કે જ્યાં સુધી મિતાહાર કરવામાં આવે છે, ત્યાં સુધી અજીર્ણ * થવાનો સંભવ રહેતો નથી, અને અજીર્ણનીજ જો ઉત્પત્તિ ન થાય, તો પછી રોગો બીલકુલ ઉત્પન્નજ ન થાય એ ચોકસ છે.

---

* માહાત્મા હરિભદ્રસુરિ પોતાના રચેલા ધર્મબિન્દુ નામે ગ્રંથમાં જણાવે છે કેઃ—

अजीर्णेऽभोजनमिति

અર્થ—અજીર્ણ થયે ભોજન ન કરવું.

આ સુત્ર ઉપર ટીકાકાર વિસ્તાર પૂર્વક જણાવે છે, જેનો સાર નીચે પ્રમાણે છેઃ—

પ્રથમ કરેલ ભોજન પચ્યું ન હોય અને તેના ઉપર ભોજન કરવું, તે રોગની વૃદ્ધિનું મૂળ જે અજીર્ણ તેની વૃદ્ધિ કરવા જેવું છે, કારણ કે રોગ માત્રનું કારણ અજીર્ણ છે.

અજીર્ણના ચાર ભેદ છે.

૧ આમ અજીર્ણ. ૨ વિદગ્ધ અજીર્ણ. ૩ વિષ્ટબ્ધ અજીર્ણ. ૪ રસશેષ અજીર્ણ.

૧ નરમ ઝાડો આવે અને કોહેલી છાશ જેવી તેની દુર્ગંધ હોય, ત્યારે આમ અજીર્ણ સમજવું.

૨ વિષ્ટાની દુર્ગંધ ખરાબ ધુમાડા જેવી આવે, ત્યારે વિદગ્ધ અજીર્ણ જાણવું.

૩ શરીરમાં તૂટ, ફાટ, કળતર વિગેરે વિકાર જણાય,ત્યારે વિષ્ટબ્ધ અજીર્ણ જાણવું.

૪ શરીર જડ જેવું જણાય, ત્યારે રસશેષ અજીર્ણ જાણવું.

વળી-તેનાં વધારે લક્ષણો નીચે પ્રમાણે છે.

શરીરના મળ તથા વાયુનો હમેશના નિયમથી વિપરીત ગંધ હોય, મળમાં પણ ભેદ પડયો હોય, શરીર ભારે થઈ ગયું હોય, અન્ન ઉપરથી રૂચિ ઉઠી ગઈ હોય, અને ઓડકાર સારો આવતો ન હોય, તો અજીર્ણ થયું છે એમ જાણવું.

મનુષ્યોમાં રોગ ઉત્પન્ન થવાનું મુખ્ય કારણ ઘણી વખતે અજીર્ણ હોય છે. જો મનુષ્ય નિયમિત પરિમિત* આહાર લઇને શરીરમાં થવા ન દે તો, તે ભાગ્યેજ માંદો પડે છે. ખોરાક પચતો નથી તેથી અજીર્ણ થાય છે. ખાધેલું ન પચવાનાં બે કારણો હોય છે. એક અન્ન સારૂં ન હોય તે, અને બીજું જઠર પચાવી શકે તેના કરતાં વિશેષ પ્રમાણમાં અન્ન લેવું તે.

અપક્વ અન્નનો ઊદરમાં સંચય થવાથી અજીર્ણ થાય છે, માટે તેવો સંચય ન થાય તેમ કરવું. જ્યારે અજીર્ણ થયેલું જણાય, ત્યારે ઉપવાસ કરવો. આ અજીર્ણ ટાળવાનો સર્વોત્તમ ઉપાય છે. જ્વર ઉત્પન્ન થવામાં પણ ઘણે અંશે આજ કારણ હોવાથી વૈદક શાસ્ત્રમાં પણ " **लंघनं ज्वर नाशार्थे** " કહીને ઉપવાસ કરવાનું જણાવ્યું છે.

અન્ન ઉપર જોઇએ તેવી રૂચિ ન થવી, એ એક અજીર્ણ ચિન્હ છે. માથું દુખે, પેટમાં દબદબો લાગે, તે વિગેરે અજીર્ણનાં ચિન્હો છે. ખાટા, તીખા, છારૈયા ઓડકાર આવે અને ગળામાં બળે, તે પણ એનાજ ચિન્હ છે.

---

* **लौल्यत्यागः** ( ધર્મબિંદુ ગ્રંથમાંથી. )

અર્થ—લોલુપપણાનો ત્યાગ કરવો.

નિયમ કરતાં વધારે અન્ન ખાવાથી ઉલટી ઝાડો અને મરણ એ ત્રણમાંથી એક અવશ્ય થાય છે. માટે જેટલું સુખેથી પચી જાય તેટલું અન્ન ખાવું. સવારે ખાવું તે એટલું ખાવું કે જેથી સાંજે બરાબર ભૂખ લાગે. અને સાંજે પણ એવી રીતે જમવું કે, સવારે બરાબર કડકડીને ભુખ લાગે. અર્થાત્ જેટલું જઠર પચાવી શકે તેટલુ ખાવું. અધિક ખાવું નહી. અતિશય જમવાથી શરીર અને જઠરાગ્નિ બગડે છે, તેમજ જઠરાગ્નિ સારી હોય, અને એકદમ ઓછું ખાવું, એથી પણ દેહ દુર્બળ થાય છે. થાક લાગ્યો હોય ત્યારે તુરત ખાવું કે પાણી પીવું નહીં.

મનુષ્ય હમેશાં મિતાહાર કરે, તો તેને અજીર્ણ કે રોગ થવાનો સંભવ રહેતો નથી. મનુષ્યનું શરીર જો નિરોગી અને બળવાન્ હોય, તો તે જગતને ઊપયોગી થઇને સારાં કાર્યો કરી શકે છે.

શરીર બળવાળાં મનુષ્યોજ પોતાનો ધંધો સારી રીતે કરી શકે છે, અને પોતાની ઉંચા પ્રકારની માનસિક સ્થિતિ મેળવી શકે છે. વળી જો મનુષ્ય શરીરે સુદૃઢ અને નિરોગી હોય, તો તે ધારેલા અર્થને સિદ્ધ કરી શકે છે.

પાશ્ચાત્ય વિદ્વાન સ્ટર્ન પણ આરોગ્યને સંબોધન કરીને કહે છે. "હે સુખદ આરોગ્ય! સઘળા સુવર્ણ અને દ્રવ્યના ભંડાર કરતાં તું શ્રેષ્ટ છે. બુદ્ધિને ખીલવનાર, અને શિક્ષણને ગ્રહણ કરવા માટે અને સદ્ગુણ ઉપર અભિરૂચિ થવા માટે તેની સઘળી શક્તિઓને વિકાસ પમાડનાર તુંજ છે. જે મનુષ્યને તારી પ્રાપ્તિ થઈ છે, તેને આ જગતમાં ઇચ્છવા સરખું થોડુંજ રહ્યું છે, અને તારા વિનાના દરિદ્ર માણસને તારી સાથે સઘળી વસ્તુઓનો ટોટોજ છે."

જો આપણા શરીરમાં કોઈ પણ જાતનો રોગ ન હોય, અર્થાત્ આપણે નિરોગી હોઇએ, તો આપણે પોતાનું અને પરનું કેટલું બધું ભલું કરી શકીએ, એ સમજવું સહેલું છે. સ્વપર હિતના ઈચ્છનાર મનુષ્યે હમેશા નિરોગી રહેવાને યત્નશીલ થવું જોઇએ, કારણ કે નિરોગી રહેવું એ પોતાનાજ હાથમાં છે. જો મનુષ્ય નિયમિત યોગ્ય આહાર વિહાર કરે તો, તે ભાગ્યેજ આજારી થાય છે. પણ જે પોતાની રસનાદિ ઇંદ્રિઓને તાબે રહીને આખો દિવસ અને રાત્રિભર ખાઉં ખાઉં કર્યા કરે છે, તેને વ્યાધિગ્રસ્ત થઇને પથારીવશ થવું પડે છે.

જે મનુષ્ય આરોગ્ય રહેવામાં બેદરકાર રહે છે, તેને આળસુ અને મૂર્ખના જેવો સમજવો. આવાં મનુષ્યો કોઇ પણ ઇચ્છિત કાર્ય કરી શકતાં નથી, અને કરેલું પૂર્ણતાએ પહોંચાડી શક્તા નથી. કારણ કે જે આહારમાં અનિયમિત હોય છે, તે સર્વ કાર્યમાં અનિયમિત હોય

છે. અને અનિયમિત માણુસ કોઇ પણ કાર્ય યથેચ્છ પાર પમાડી શકતો નથી.

જે મનુષ્ય માંદો પડે છે. તે પોતાનો વખત અરે પોતાના કીંમતી આયુષ્યનો અમુક ઉપયોગી ભાગ ખુવે છે, એટલુંજ નહીં, પણ પોતાના કુટુંબીઓનો વખત પણ તે લઈ લે છે. કારણ કે તેઓને તે જાગરણ કરાવે છે, અને દવાના તથા ચાકરીના કામમાં રોકે છે. આ ઉપરથી સહેજ સમજાઇ શકાશે કે જે મનુષ્ય આરોગ્યતાના નિયમો પાળતો નથી, તે પોતાને અને અન્યને કેટલું બધું નુકશાન કરે છે?

જે મનુષ્ય શરીરે આરોગ્ય અને નિરોગી હોય છે, તે પોતાનું કાર્ય ઉત્તમ પ્રકારે કરીને પોતાના કુટુંબને, જ્ઞાતિને અને દેશને મદદ કરવામા ભાગ લે છે. તેનું શરીર તંદુરસ્ત હોવાથી તેનું મન હમેશાં શાન્ત અને આનંદી રહે છે, અને તેના મગજમાં નિર્મળ અને ઉચ્ચ વિચારોજ ઉદ્ભવે છે.

પાશ્ચિમાત્ય પ્રસિદ્ધ વિદ્વાન્ લ્યુથર પણ આરોગ્યની સ્તુતિ કરતો કહે છે કે, “ શરીર કે જે આ મૃત્યુલોકમાં આત્માનું પવિત્ર મંદિર છે, તેની મનુષ્યો ઘણું કરીને જરા પણ કાળજી રાખતા નથી. અરે! એથી પણ વધારે ખરાબ તો એ છે કે, તેઓ તેનો દુરૂપયોગ કરે છે. સ્વચ્છ, ભરાવદાર, મજબુત, ગમે તેવા સંકટના સમય માટે તત્પર, વિશ્વાસ કરવા લાયક, દૃઢ, ગમે તે કામને માટે તૈયાર, તંદુરસ્ત, દુઃખરહિત પોતાના ઓજસના પ્રવાહમાં સર્વદા નિઃશંક આનંદરસનું ભાન કરાવનાર નિત્યના ધંધાના રગડાથી પડતા ઘસારા સામે ટકી રહેનાર અને પ્રસન્નતા સુસ્વભાવ, સુખોપભોગ અને સાક્ષાત્ શ્રમને માટે પણ જીવાત્માને વિનોદનું સ્થાન અર્પનાર શરીર મળવુ એ, અહા ? કેવો ઉત્તમ દ્રવ્યકોશ છે ?

આરોગ્ય રહેવું, એ મનુષ્ય માત્રની પ્રથમ ફરજ છે. કારણ કે આરોગ્યતારૂપી પાયો મજબુત હશે, તોજ ધર્મરૂપી સપ્ત ભૂમિ હવેલી સારી રીતે ટકી રહેશે, અને તેમાં સુખો ભોગવાશે–અનુભવાશે. જે વિદ્યાર્થીઓ સર્વદા માંદા પડ્યા રહે છે, તેઓ પોતાનો અભ્યાસ સારી રીતે કરી શકતા નથી, આગળ વધી શક્તા નથી, ક્લાસમાં પહેલો નંબર મેળવી શકતા નથી, અને પરીક્ષામાં પાસ થતા નથી.

રોગી મનુષ્યો પોતાનો ધંધો સારી રીતે કરી શકતો નથી, ધંધાની દેખરેખ પણ રાખી શકતા નથી, અને હરહમેશ જુદી જુદી દેશી પરદેશી દવાઓ ખાઇ પીને પોતાના શરીરની ખુવારી કરે છે. પણ જે લોકો બળવાન શરીરવાળાં હોય છે, તેઓ કોઇ પણ કામથી બીતા નથી, દૂર દેશાવર જવાને અચકાતા નથી, સથવારાની દરકાર રાખતા નથી, બીજાને ભરોસે રહેતા નથી, અને કોઇની આશા પણ રાખતા નથી, પણ પોતાનાજ ભરોસા ઉપર રહીને અને આત્મબળ અને સ્વાશ્રય ઉપર આધાર રાખીને દરેક કાર્ય કરે છે.

એકલેઝીયાસ્ટીક કહે છે, “ શરીરે અત્યંત દુ:ખી શ્રીમાન્ મનુષ્ય કરતાં નિરોગી અને બળવાન શરીરવાળો ગરીબ માણસ વધારે સારો છે. આરોગ્ય અને સારી શરીરસંપત્તિ સમસ્ત સુવર્ણ કરતાં શ્રેષ્ટ છે, અને સુદૃઢ શરીર, અપાર ધન કરતાં ચઢીઆતું છે. નિરોગી શરીર કરતાં ચઢીયાતું કોઈ પણ શરીર નથી, અને નિત્યના મંદવાડ કરતાં મરણ વધારે સારૂં છે.

પ્રખ્યાત અમેરિકન, તત્વવેત્તા ‘ એમરસન ’ પણ આરોગ્યની સ્તવના કરતો કહે છે કે,—

“ આરોગ્ય એ સહુથી શ્રેષ્ટ ધન છે. મને આરોગ્ય, અને તે પણ એકજ દિવસ મળો, તો હું ચક્રવર્તી મહારાજાઓના વૈભવને પણ હસી કાઢીશ. ”

જે વખતે આપણું શરીર નિરોગી હોય છે, તે વખતે આપણા મનની વૃત્તિઓ કેવી પ્રફુલ્લિત, શાંત અને વિકસિત હોય છે, અને

જે વખતે આપણે રોગથી પીડાતા હોઇએ છીએ, તે વખતે આપણા મનની વૃત્તિઓ કેવી અશુભ, મલિન અને મંદ હોય છે, તેનો આપણને સર્વને પૂર્ણ અનુભવ છે, માટે તે વિષે ખાત્રી આપવાની કે કોઈની સાક્ષીની કે સમ ખાવાની જરૂર નથી.

કોરનેરો નામે એક ઇટાલીનો રહેવાશી મિતાહાર અને કુદરતના નિયમ પ્રમાણે ચાલવાથી દીર્ઘાયુષી થયો હતો, તે ચાળીશ વર્ષનો થયો ત્યાં સુધી કુચ્છંદી હતો, તેથી તેના પેટમાં કેટલીકવાર દરદ થતું હતું, શરીરના ભાગો દુઃખતા હતા, અને તેને તાવ આવી જતો હતો. એકવાર તો આવા તાવથી તે એટલો બધો અશક્ત થઇ ગયો કે, તેને કોઇ દવા લાગુ પડી નહિ. મંદવાડના છેલ્લા બે માસ પહેલાં તો ડાકટરોએ પણ તેની જીંદગી જવાનો અભિપ્રાય જણાવ્યો હતો. ફક્ત તેમાં ઉપાય તરીકે મિતાહારજ સર્વોત્તમ છે એમ તેઓએ જણાવ્યું હતું. આ પરથી તેણે મિતાહારી થવાનો નિશ્ચય કર્યો, અને એ ઉપાયજ ચાલુ રાખ્યો, આથી તેનું શરીર થોડા વખતમા સુધર્યું, અને તે શરીરે તંદુરસ્ત અને કૌવતવાન થયો. પોતાની શરીર સ્થિતિમાં આ પ્રમાણે સુધારો થવાથી તેણે એવું સૂત્ર કહીને લોકોને બોધ આપ્યો કે "શરીર ટકાવવાને માટે જેટલા ખોરાકની જરૂર છે, તેથી વધારે ખાવું નહિ "

સાઠ વર્ષની ઉમ્મર સુધી તે બાર અધોળ ખોરાક અને તેર અધોળ પાણી શિવાય બીજું કાંઇ લેતો નહિ, સખ્ત ગરમી કે ઠંડીમાં રહેતો નહિ. અને મન ઉશ્કેરાય એવું કરતો નહિ આ નિયમથી તે છેક વૃદ્ધાવસ્થા સુધી તન અને મન તંદુરસ્ત રાખી શક્યો. જ્યારે ઘડપણમાં એક મોટા મુકર્દમામા તે તથા તેના ભાઇઓ હાર્યા, ત્યારે તે નુકશાનકારક બનાવની દીલગીરીમાં તેના બે ભાઇઓ મરી ગયા, પણ તે પોતે દૃઢ મનનો હોવાથી તેને દીલગીરીની અસર થઇ નહિ અને તે આરોગ્ય રહ્યો.

એંશી વર્ષની ઉમ્મરે એનું શરીર નબળું જણાવાથી તેના મિત્રોએ તેને ખોરાક વધારવાની ભલામણ કરી. એ જાણતો હતો કે,

શરીરની કુદરતી નબળાઈને લીધે તેના અવયવો પણ અશક્ત થાય છે, અને પાચનશક્તિ નબળી પડે છે. તે વખતે ખોરાક વધારવાને બદલે ઘટાડવો જોઈએ. છતા મિત્રોના આગ્રહથી ખોરાક તેર અધોળ અને પાણી સોળ અધોળ કર્યું પણ લાંબી મુદનનો રીવાજ તાડવાથી દશ દિવસમાં તે ખુશ મિજાજમાં રહેવાને બદલે અસુખી અને ઉદાસી રહેવા લાગ્યો. બારમે દિવસે પડખામાં દરદ થવા લાગ્યું, તે દિવસ વિત્યા બાદ તાવ શરૂ થયો. તે તાવ પાંત્રીશ દિવસ સુધી અણ ઉતાર રહ્યા, તેથી સૌએ તેની જીવવાની આશા મુકી, પરંતુ જ્યારે તેણે પ્રથમનો નિયમ ફરીથી ચાલુ કર્યો ત્યારે તે તુરત સાજો થયો. ત્રાશી વર્ષની ઉમ્મરે તેનાં તન અને મન એવાં તંદુરસ્ત હતાં કે, તે વગર મદદે ઘોડાપર સ્વાર થઇ શકતો, ડુંગરા ચડતો, અને આ વખતે તેણે રમત ગમતવાળું નાટક રચેલું છે. જ્યારે તે પોતાના મિત્રોથી છુટો પડીને રાજ્ય સભામાંથી ઘેર આવતો; ત્યારે પૌત્ર પૌત્રીઓને કેળવણી આપવાના, ગમતમાં અને ગાયનમાં ઘડપણના દિવસ આનંદથી નિર્ગમન કરતો. જેમ ઘડપણમા ઘણા મનુષ્યોનો સ્વભાવ કજીઆળો અને ચીડાઉ થઇ જાય છે, તેવો તેનો સ્તભાવ થયો નહોતો. આ પ્રમાણે મિતાહાર અને નિયમિતપણાંથી રહેવાથી તે ખુશ મિજાજ અને તંદુરસ્ત હાલતમાં સો વર્ષનું આયુષ્ય ભોગવીને ગુજરી ગયો.

પ્રિય વાંચનાર ! આ દૃષ્ટાંત અત્ર ટાંકવાનો હેતુ માત્ર એટલોજ છે કે, તેથી મિતાહારના ફાયદાની લોકોને સપ્રમાણ માહીતી મળે. આપણા દેશના લોકો ૧૦–૧૫–૨૦–૨૫–૩૦–૪૦ કે પચાશ વર્ષની ઉમ્મરે મૃત્યુ પામે છે. તેનું કારણ જેઓને ન સમજાયું હોય, તેમણે ઉપરનું ઉદાહરણ વાંચીને તેના વિષે હૃદયમાં વારંવાર મનન કરવું અને કુટુંબ જનો, જ્ઞાતિ જનો અને દેશી જનોને તે દૃષ્ટાંતથી મિતાહારના ફાયદા સમજાવીને તેમને દીર્ઘાયુષનો ખરો માર્ગ સમજાવવો.

જે મનુષ્ય નિરોગી શરીરવાળો છે, તે મનુષ્ય, જાતિના, દેશના અને સમગ્ર સૃષ્ટિના ઉદયનું અને સર્વોત્કૃષ્ટ સ્થિતિનું અનન્ય કારણ

થઈ શકે છે. એટલુંજ નહિ, પણ તે ધર્મ, અર્થ, કામ, અને મોક્ષરૂપી ચાર પુરૂષાર્થ સહેલાઇથી પ્રાપ્ત કરી શકે છે,

જો આરોગ્યતાના નિયમો ઉપર ધ્યાન અપાય તો, કેટલાં બધાં દુઃખ અને મંદવાડ આપણે દૂર કરી શકીએ ! જો આપણે ખરી રીતે આફતો, રોગો અને મરણનાં મૂળ કારણો તપાસીએ તો, આપણને માલમ પડ્યા વગર રહેશે નહિ કે, અસ્વચ્છતા, નિર્મળ હવા અને અજવાળાનો અટકાવ, પાણીની તંગાશ, અને આપણા શરીરની રચનાનું અજ્ઞાન, એ સર્વ વાનાં આપણા સુખને અને આરોગ્યને પ્રતિબંધક છે.

જે માણસ માંદો પડે છે, તે પાપી છે, એમ કહેવાથી સર્વને આશ્ચર્ય લાગશે પણ શાન્ત ચિત્તે વિચાર કરતાં સ્પષ્ટ જણાશે કે, આરોગ્યતાના નિયમોનું ઉલ્લંઘન કર્યા વિના રોગો ઉત્પન્ન થતા નથી. જે શરીરથી આપણે બીજાઓનું ભલું કરી શકીએ, તેજ શરીરને આપણે બેદરકારીથી આજારી બનાવીએ તો, તેટલે દરજજે બીજાનું હિત કરતાં આપણે અટકીએ છીએ. બીજાના હિત પ્રતિ આપણું આ દુર્લક્ષ તે શું એક પ્રકારનું પાપ નથી ? અને જો તેમ છે તો, શારીર શાસ્ત્રના નિયમનો ભંગ કરીને જેઓ આજારી પડે છે, તેઓને પાપી કહેવામાં ખોટું શું છે ? વળી બીજી રીતે લેતાં જે પુન્યવાન હોય છે તે માંદો પડતોજ નથી. પણ જે પાપી હોય છે, એટલે જેણે પાપ કરેલાં હોય છે, તે માંદો પડે છે. આ પ્રમાણે શાસ્ત્રનું પણ કહેવું છે. માટે જે માંદો પડે છે, તે પાપી છે, એમ અમારૂં કહેવું સાંભળીને કોઇને ચમકવાનું કારણ નથી.

જો આપણે હમેશાં નિયમિત* વખતે અને પરિમિત ભોજન

---

* सात्म्यतः कालभोजनं.

અર્થ—પોતાની પ્રકૃતિને અનુકૂળ સમય થયે ભોજન કરવું. એટલે પ્રકૃતિને અનુકૂળપણા થકી જે વખતે ભુખ લાગે તે વખતે ભોજન કરવું, તે કાળ ભોજન કહેવાય, જન્મારાથી માંડીને પ્રકૃતિને અનુકૂળ સેવેલું વિષ પણ પથ્ય થાય છે. પણ અતિકૂળ વખતે પથ્ય

કરશું તો, સર્વદા નિરોગી રહીને કુટુંબ, જ્ઞાતિ, અને દેશના કલ્યાણમાં ભાગ લઇને આપણી ફરજ અદા કરી શકશું.

નિરોગી રહેવું પ્રાણી માત્રને ઇષ્ટ છે. પણ અજ્ઞાનતાથી તે આરોગ્યતાના નિયમોનું ઉલ્લંઘન કરે છે. અને તેને પરિણામે તે માંદા પડે છે, પછી વખત અને પૈસાની ખુવારી થાય છે. કડવી દવાના ઉકાળાઓ પીવા પડે છે, અને તે સંબંધીઓને ભારરૂપ થાય છે. આવી સ્થિતિમા હાથે કરીને આવવું, તે કેટલી બધી મૂર્ખાઈ છે? જે મનુષ્ય પ્રથમ પોતાના શરીરને કાદવ લગાડે છે, અને પછી તેને પાણીથી ધોવા માંડે છે, તેને આપણે મૂર્ખ શિવાય બીજો શો ઇલ્કાબ આપશું? જેમ પહેલો કાદવ ચોપડીને પછીથી સાબુ વતી ધોવાની મહેનત કરવી, તેના કરતાં પ્રથમથી કાદવ નજ ચોપડવો, તેમાં ડહાપણ સમાયેલું છે. તેમ પ્રથમ અનિયમિત રહીને માંદા પડવું અને પછીથી કડવી દવાના ઉકાળા પીવા તેના કરતાં, પ્રથમથીજ નિયમિત અને મિતાહારી થવું એજ ઇષ્ટ છે.

જેઓને પોતાનું શરીર નિરોગી રાખવાની ઇચ્છા થઇ હોય, તેમણે એક વર્ષ સુધી બરાબર નિયમિત આહાર કરવો, ખાવું તે ચાવી ચાવીને ખાવું, ખાતાં ખાતાં ઉતાવળ કરવી નહિ, અને ભૂખ કરતાં વધારે ખાવું નહિ. જો શુદ્ધ હવા, શુદ્ધ જળ, અને શુદ્ધ ખો-

---

થાય છે. પણ પ્રતિકુળ વખતે પથ્ય સેવે તો તે પ્રકૃતિને અનુકૂળ થતું નથી. માટે જે પ્રકૃતિને અનુકૂળ હોય તે ભોજન કરવું. વળી બળવાન અને આરોગ્ય મનુષ્યને તો અપથ્ય અને દુર્જર વસ્તુઓ પણ પથ્ય થાય છે. પણ આથી કોઇ બળવાન મનુષ્યે જાણી જોઇને અપથ્ય કે વિષ ખાવું નહીં; કારણકે વિષ ઉતારનાર અને પચાવનાર પંડિત પણ ક્યારેક તેથીજ મરણ પામે છે.

ભુખ વિના ભોજન કરેલું અમૃત પણ ઝેર છે. અને ભુખનો સમય ઉલ્લંઘન થવાથી અન્ન ઉપર દ્વેષ થાય છે, તથા દેહ દુર્બળ થાય છે. જેમ અગ્નિ ઓલવાઇ ગયા પછી લાકડા સળગતાં નથી, તેમજ જઠરાગ્નિ મંદ પડે છે, ત્યારે ભોજન પચતું નથી.

રાક લેવામાં આવશે તો, પુષ્ટિની ગોળીઓ ખાધા વગર, દોરા ધાગા કર્યા વિના, મંત્ર જંત્ર ઉપર પૈસાનો દુરૂપયોગ કર્યા વિના, અને પાક કે કોઇ પણ જાતનો પૌષ્ટિક ખોરાક ખાધા વિના શરીરનું આરોગ્ય પોતાની મેળે સચવાશે.

આરોગ્ય રહેવા ઇચ્છનારે નીચેના નિયમો વારંવાર વાંચવા અને તેમને ક્રિયામાં મુકવા.

૧ ખોરાક નિયમસર દહાડામાં ત્રણ વખત લેવો.

૨ ઠરાવેલ વખત પહેલાં તેમજ ખાધા પછી તરત કાંઈ પણ ખોરાક લેવો નહિ.

૩ બરોબર રાંધેલો ખોરાક ખાવો.

૪ એકનો એક જાતનો ખોરાક હમેશ ખાવો નહિ.

૫ ખોરાક ધીમે ધીમે અને બરાબર ચાવીને ખાવો.

૬ જમવામા ઓછામાં ઓછો અરધો કલાક લેવો.

૭ રાત્રે ભારે ખોરાક ખાવો નહિ.

૮ રાત્રે સુતા પહેલાં ચાર કલાક અગાઉ ભોજન કરવું.

૯ ખાધેલું અન્ન પાચન થઇ ગયા પછી બીજું અન્ન ખાવું.

૧૦ કલઈ દીધેલા વાસણમાં જમવું, કલઇ વગરના તેમજ માટીનાં ઠામમાં જમવું નહિ

૧૧ પાણી સ્વચ્છ અને ગળેલું પીવું.

૧૨ શુદ્ધ હવામાં ફરવાને દરરોજ અવશ્ય જવું.

૧૩ સ્નાન દરરોજ સારી રીતે કરવું, અને સર્વે અવયવો ધોવા, પણ પવનવાળી ખુલ્લી જગ્યામાં સ્નાન કરવું નહિ

૧૪ વસ્ત્ર સ્વચ્છ અને ઋતુ અનુકૂળ પહેરવા.

૧૫ ઓછામાં ઓછા છ કલાક નિદ્રા લેવી

૧૬ રાત્રે વહેલા સુવું, સુવાની જગ્યા સારી હવા આવી શકે તેવી જોઇએ. ઘણા લોકો રાતે સુતી વખતે ટોપી પહેરે છે, અગર માથું બાંધે છે, પણ તેમ કરવું નહિ

૧૭ સવારમાં વહેલા ઉઠીને પ્રભુ પ્રાર્થના, દિશા જંગલ, દાતણ, સ્નાન અને પૂજન કરીને ખુલ્લી હવામાં ફરવા જવું, અથવા બીજા કોઇ પ્રકારની માફક આવે તેવી અંગ કસરત કરવી, અને થોડો નાસ્તો કરી લેવો.

૧૮ કોઠામાં કોઇ પણ પ્રકારનો બગાડ થયેલો માલુમ પડે તો, ડાકટરની સલાહથી એક હલકો જુલાબ લેવો.

૧૯ બનતાં સુધી સાદો હલકો ખોરાક ખાવો. બહુ મીઠો, ભારે અને મશાલાવાળો ખોરાક ખાવો નહિ, દરેક ઋતુમાં અનુકૂળ આવે તેવો ખોરાક લેવો, તે ફાયદાકારક છે.

૨૦ બધી જાતની કેફી વસ્તુઓથી અને વિશેષ સ્ત્રી સંગથી દૂર રહેવું.

૨૧ જમતાં પહેલાં કસરત કરવી, પણ જમ્યા પછી કદી પણ કરવી નહિ. કસરત કર્યા પછી સારી પેઠે ભુખ લાગે તો સમજવું કે, કસરત પુરતી થઇ છે. કસરત કર્યા પછી પવનમાં શરીર ઉઘાડું રાખવું નહિ.

પ્રિય વાંચનાર !

મિતાહારના વિષયમાં બહુજ લંબાણ થવાથી તને કંટાળો આવ્યો હશે, પણ તું નક્કી સમજી રાખજે કે, જે જે કર્તવ્ય છે, તે પૂર્ણ કરી આપવાનો આધાર સ્વસ્થ શરીર ઉપરજ રહેલો છે, માટે શરીર તંદુરસ્ત કેમ રહે તે માટે તારે ખાસ ધ્યાન આપવાનું છે. જો શરીર તંદુરસ્ત હશે, તો તું ધારેલ કાર્ય કરી શકીશ એમ નક્કી માનજે. શરીરના આરોગ્યને અત્ર પ્રથમ પદ આપવામાં આવ્યું છે, તેનું કારણ માત્ર એટલુંજ છે કે, જો શરીર સ્વસ્છ હોય છે તોજ, બીજા સદ્ગુણો પ્રાપ્ત કરી શકાય છે. માંદા માણસથી તન, મનની ઉચ્ચતા પ્રાપ્ત કરી શકાતી નથી, તેનાથી સદ્ગુણો પણ પ્રાપ્ત થતા નથી, અને તે હમેશાં દુનિયામા અધોદશામાંજ રહે છે, માટે મારી ખાસ ભલામણ છે કે, દરેક મનુષ્યે ઉપરનો સારરૂપ લેખ હમેશાં વાંચીને વિચારીને તે પ્રમાણે વર્ત્તવું, એટલે કે આરોગ્ય મેળવવું અને તેનું રક્ષણ કરવું. આ પ્રમાણે જ્યારે દરેક મનુષ્ય કરશે ત્યારે,

તે કુટુંબનું, દેશનું અને સૃષ્ટિનું અમુક અંશે કલ્યાણ કરવા-કરાવવામાં શક્તિમાન થશે.

---

## પ્રકરણ ૩ જું.

## मित भाषण.

---

બીજાને અને પોતાને ફાયદો કરે તે શિવાય, બીજું કાંઇ બોલવું નહિ, અને નકામી વાતચીતથી દૂર રહેવું, તેને અત્ર મિત ભાષણ કહેલુ છે.

જો કે પરોપકારના કામોમાં, પરમાર્થના પ્રસંગમાં, આત્મિક હિત માટેના કાર્યમાં, વ્યવહારમાં, ધંધા રોજગારમાં અને કરવા યોગ્ય કાર્યમાં બોલવાની આવશ્યકતા હોય છે,તોપણ તેવા પ્રસંગોમાં ખપ હોય તેટલુંજ બોલવુ, જરૂર કરતાં વધારે બોલવું નહિ, બોલવાનું જેમ બને તેમ ઓછું રાખવું, કાર્ય ઉપરાંત વૃથા બોલવું નહિ અને કોઇને ફાયદો થાય તેવું ન હોય તેવા પ્રકારનું તો કદી પણ બોલવુંજ નહિ

જેઓને બહુ બોલવાની ટેવ હોય છે, તેઓને મિત ભાષી થવું બહુજ કઠણ લાગશે, પણ તેઓ જો સખ્ત મનોનિગ્રહ રાખશે, અને જીભ ઉપર સંપૂર્ણ કાબુ રાખશે, તો ધીમે ધીમે તેઓ મિતભાષી થઇ શકશે, અને બહું બોલાપણાની ટેવથી જે નુકસાનો કેટલીક વખત ઉદ્ભવે છે, તેના ભોગ થતા તેઓ બચશે.

મિતભાષણની ટેવથી શરૂઆતમાં તો કદાચ લાભ દેખાશે નહિ, પણ જ્યારે આગળ જતા ખબર પડશે કે, બહુ બોલવાની ટેવથી માણસો કેટલીક વખત ન બોલવાનું બોલી નાંખે છે, પોતાની છાની વાત કહી દે છે, બોલતાં બંધાઇ જાય છે, વાત કરતાં પકડાય છે,ઘણા દિવસના સ્નેહમાં ખલેલ પડે છે, નવા દુશ્મનો ઉત્પન્ન થાય

છે, હિત કરવાને બદલે અહિત કરી નાંખે છે, વક્કર કમતી થાય છે, બોજ ઘટી જાય છે, લોકોનો વિશ્વાસ ઉઠી જાય છે, અને બોલનાર કેટલીક વખતે બેવકુફમાં ખપે છે, ત્યારેજ મિતભાષણના ખરા ફાયદાનું જ્ઞાન લોકોને થશે, અને તે સદ્ગુણ પ્રાપ્ત કરવાની લોકોની મરજી થશે.

જ્યારે મનુષ્ય મિત ભાષણની ટેવ પાડવાની શરૂઆત કરે છે, અને તે ટેવ સુદૃઢ કરવાને પ્રવૃત્ત થાય છે ત્યારે ગળેલા સ્વચ્છ અને નિર્મળ જળની પેઠે તેના મુખમાથી નીકળેલા શબ્દો સત્ય, મધુર અને હિતકારી હોય છે. તે વચનોથી સ્વપરનું કલ્યાણજ થાય છે. કોઈનું ખુરૂં થતું નથી, અને કોઇને ભય ઉપજતો નથી. એવાં વચનો બોલનારા મનુષ્યને મળવાની, એનાં દર્શન કરવાની, એનાં શબ્દો સાંભળવાની અને એનાં ચરણ સ્પર્શવાની ઇચ્છિા ઘણાંને થાયછે. એનાં દર્શનથી લોકો પોતાને પવિત્ર અને પુન્યવાન માને છે. અને તે સત્પુરૂષનાં દર્શન થયાં માટે કાંઈ શુભ પ્રાપ્તિ થવી જોઇએ, એવી કલ્પના કરીને આનંદ માને છે. આવા વિચાર ઉપર તેમને વળી વિશ્વાસ બેસવાથી તેમનું શુભજ થાય છે. કારણ કે દરેક કાર્યમા વિશ્વાસ અને સંકલ્પબળ ઘણો મહત્વનો ભાગ બજાવે છે જો શુભ કલ્પના કરવામાં આવે છે તો પરિણામ શુભજ થાય છે. આ સિદ્ધાંત પ્રમાણે વર્તનારા લોકો પોતાના વિચારબળથી કાર્ય સિદ્ધ કરે છે. તેઓ સત્પુરૂષોની અનુમોદના કરે છે, ઊપકાર માને છે, અને વારંવાર તેમનાં દર્શનની ઇચ્છા રાખે છે.

બહુ બોલવાની ટેવથી કેટલીકવાર મૃષા બોલાઇ જવાય છે, કાંઇકને બદલે કાંઈ કહેવાઇ જવાય છે, અતિશય કહેવાઇ જવાય છે, કોઈના દોષ અજાણે પ્રગટ થઇ જાય છે, કોઇની નિન્દા કરાઇ જવાય છે, કોઇની ચાડી ચુગલી ખવાઈ જવાય છે, અને કોઇના ઉપર વખતે ખોટો આરોપ પણ મુકાઈ જવાય છે. અરે ! એટલુંજ નહિ, પણ બહુ બોલનાર માણસો વખતે આંખો વીંચીને કાંઇને કાંઇ ભરડી જાય છે. પોતે જે બોલે છે, તે પ્રસંગને અનુસરતું છે કે નહિ, તેનું તેમને

ભાન રહેતું નથી. વળી પોતે જે બોલે છે તે યોગ્ય છે કે નહિ, અન્ય ને ઉપકારક છે કે નહિ, અને કોઈને હાનિ કરનારૂં છે કે નહિ, તેનો તેઓના મનમા વિચાર કર્યા અગાઉ ઉતાવળથી તેઓ ન બોલવાનું બકી નાંખે છે. આવા બહુબોલા માણસોના બોલવાથી કેટલીક વખતે લાભ થવાને બદલે ઘણા અનર્થ ઉત્પન્ન થાય છે માટે જો મનુષ્યે પોતાની જીંદગી સુખી કરવી હોય, સુધારવી હોય, લોકોપયોગી કરવી હોય; પોતાનું કલ્યાણ કરવું હોય, દુનિયાનું પણ ભલું કરવું હોય, ધારેલ કાર્ય સિદ્ધ કરવું હોય, ઇચ્છિત સુખ પ્રાપ્ત કરવાં હોય, અને પરંપરાએ મુક્તિ મેળવવી હોય તો, અવશ્ય વિચાર પૂર્વક મિત ભાષા બોલવી.

થોડું અને વિચારીને બોલવામા ઘણા ફાયદા રહેલા છે, તે ફાયદાઓ જગ જાહેર છે, પ્રત્યક્ષ દેખાય છે, અને અનુમાનથી પણ સિદ્ધ થઈ શકે છે, તો લાભ મેળવવાની ઇચ્છા રાખનાર દરેક મનુષ્યે અવશ્ય મિત ભાષણ કરવાની શુભ ટેવ પાડવી.

મિતભાષીનાં વચન ઉપર લોકો વિશ્વાસ કરે છે, માણસોમાં તેનો વકકર વધે છે, એની વાત આદર પૂર્વક પસાર થાય છે, તેના થી સ્નેહ ભંગ થતો નથી, અને નવા દુશ્મનો ઉત્પન્ન થતા નથી.

જે માણસ બહુ બોલે છે, તે સત્ય કવચિતજ બોલી શકે છે. કારણ કે તેની વાચાળ ટેવથી તે રાજ્યકથા, દેશકથા, સ્ત્રીકથા અને ભોજનકથા સ્વભાવેજ કર્યે જાય છે, અને તેમા અતિશયોક્તિ, મૃષા અને નિન્દાનો અંશ આવ્યા કરે છે.

વાચાલપણાથી મનુષ્ય યથાર્થવાદી થઇ શકતો નથી. લોકો તેને લવારો કરનાર ગણે છે, અને તેના બોલવા ઉપર ભરોસો રાખતા નથી, તથા તેનુ બોલવું સાર્થક થવાને બદલે વખતે નિરર્થક અને નુકસાનકારક થાય છે.

જો માણસ મિતભાષી થાય, તો તે સ્વભાવે કરીને તેને અંગે કેટલાક ગુણો પ્રાપ્ત કરી શકે છે.

દાખલા તરીકે—એનાથી બનતાં સુધી અસત્ય બોલાતું નથી, કોઈની નિંદા થતી નથી, વિકથા કરાતી નથી, અને પોતાનું કે પરનું

હીત ન થાય, તેવી વાત થતી નથી, માટેજ મિતભાષી પુરૂષ કુટુંબ વલ્લભ, જ્ઞાતિ પ્રિય, અને દેશ વલ્લભ થાય છે.

મિતભાષી પુરૂષ લોકોને પ્રિય લાગે છે, અને લોકો તેનાં વચનપર શ્રદ્ધા રાખે છે, લોકોનો વિશ્વાસ આ પ્રમાણે સંપાદન કરી શકવાથી તે અનેક દેશ હિતના કાર્યો કરી શકે છે, ઇચ્છિત ફળ પ્રાપ્ત કરી શકે છે, કુધારો કાઢી શકે છે, સારી રીતે સુધારા દાખલ કરી શકે છે, જ્ઞાતિમાંના નઠારા રીવાજોને દૂર કરાવી શકે છે, સારા રીવાજોને ગ્રહણ કરાવી શકે છે, અનાથાશ્રમો, પાઠશાળાઓ, કૉલેજો આદિ સાર્વજનિક ખાતાઓ સ્થપાવી શકે છે, અને દેશ હિતનાં બીજા એવાં અનેક કૃત્યો લોકો પાસેથી તે કરાવી શકે છે, એના શબ્દો અને એનો ઉપદેશ વૃથા જતો નથી, એનું બોલવું વ્યર્થ જતુ નથી, એના શબ્દો જો કે થોડા હોય છે, તોપણ ગભિર અર્થનું સૂચન કરનારા હોય છે, એની વાણીમાજ સત્યનુજ રહસ્ય ભરેલું હોય છે, એ વગર વિચારે બોલતોજ નથી, એની વાણી અવિચારથી નીકળતીજ નથી, કાર્ય વિના તે કદી લવારો કરતોજ નથી, એની વાણી ગર્વ મિશ્રિત હોતી નથી. એના શબ્દો તુચ્છ હોતા નથી, પણ પ્રૌઢ હોય છે, એ જે જે બોલે છે, તેનો મનમા પ્રથમ તોલ કરીને પછીજ બોલે છે,અને એની વાણી ધર્મ વિરૂદ્ધ હોતી નથી, પણ ધર્મ સંયુક્તજ હોય છે.

મિતભાષી પુરૂષ ગચ્છની મારામારીમાં પોતાનાં અમૂલ્ય વચનોને દૂષિત કરતો નથી, ચોથ પાંચમના નકામા ઝગડા કરીને પોતાના શબ્દોને અપવિત્ર કરતો નથી, શુષ્ક ક્રિયાઓના ભેદની તકરારોમા પડતો નથી, મત પંથના વિરોધરૂપી કીચડથી તે પોતાના શબ્દોને ખરડતો નથી. તથા મત્સર અને દ્વેષ ઉત્પન્ન થાય તેવા શબ્દો તે બોલતો નથી, એની વાણી સર્વદા ભ્રાતૃભાવવાળી હોય છે, વળી તે દુઃખી જનો પ્રત્યે કરૂણાવાણી, પુન્યવાન પ્રત્યે પ્રમોદવાળી, અને પાપી જનો પ્રત્યે સદબોધવાળીહોય છે, તે વાણીમા હમેશા ધર્મનું રહસ્ય સમાયેલું હોય છે

અહા! મિતભાષીપણું પ્રાપ્ત થવું એ કેટલા બધા પુન્યની વાત છે, અને કેટલા બધા પૂર્વના શુભ પુરૂષાર્થનું તે ફળ છે, તે સ-

જન પુરૂષોજ સારી રીતે સમજી શકે છે. અને તેથીજ તે ગુણ પછ-વાડે અહોનિશ મંડયા રહે છે. એ ગુણ જેણે પ્રાપ્ત કર્યો છે, તેને વ્યા-કરણની પોથી ભણવાનું રહ્યું નથી, ન્યાયના શુષ્ક તર્કો ઉઠાવવાનું ર-હ્યું નથી, અને અલંકારોની જરૂર એની વાણીને રહેતી નથી. કારણ કે મિતભાષા એ સ્વયમેવજ અલંકાર અને રસરૂપ છે.તેથી તે એટલી બધી અસરકારક નીવડે છે કે, જે કામ વૈયાકરણી, નૈયાયિક અને સાહિત્યાચાર્યો નથી બજાવી શકતા તે કામ મિતભાષી પુરૂષ પોતાની વાણીથી અલ્પ કાળમાંજ બજાવી શકે છે.

મિતભાષી પુરૂષ પોતાનો વખત વ્યર્થ બકવાદ કરીને, નકામો લવારો કરીને, કોઈની નિન્દા કરીને, કોઈની ઈર્ષ્યાથી બળી મરીને, કોઈના ઉપર મત્સર ભાવ રાખીને, કોઈના ઉપર દ્વેષ રાખીને, કોઈનું બગાડવાની ઇચ્છા કરીને, કોઈની નકામી કુથળી કરીને, અમુક મનુ-ષ્યે આ કામ ઠીક ન કર્યું, તે કામ ખરાબ કર્યું, અને પેલું કામ નિ-ન્દનિય કર્યું, એવા ગપાટા મારીને, કોઇના અછતા દૂષણ ખુલ્લાં કરીને કોઇના ઉપર આળ ચડાવીને, કે કોઈનું અહિત થાય એવા શબ્દો બોલીને કદી ગુમાવતો નથી.

મિતભાષી પુરૂષ જે બોલે છે તેમાં કાંઇને કાંઈ ગુહ્ય રહસ્ય રહે-લુંજ હોય છે. તે કામ પ્રસંગ જેટલુંજ બોલે છે, એના શબ્દે શબ્દમાં તત્વજ સમાયેલું હોય છે, એની વાણી સફળજ હોય છે, એના પ્રત્યેક વચન ગુહ્ય અને અર્થ સૂચક હોય છે, એના પ્રત્યેક શબ્દમા ઘણુંજ તાત્પર્ય રહેલું હોય છે, અને તે પોતે સદા આનંદી રહીને પોતાના કાર્ય પછવાડે મંડયોજ રહે છે.

પૂર્વ કાળમાં આ આર્યદેશમાં અને હાલના સમયમાં યુરોપ અમેરિકાદિમાં જે જે વિદ્વાન, મહાત્મા, તત્વવેત્તા કે યોગીઓ થયા છે. તેઓ સર્વે મિતભાષીપણાથી યુક્ત હતા, તેમનો વખત માપેલો હતો, તેઓ વખતનેજ ધન, વિદ્યા, કળા અને સર્વસ્વ સમજતા હતા. વખતની કીમ્મત તેમણે કરી હતી, અને તેથીજ તેઓ વૃથા બકવાદ

કરીને પોતાનો વખત ગુમાવતા નહિ; પરંતુ પોતાનું અને પરનું કલ્યાણ થાય તેટલુંજ તેઓ બોલતા હતા.

જે મિતભાષી છે, તે પોતાનો વખત વૃથા ગુમાવતો નથી, અને બીજાના વખતને પણ તે પોતાના વખત જેટલોજ કિમ્મતી ગણે છે, માટે અન્યની સાથે પણ તે કામ પુરતુંજ બોલે છે. જે પુરૂષો વાચાળ અને વૃથા બકવાદ કરનારા હોય છે. તેઓ પોતાનો વખત વૃથા ગુમાવે છે એટલુંજ નહિ, પણ એના પ્રસંગમાં આવેલા સર્વે મનુષ્યોના વખતનો ભોગ તે પોતાના વાચાળપણા રૂપી હવનમાં આપે છે. આ કેટલું બધું શોચનીય છે ! તેનો વિચાર, હે પ્રિય વાંચનાર ! તારી મુનસફી ઉપરજ સોંપવામાં આવે છે.

વાચાળ મનુષ્યોના શબ્દોમાં કલ્યાણકારી થોડુંજ હોય છે, તેમાંથી જાણવાનું પણ કાંઇ હોતું નથી. પોતાનું કે પરનું ભલું થાય એવું સત્વ તેમની વાણી ધારણ કરી શકતીજ નથી, અને તેમના શબ્દો બકરાના ગળાના સ્તનની પેઠે નિરર્થક હોય છે. આવા મનુષ્યો આ સંસારમાં અવતાર લઇને પોતાનું કે પરનું કલ્યાણ કર્યા વિના અધોગતિ તરફ પ્રયાણ કરે છે.

મિતભાષણમા ધૈર્ય, ગાંભિર્ય, અને દ્રઢતા આદિ અનેક ગુણો વાસ કરી રહ્યા છે, માટે પ્રત્યેક હિત વાંચ્છક મનુષ્યે, થોડા વખતમાં બહુ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરનારે અને વિજળીની પેઠે તુરત સદ્‌ગતિ મેળવવાની ઇચ્છા કરનારે મિતભાષી થવુંજ જોઇએ. એ ગુણ ગમે તેમ કરીને પણ પ્રાપ્ત કરવોજ જોઇએ.

જે મનુષ્ય પોતાના અને પારકાના હિતને માટેજ બોલે છે, તેનું જીવતર ઉપયોગી છે, તેણે મિતભાષી થવાની સાથે શબ્દો વાપરવાનો લોભ કરવો નહિ, પારકાનું હિત થાય તેવો ઉપદેશ તેણે છુટથી કરવો જોઇએ, તેની વાણી સત્ય, પથ્ય, અને પ્રિયનું સૂચન કરનારી હોવી જોઇએ, તે અસત્ય, અપ્રિય અને અહિતકારી ન જોઇએ.

આ વિષય વિષે લખતાં પુસ્તકોના પુસ્તકો ભરીએ તોપણ ઓછા છે, માટે ટુંકામાં ઉપર જણાવ્યું છે, તેનુ વારંવાર વાંચન,

મનન અને નિદિધ્યાસન કરવુ જોઇએ. વળી વાંચ્યાં પછી અને વિચાર્યા પછી દૃઢ નિશ્ચય બંધાયો હોય, તેને ક્રિયામાં મુકવાની સર્વ વાચક વર્ગને હું અત્ર પ્રાર્થના કરૂં છું.

આ લેખ સમાપ્ત કરતાં પહેલાં જે સજ્જનો ઉક્ત સદ્ગુણ ગ્રહણ કરવા ઇચ્છતા હોય, તેમના હિત માટે થોડા નિયમો અને સૂત્રો નીચે આપું છું, અને આશા રાખું છું કે, તે સર્વ માન્ય થશે અને હિતકારી જણાશે.

૧ પ્રયોજન વગર બોલવુ નહિ.

૨ વૃથા લવારો કરવો નહિ.

૩ જેટલા શબ્દોથી પોતાનું કે પરનું હિત થાય તેટલાજ બોલવા.

૪ વગર બોલાવ્યે બોલવું નહિ

૫ કોઇની નિન્દા કરવી નહિ.

૬ ગચ્છની તકરારોમાં પડવું નહિ.

૭ હઠવાદ કરવો નહિ

૮ કદાગ્રહી થવું નહિ

૯ હું કહું છું તેજ ખરૂં અને અન્ય કહે છે તે ખોટું, એવી બુદ્ધિ રાખવી નહિ.

૧૦ મધુર વાણી બોલવી

૧૧ નિપુણતાથી વિવેકસર બોલવું.

૧૨ થોડું બોલવું

૧૩ કામ હોય ત્યારે પણ જરૂર જેટલું બોલવું.

૧૪ ગર્વ રહિત બોલવું.

૧૫ શબ્દોમા તુચ્છતા ન આવે તેનું ધ્યાન રાખવું.

૧૬ પ્રથમ મનમાં તોલ કરીને પછી બોલવું.

૧૭ વાંણી ધર્મયુક્ત રાખવી

૧૮ કઠોર શબ્દ બોલવા નહિ.
૧૯ કોઇના દોષ ખુલ્લા કરવા નહિ.
૨૦ સત્ય, પથ્ય અને પ્રિય બોલવું.

---

# પ્રકરણ ૪ થું.

# વ્યવસ્થા.

એટલે

## નિયમસર કામ કરવાથી થતા ફાયદા.

---

જે જે કાર્ય જે જે અવસરે અને જે જે પદ્ધતિએ કરવાનું હોય છે, તે તે કાર્ય તે તે અવસરે અને પદ્ધતિએ કરવું, તેને વ્યવસ્થા કહે છે.

આ ગુણ બહુજ ઉત્તમ છે, માટે પ્રત્યેક મનુષ્યે પ્રયત્ન કરીને તે પ્રાપ્ત કરવો જોઇએ. પ્રથમ કદાચ એ ગુણ પ્રાપ્ત કરતાં કંટાળો આવશે, અનેક તરેહનાં વિઘ્નો આવશે, અને અનેક પ્રતિની પ્રતિકૂળતાઓ આવશે, પણ જો ધીરજથી એની પાછળ મંડ્યા રહેવાય છે તો, તે પ્રાપ્ત કરી શકાય છે, અને એની પ્રાપ્તિને અંગે બીજા અનેક ગુણો પ્રાપ્ત થાય છે.

જે માણસ નિયમસર અને મુકરર કરેલે વખતે કામ કરે છે, તે આલસ્યનો સારી રીતે જય કરી શકે છે, પ્રમાદને હઠાવી શકે છે, દુર્બળતાને દૂર કરે છે, નકામાં કારણોને તે ગણકારતો નથી, વખતને તે વૃથા ગુમાવતો નથી, ઉદ્યમને શિખરે ચડતાં તેને વાર લાગતી નથી, બીજાના ઉપર ભરોસો રાખીને માથે હાથ મુકીને તે બેશી રહેતો નથી, પણ પોતેજ કામમા મંડ્યો રહે છે, તેને કોઇ પણ કાર્ય કઠણ અને અશક્ય જેવું લાગતું નથી, અને તેને કશાથી કંટાળો ઉત્પન્ન થતો નથી.

જે નિયમસર કામ કરે છે, તે શરીરે તંદુરસ્ત રહી શકે છે. કારણ કે તે મુકરર કરેલે વખતે જમે છે, રૂચતું અને માફકસર ખાય છે, જેથી તેની તંદુરસ્તી બગડતી નથી, પણ ઊલટું તેનું શરીર સુદૃઢ બાંધાનું થાય છે.

જે મનુષ્ય નિયમસર કામ કરે છે, તે બહુજ ચાલાક થાય છે, તેના વિચારો યુક્ત અને અનુસરવા યોગ્ય હોય છે, તેના પ્રત્યેક કાર્યમાંથી કાંઈને કાંઈ બોધ લેવાનો હોય છે. કારણ કે તેનાં પ્રત્યેક કાર્યો નિયમિત રીતેજ થાય છે, અને જેથી તે ધારેલ ફળને આપે એવાં હોય છે. એવું કોઇ પણ મોટું કાર્ય નથી કે, જે નિયમસર દર રોજ કરવા અમુક કાળે ન થાય, મહાત્માઓ આ સિદ્ધાંતને વળગી રહીને પોતાનાં કાર્યો કરે છે. તે મહાત્માઓની પ્રત્યેક ક્ષણ કીંમતી હોય છે. તેમની સોબતથી માણસો ઉદ્યમી, ઉત્સાહી, હિંમતવાન, દીર્ઘ દર્શી, ધૈર્યવાન, ગાંભીર્યવાન અને બુદ્ધિશાળી થાય છે.

નિયમસર કામ કરનાર વ્યર્થ કાળ ક્ષેપ કરતો નથી, નજીવા અને નકામા કાર્યથી તે નવ ગજ છેટે રહે છે, નજીવી ખટપટથી તે વેગળો રહે છે, અને જેનાથી પારકાનું અહિત થાય તેવી વર્તણુકથી દૂર ભાગે છે, પણ જેથી પોતાનું અને પારકાનું ભલુ થાય તેવા વિચાર ઉચ્ચાર અને આચારમાં તે પોતાનું જીવન ગાળે છે.

નિયમસર કામ કરનાર માણસ વગર વિચારનું કામ ઘણું કરી કરતોજ નથી, કારણકે એ જે જે કાર્ય કરે છે, તે તે સર્વ પ્રથમ વિચારીને પછી કરે છે, અને તેથી તેને પશ્ચાતાપ કરવાનો વખત આવતોજ નથી. એ પોતાની ભૂલો ક્ષણે ક્ષણે દેખે છે, અને તેજ વખતે સુધારવાને પ્રયત્ન કરે છે, ઉપદેશની જરૂર રહેતી નથી સત્સંગતિ માટે એ રઝળતો નથી. એ પોતે પોતાનો ગુરૂ છે, અને તેથીજ તે સર્વોત્કૃષ્ટ સ્થિતિએ પહોંચી દુનિયાનું કલ્યાણ કરી શકે છે, એટલુંજ નહિ પણ ગુરૂઓનો પણ તે ગુરૂ થાય છે.

વ્યવસ્થા પૂર્વક કામ કરનારૂં માણસ પોતાના શરીર ઉપર સારી રીતે દાબ રાખી શકે છે. વચનો વગર વિચાર્યાં બોલતો નથી. ઇંદ્રિ

ઓને દાબી શકે છે અને મનને પણ વશ કરવાને સમર્થ થાય છે, કારણ કે ક્ષણે ક્ષણે એ પોતાની કાર્ય સંકલનાને જોયા કરે છે, અને તેથી એવું કોઇ પણ કાર્ય થતું નથી કે, જે એની નજર બહાર હોય તેથીજ તે તેઓનો જય કરી શકે છે.

નિયમિત કામ કરનાર પુરૂષ કોઇની નિન્દા વિકથા કે પરચિન્તા કરતો નથી, દુષ્ટ કાર્યોથી તે વેગળો રહે છે, કુસંગતિથી તે સાતગજ છેટે રહે છે. આળસુ, વ્યસની અને દુષ્ટોની સંગતિ તે કરતો નથી. એના મિત્રો પણ ઉદ્યમી નિર્વ્યસની અને ઉત્તમ પૂજનીય પુરૂષોજ હોય છે અને તેથી તે દુનિયામાં પ્રસિદ્ધિ અને આબરૂ સારી રીતે મેળવી શકે છે, સુખી થાય છે, અને પરલોકમા સદ્ગતિ પામે છે.

વ્યવસ્થા પૂર્વક કામ કરવાની ટેવથી લાભાલાભ તપાસવાનો મહાવરો પડે છે, અને તે પ્રમાણે કામ કરનારને પોતાના કાર્યોપર વિચાર કરવાનું વિશાળ ક્ષેત્ર જડે છે. પોતાનાં સર્વે કાર્યોપર તે કાબુ રાખી શકે છે, અને આ ઉપરાંત બીજા અનેક લાભો તે મેળવી શકે છે. એનો વ્યવહાર શુદ્ધ અને સરળ હોય છે. એટલુંજ નહિ, પણ કપટ કેમ કરવું, ખોટું કેમ બોલવું, ચોરી કેમ કરવી, અને પરસ્ત્રી ઉપર ખોટો સંકલ્પ કેમ કરવો, તે તેને આવડતુંજ નથી

વ્યવસ્થા પૂર્વક કામ કરવાની સર્વોત્તમતા શબ્દોથી કહી શકાય તેવી નથી. એનાં સુખ અને ફાયદાનો અનુભવ થવાથીજ ખબર પડે છે, માટે પ્રત્યેક મનુષ્યે આ ગુણ પ્રાપ્ત કરવા, વિશેષે કરીને યત્ન કરવોજ જોઇએ.

આ ગુણ જેણે સહેલાઇથી પ્રાપ્ત કરવો હોય, તેણે હંમેશા સવારમાં ઉઠીને વિચાર કરવો કે " હું કોણ ? મારી ફરજ શી છે ? ચાલુ સંયોગોને હું સુધારી શકું તેમ છું કે નહિ ? ધાર્મિક લાભ મારાથી કાંઇ બની શકે કે નહિ ? મારી શક્તિ, ધન, વિદ્યા વિગેરેનો લાભ સાર્વજનિક થઈ શકે કે નહિ ? હું કેવી રીતે લોકોપયોગી થઇ શકું ? " આવી રીતે તેણે વિચાર કરવો. તેમજ વળી વિચારવું કે,

"આજે મારે શું શું કરવાનું છે? ક્યા ક્યાં જવાનું છે? શું શું લેવાનું છે શું શું દેવાનું છે? અને શું શું જાણવાનું છે? શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

कः कालः कानि मित्राणि को देशः कौ व्ययागमौ ।
कस्याहं काच मे शक्तिरिति चिन्त्यं मुहुर्मुहुः॥

ભાવાર્થ—કાળ કેવો છે? મિત્રો કોણ અને કેવા છે? દેશ કેવો છે? પોતાની ઉપજ અને ખરચ કેટલું છે? હું કોણ છું? અને મારી શક્તિ શી છે? તેનો વિચાર સુજ્ઞ માણસે વારંવાર કરવો.

આ પ્રમાણે વિચાર કરીને પછી પોતાને કરવાના કર્તવ્યમાં પ્રવૃત્ત થવુ ક્રિયાનો ક્રમ પ્રથમ તો ગોઠવવો અને પછી એક પછી એક પેટા કાર્યો કરીને મુખ્ય કામ પુરૂં કરવું

દિવસના ઉદ્યમ કરી રહ્યા પછી રાત્રે સુતી વખતે કાર્યોનું સિંહાવલોકન કરી જોવું, અને તપાસવું કે તે બરાબર થયાં છે કે નહિ? જે જે કાર્યો જેટલે જેટલે અંશે સારાં ન થયા હોય તે સંભારવાં અને તેમાં રહેલી અપૂર્ણતાને માટે પોતાની જાતને ઠપકા પાત્ર ગણીને ફરીથી તેવી ભૂલો ન કરવાનો નિશ્ચય કરવો

દરેક અભ્યાસીએ પોત પોતાની અનુકૂળતા પ્રમાણે દિવસ રાત્રિના વખતની યોજના ( ટાઇમ ટેબલ ) કરવું અને તે પ્રમાણે હંમેશાં નિયમસર વર્તવું, સર્વને અનુકૂળ આવે એવો એક યોજનાનો નમુનો હું નીચે આપુ છું, જે ઉપરથી સર્વ કોઇ પોતાની સંસાર સ્થિતિને અનુસરીને પોતાને અનુકૂળ ટાઇમટેબલ બનાવી શકશે.

સવારના

૫–૬ ઊઠીને પોતાના અંતઃકરણને પ્રશ્ન કરવો કે આજ મારે શું કર્ત્તવ્ય છે? ત્યારબાદ શૌચ, દંતધાવન, સ્નાન અને પ્રભુ પ્રાર્થના કરવી.

૬–૭  દિવસે કરવાનું કામ નક્કી કરવું અને તેમાં પ્રવૃત્ત થવું.
૭–૮  સ્વાધ્યાય કે ધર્મ ગ્રંથનું પઠન પાઠન કરવું.
૮–૧૦  પોતાનો ધંધો કરવો.
૧૦–૧૧  ભોજન કરવું.
૧૧–૧૨  ભોજન પછી સહેજ આરામ અને કુટુંબ જનોની સ્થિતિ વિષે પરપુછ કરવી.
૧૨–૪  પોતાનો ધંધો હોય તે કરવો.
૪–૫  ભોજન કરવું.
૫–૬  ફરવા જવું, કે મિત્રો અથવા સગાંને મળવા જવું
૬–૮  સ્વાધ્યાય અગર ઘરને લગતું કામ કરવું.
૮–૯  કુટુંબ સાથે ઇશ્વર ભક્તિ કરવી.
૯–૫  નિદ્રા લેવી.

---

## પ્રકરણ ૫ મું.

# मनोनिश्चयथी थती कार्य सिद्धि.

અપાર સમુદ્રમા વહાણને જે દિશામાં લઈ જવું હોય, તે દિશા સન્મુખ સુકાન ફેરવ્યાથી જેમ અસ્ખલિત રીતે કોઈ પણ તરેહની હરકત વિના તે લઇ જઇ શકાય છે. તેમ આ સંસારરૂપી સમુદ્રમાં શરીરરૂપી વહાણને જે કાર્ય તરફ લઇ જવું હોય, તે તરફ સન્મુખ કરવાને નિશ્ચયરૂપી સુકાનની જરૂર છે જેમ સુકાન ધારેલ દિશા સન્મુખ ન હોય, તો એક દેશને બદલે બીજા દેશ તરફ વહાણ જઈ ચડે છે, તેમ નિશ્ચય કર્યાં વિના ધારેલ કામને બદલે બીજું કામ થઇ જાય છે. જેમ સુકાની હુશીઆર હોય, તોજ ને ધારેલે મુકામે નિયમિત રીતે કોઇ પણ જાતની હરકત વિના વહાણને પહોંચાડે છે, તેમ

મનરૂપી સુકાની જો કેળવાયેલ હોય, તોજ તે મનુષ્યને ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ કરાવી આપે છે. નહિ તો પૂર્વ દિશામાં જવું હોય તેને બદલે પશ્ચિમ દિશામાં મુસાફરો ઘસડાઈ જાય છે, અને હેરાન થાય છે. માટે મનુષ્યને પણ મનરૂપી સુકાની હુશીયાર હોય, તોજ તેને ધારેલે મુકામે નિર્વિઘ્ને પહોંચાડે છે. પણ જો સુકાની ઉંઘણશી હોય, દારૂનો વ્યસની હોય, વિવેક વિહીન હોય, વિચાર વિનાનો અને આળસુ હોય, તો તે નિયમિત રીતે ધારેલે ઠેકાણે પહોંચાડી શક્તો નથી. તેજ પ્રમાણે મનરૂપી સુકાની પણ જો પ્રમાદરૂપી અઘોર નિદ્રામા ઉંઘતો હોય, મોહ મદિરાના પાનથી મત્ત થયેલો હોય, સત્યાસત્યના જ્ઞાન વિનાનો હોય, સત્ય વિચાર હીન હોય, અને આળસ્ય સાથે મિત્રાચારી રાખતો હોય, તો તે મનુષ્યરૂપી વહાણને કદી પણ ગંતવ્ય મુકામે યોગ્ય વખતે પહોંચાડી શકતો નથી. વળી આ મનરૂપી સુકાનીને નિશ્ચયરૂપી સુકાનનો સંપૂર્ણ કબજો મળેલો હોય છે, તોજ તે કર્તવ્ય પરાયણ થઇ શકે છે. તેમજ આ કબજો મળ્યા પહેલાં પણ સુકાની પોતે સુકાન ચલાવવાને પાત્ર હોવો જોઈએ, તે કેળવાઇને તૈયાર થયેલો અને પોતાના કાર્યમા કુશળતા મેળવેલો હોવો જોઇએ તે અણઘડ અને અણઆવડતવાળો ન જોઇએ. જેમ કેટલાક અકુશળ સુકાનીઓ સુકાનને ફેરવ્યા વિના હલેસાં મારવા મંડી પડે છે, અને મનમાં એમ સમજે છે કે, હવે તુરત પહોંચશું, પણ એ તેમનું માનવું જેમ ભુલ ભરેલું છે, તેમજ જો મનરૂપી સુકાની પણ પ્રથમ ચોક્કસ કાર્ય કરવાનો નિશ્ચય કર્યા વિના ઉદ્યોગરૂપી હલેસા મારવા મંડી પડે તો, પ્રાપ્તવ્ય વસ્તુને બદલે તેને અપ્રાપ્તવ્ય વસ્તુની પ્રાપ્તિ થાય છે, અને તેના અમૂલ્ય સમયનો વ્યર્થ વ્યય થાય છે.

જેમ સુકાની માર્ગનું જ્ઞાન મેળવ્યા વિના, દિશાની સમજ લીધા વિના, અને પાણી કેટલું છે તેની વારંવાર તપાસ રાખ્યા વિના વહાણને ધકેલાવે જાય, તો તે વહાણ કોઇક ખાબોચીએ કે ખરાબે ચડીને વખતે ભાંગી જવાના ભયમાં આવી પડે. તેજ પ્રમાણે જો મનરૂપી સુકાની પણ સુખના માર્ગનું જ્ઞાન મેળવ્યા વિના, વસ્તુ તત્વની સમજ લીધા વિના, પ્રાપ્તવ્ય વસ્તુની પુરી માહીતી મેળવ્યા વિના,

અને વારંવાર " હું કરૂં છું તે યોગ્ય છે કે અયોગ્ય છે " એવી તપાસ કર્યા વિના જો શરીરરૂપી વહાણ ચલાવે તો, ક્યાંઈક અકાયરૂપી ખડક અથડાઇને દેહને વિલય થવાનો વખત આવે. માટે સુકાનીએ પ્રથમ કર્તવ્ય અકર્તવ્યનું જ્ઞાન મેળવ્યા બાદ નિશ્ચય કરવાની જરૂર છે.

જેમ ધારેલા મુકામે જવાને સારૂ મજબુત અને સુદૃઢ વહાણુની જરૂર છે, તેમજ નિર્વિઘ્ને કાર્ય સિદ્ધિ મેળવવાને માટે આરોગ્ય શરીરની પહેલી જરૂર છે. વળી જેમ ધારેલે મુકામે જવાને સારૂ વહાણુને અનુકૂળ પવનની જરૂર છે, તેમ મનુષ્યરૂપી વહાણુને સુસંકલ્પ બળરૂપી અનુકૂળ પવનની જરૂર છે. હવે ધારો કે આ બધી સામગ્રી સંપન્ન વહાણ છે, પણ જો તેનું સુકાન ગંતવ્ય દિશા સન્મુખ નથી હોતું, તો તે બધા સાધનો નિરૂપયોગી થઇ પડે છે. માટે સુકાનને યોગ્ય દિશામાં મુકવાનો અગર રાખવાનો સુકાનીની કુશળતા ઉપરજ બધો આધાર છે. કહેવાનો સારાંશ એજ કે, જોકે સુકાની કેળવાયેલ હોય, વહાણ સુદૃઢ હોય, પવન અનુકળ હોય, અને બધાં સાધનો પૂરતાં હોય, પણ જ્યાં સુધી સુકાન ગંતવ્ય દિશામા મુકવામા આવેલુ હોતું નથી, ત્યાં સુધી જેમ વહાણ ધારેલે મુકામે પહોંચી શકતું નથી તેમજ જો મન કેળવાયેલ હોય, શરીર સુદૃઢ હોય અને વિચારબળ ઉત્તમ પ્રકારનું હોય, પણ જ્યા સુધી નિશ્ચય કરવાની શકિત હોતી નથી, ત્યા સુધી કાર્ય સિદ્ધિ થઇ શકતી નથી. માટે પ્રત્યેક કાર્યનો આરંભ કર્યા પહેલાંજ નિશ્ચય કરી રાખવાની જરૂર છે. આ નિશ્ચયનું સ્વરૂપ કેવું હોવું જોઇએ, તેનો યત્કિંચિત્ ભાસ લાવવાને માટે નીચેનું દૃષ્ટાત આપવામા આવે છે.

કેટલાંક વર્ષ પહેલાં મુસાફરોને મુસાફરી કરવાને સારૂ ઘોડા, ઉંટ, અને ખટારાના સાધનો મળતાં હતાં, અને તેને લીધે સહેજ સાજ કારણ સારૂ પણ વિશેષ વખતનો ભોગ તેમને આપવો પડતો હતો. પણ હમણાંના સુધરેલા સમયમાં રેલગાડીના સાધનથી અલ્પ સમયમા મનુષ્ય ગમે ત્યાં જઇ શકે છે, અને તેથી તેના ઘણા વખતનો તે બચાવ કરી શકે છે. આ રેલગાડીના એન્જીનમાં એક યંત્ર છે

જેના વડે તેને જેમ ચલાવવી હોય, તેમ ચલાવી શકાય છે, જેમ વાળવી હોય તેમ વાળી શકાય છે, અને જ્યાં લઇ જવી હોય ત્યાં લઈ-જઈ શકાય છે. આ આગગાડીની માફક આપણા શરીર રૂપી ગાડીને પણ યોગ્ય રીતે ચલાવવાને નિશ્ચય રૂપી યંત્રની જરૂર છે. જેમ રેલગાડીને ચાલવા સારૂ બે પાટા હોય છે, તેમ શરીર રૂપી ગાડીને ચલાવવાને સારૂ ઉદ્યોગ, અને ઉત્સાહ રૂપી પાટાની જરૂર છે, જેમ રેલગાડીને ચલાવવાને સારૂ કોલસા, અગ્નિ, અને પાણીની જરૂર છે, તેમ શરીર રૂપી ગાડીને સારૂ પણ ઇચ્છા, બુદ્ધિ, અને સંકલ્પ શક્તિની જરૂર છે, અને જેમ રેલગાડીને અમુક સ્થળે લઇ જવી, તે તેના ડ્રાઇવરના હાથમાં છે, તેમ શરીર રૂપી ગાડીને અમુક સ્થળે લઇ જવી તે મનરૂપી ડ્રાઇવરના હાથમા છે સારાંશ એ છે કે, ગાડી, પાટા, પાણી, અગ્નિ, કોલસા અને ડાઇવર હોય, પણ ગાડીને અમુક દિશાએ લઇ જવા સારૂ વળવાનું ઉપર જણાવેલું યંત્ર ન હોય તો, જેમ તે બધાં સાધનો છતા ગાડી ધારેલ મુકામે જઈ શકતી નથી, તેમજ શરીર, ઉદ્યોગ, ઉત્સાહ, ઇચ્છા, બુદ્ધિ, સંકલ્પબળ અને મન હશે, તો પણ જ્યા સુધી અમુક કામ અમુક રીતે કરવુંજ જોઇએ, આવો નિશ્ચય કર્યો નહિ હોય, ત્યા સુધી કોઇ પણ કાળે આત્મારૂપી મુસાફર કાર્ય પાસે જઇ શકશે નહીં.

જ્યારે આપણે બગીચામાં જઇએ છીએ, ત્યારે વિવિધ જાતના વૃક્ષો જોઇએ છીએ. અને તેની શીતળતા, મનોહરતા, ઠંડકતા અને ખુબસુરતી નિહાળીને આનંદી થઇએ છીએ, એ વૃક્ષોનાં બીજ બહુજ નાના હોય છે, પણ તેને વાવીને નિયમસર પાણી આપવાથી તેની અંદર રહેલી શક્તિ બહાર આવીને તે મોટી દેખાય છે. એ બીજોને માળી પ્રથમ જમીનમાં વાવીને ઉપર જળનુ સિંચન કરે છે. આ જમીનની માટી બીજને અનુકૂળ હોવી જોઇએ, તેને અનુકૂળ ખાતરની પુષ્ટિ મળવી જોઇએ, યોગ્ય પ્રમાણમાં પ્રકાશ પણ મળવો જોઇએ, અને વાયુનો સ્પર્શ પણ થવો જોઈએ. આ બધી અનુકૂળતાઓ મળે, તોજ બીજમાંથી વૃક્ષ થઇને તે ફુલે ફાલે છે. હવે આ બધી અનુકૂળતાઓ મળ્યા છતા જો

બીજ પોતેજ સળેલું હોય તો માળીની મહેનત અને સર્વ પ્રકારની સામગ્રીઓ લેશ પણ સિદ્ધિદાયક થઇ શકતી નથી, અને બગીચાનો માલીક વૃક્ષના મિષ્ટ ફળનો સ્વાદ લેવાને ભાગ્યશાળી નીવડતો નથી. આજ પ્રમાણે પ્રત્યેક કાર્ય કરવાને માટે મનરૂપી માળી, ઉદ્યોગરૂપી પાણી, જ્ઞાનરૂપી પ્રકાશ, કાળરૂપી પવન, સ્વભાવરૂપી જમીન અને ભાવીરૂપી આકાશ હોય, તોપણ જ્યા સુધી નિશ્ચયરૂપી પકવ અને આરોગ્ય બીજ ન હોય, ત્યાં સુધી એ બધાં સાધનો બીન ઉપયોગનાં થઈ પડે છે, અને કાર્ય સિદ્ધિ થઇ શકતી નથી. તથા આત્મારૂપી માલીક કાર્યના ફળરૂપી સુખને ભોગવવાને સમર્થ થતો નથી. માટે પ્રત્યેક કાર્યની શરૂઆતમાં નિશ્ચય કરવાની બહુજ અગત્ય છે.

મનુષ્ય નિશ્ચય કર્યા વિના કોઇ પણ કાર્ય બરાબર કરી શકતું નથી. જો આપણે નિશ્ચય કર્યા વિના ઘર બહાર નીકળીએ છીએ, તો આપણા મનમાં અનેક જાતના તર્ક વિતર્કો થાય છે કે, કયા જવું, અને શું કરવુ ? મિત્રને ઘરે જવું, કે દેરાસરમાં જવુ ? ગુરૂ મહારાજ પાસે જવું કે શેઠ પાસે જવું ? બજારમાં જવુ, કે લાઇબ્રેરીમા જવુ એમ અનેક સંકલ્પો મનમાં ઉઠે છે, આખરે આપણે નિશ્ચય કરીએ છીએ કે, હવે તો અમુક સ્થાને જવુ. આ પ્રમાણે ચાલવા માડીએ છીએ, અને ધારેલ મુકામે જઇ પહોંચીએ. છીએ હવે જો આ પ્રમાણે પાછળથી નિશ્ચય કરવાને બદલે પ્રથમ નિશ્ચય કર્યો હોય તો, કાર્યનો આરંભ કેટલો વહેલો થઈ શકે ? પણ નિશ્ચય કર્યા પછી પણ તપાસવું જોઈએ કે, તે નિશ્ચય યોગ્ય છે કે નહિ ? જો નિશ્ચય યોગ્ય હોય તો, તે શુભ ફળ આપે છે, અને જો તે અયોગ્ય હોય તો, તે અશુભ ફળ આપે છે. માટે શુભ ફળના ઇચ્છિનારે હમેશા યોગ્ય નિશ્ચય કરવો. આ ઠેકાણે સવાલ ઉત્પન્ન થશે કે, યોગ્ય નિશ્ચય કોને કહેવો અને અયોગ્ય નિશ્ચય કોને કહેવો? માટે આ પ્રશ્નનો ઉત્તર આપવાને અત્ર પ્રયત્ન કરીએ તો તે નિરૂપયોગી નહિ ગણાય

જે કામ કરવાથી પોતાને, કુટુંબને, જ્ઞાતિને, દેશને અને જગતના સર્વ જીવોને આ લોકમાં અને પરલોકમાં લાભ થાય, તેવાં કાર્ય કરવાનો જે નિશ્ચય કરવો, તે યોગ્ય નિશ્ચય કહેવાય છે. અને જે કાર્ય

કરવાથી પોતાના કુટુંબને, જ્ઞાતિને દેશને અને મનુષ્યને આ લોકમાં અને પરલોકમાં હાનિ થાય, તે કાર્ય કરવાનો નિશ્ચય કરવો, તે અયોગ્ય નિશ્ચય કહેવાય છે. જેમકે ન્યાયથી ધન પ્રાપ્ત કરવાનો નિશ્ચય કરવો, શરીરને આરોગ્ય રાખવાનો નિશ્ચય કરવો, સત્ય, પથ્ય, અને પ્રિય બોલવાની ટેવ પાડવાનો નિશ્ચય કરવો, મનમાંથી અશુભ સંકલ્પ દૂર કરીને શુભ વિચાર કરવાનો નિશ્ચય કરવો, આચાર સુધારવાનો નિશ્ચય કરવો, સત્સંગ કરવાનો નિશ્ચય કરવો, દુઃખી જીવો ઉપર કરૂણા કરવાનો નિશ્ચય કરવો, પોતાના કરતાં શરીરે, ધને અને બુદ્ધિએ ચડતા હોય, તેમને જોઈને ખુશી થવાનો નિશ્ચય કરવો, દુષ્ટ કાર્ય કરનાર, જીવહિંસા કરનાર, અસત્ય બોલનાર, ચોરી કરનાર, પરસ્ત્રીનું સેવન કરનાર અને અન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરનાર ઉપર દ્વેષ ન કરતાં તેની નિન્દા ન કરતાં તેમને યથાશક્તિ કરૂણા પૂર્વક સુધારવાનો નિશ્ચય કરવો તે યોગ્ય નિશ્ચય કહેવાય છે. અને તેની ઉલટો એટલે હિંસા કરવાનો નિશ્ચય કરવો, અસત્ય બોલવાનો નિશ્ચય કરવો, ચોરી કરવાનો નિશ્ચય કરવો, પરસ્ત્રીનું સેવન કરવાનો નિશ્ચય કરવો, અન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરવાનો નિશ્ચય કરવો, નિન્દા કરવાનો નિશ્ચય કરવો. જેથી ઇર્ષ્યા, મત્સર, દ્વેષ ઉત્પન્ન થાય, એવા કાર્યો કરવાનો નિશ્ચય કરવો, અને આળસુ થવાનો નિશ્ચય કરવો, તે અયોગ્ય નિશ્ચય કહેવાય છે.

નિશ્ચય સામર્થ્યને જેઓ જાણતા નથી, તેઓ એક દિવસે એક કામ કરવાનો નિશ્ચય કરે છે, અને બીજે દિવસે બીજું કામ કરવાનો નિશ્ચય કરે છે. આમ કરવાથી પ્રથમના કાર્ય પછવાડે કરેલ પ્રયાસ ફોકટ જવા સાથે હૃદયને એટલો બધો ધક્કો પહોચે છે કે, જેથી બીજા કર્મનો નિશ્ચય જેવો જાઇએ તેવો દૃઢ થઇ શકતો નથી, અને તેથી કરીને તેણે કરેલું કોઇ પણ કાર્ય સંપૂર્ણતા અને સાફલ્ય પ્રાપ્ત કર્યા વિના નિરર્થક અને ફળહીન નીવડે છે.

વિદ્વાનો જે જે કાર્ય આરંભે છે, તે તે વિષે પ્રથમ બહુજ વિચાર કરે છે, એથી થવાના લાભાલાભ વિચારે છે, અને એના પરિણામનો પણ વિચાર કરીને નિશ્ચય કરે છે. નિશ્ચય કર્યા પછી હજારો

વિઘ્નો આવે,આપદાઓ આવે અને ગમેતેવા વિકટ પ્રસંગો આવે તોપણ પ્રારબ્ધમુત્તમજના  ન પરિત્યજન્તિ ની પેઠે ડગ્યા વિના પોતાના નિશ્ચયને વળગી રહે છે. અરે એટલુંજ નહિ, પણ જીવ જવાનો પ્રસંગ આવે તોપણ પોતાના નિશ્ચયથી ચુકતા નથી. પણ ધારેલ કાર્ય પાર પાડીને લોકોમાં અવલંબ્ય દૃષ્ટાત રૂપ થઇ પડે છે.

આપણે એ જાણીએ છીએ કે, હરિશ્ચંદ્ર રાજાએ વચન આપ્યા પછી મરણ સુધીનાં સંકટો વેઠયાં હતાં. પણ નિશ્ચયથી ચલાયમાન થયા નહોતા. પોતાની પ્રિય પત્ની, અને મનોહર પુત્ર વેચાયાં તે પણ તેમણે સહન કર્યું, પણ વચનથી ડગ્યા નહિ. છેવટે દેવતાઓ પણ એના નિશ્ચયનો તાપ સહન કરી શક્યા નહિ, અને તેને દાસપણે ભજવા લાગ્યા

મહા સતી સીતાએ પણ પોતાના શીયળને માટે અનેક તરેહનાં સંકટો, આપદાઓ અને વિઘ્નો સહન કર્યા હતાં, પણ તે પોતાનાં નિશ્ચયથી ડગ્યા નહોતાં. છેવટે તે પોતાનું શિયળપણું અખંડિત રાખીને જય પામ્યા હતા, અને સતી શિરોમણિ તરીકે અદ્યાપિ પર્યંત પૂજાય છે. આવીજ રીતના હજારો બલકે લાખો દૃષ્ટાંતો પ્રાચીન ઋષિમુનિઓનાં અને આર્યાઓના શાસ્ત્રોમાથી મળી આવે છે, તેઓ સર્વેએ પોતાના નિશ્ચય મરણ પર્યંત સાચવી રાખ્યો હતો.

અર્વાચીન વિદ્વાનોએ પણ જે જે ગંજાવર શોધ ખોળો કરેલી છે, તેઓ પણ એજ સૂચવે છે કે, "જે કરો તેનો પ્રથમ નિશ્ચય કરો, અને નિશ્ચય કરો તેનો અંત લ્યો " આવા મહાન રહસ્યને સૂચવીને આપણને બોધ કરે છે કે, " અમે જે આટલી ઊચ્ચ સ્થિતિએ આવ્યા છીએ, અગર આવીએ છીએ, તેનું મૂળ કારણ એજ છે કે, અમે જે જે કરીએ છીએ, તેનો પ્રથમ સારી રીતે નિશ્ચય કરીએ છીએ, અને જે કરવાનો નિશ્ચય કરીએ છીએ તેનો અંત લઇએ છીએ.

જે મનુષ્ય કોઇ પણ કાર્ય આરંભતાં પહેલાં વિચાર કરે છે કે, આ કાર્ય શુભ છે કે અશુભ ? આ કાર્ય કરવાથી મારૂં, મારા કુટુંબનું, મારી જ્ઞાતિનું, મારા દેશનું કે જગતના જીવોનું કલ્યાણ થશે કે

નહિ ? આ કાર્ય કરવાનું મારામાં સામર્થ્ય છે કે નહિ ? આ કાર્ય મને યોગ્ય છે કે નહિ ? આ કાર્યનો આરંભ કરવાથી હાનિ કરતાં લાભ વિશેષ છે કે નહિ ? આવીજ જાતનું કાર્ય પ્રથમ કોઈએ કર્યું છે કે નહિ ? અને કર્યું હોય તો, તેમાં તે નિષ્ફળ નિવડયો હતો ? તેને વચમા કોઇ સંકટો નડ્યાં હતાં કે કેમ ? અને નડ્યાં હોય તો, તેણે તે દૂર કરવાને શા શા ઉપાયો યોજ્યા હતા ? વિગેરે બાબતનો વિચાર કરીને જે માણસ કાર્ય કરવાનો નિશ્ચય કરીને તેનો આરંભ કરે છે, અને વચમાં સંકટો આવ્યા છતાં ડગતો નથી, તે અવશ્ય તેમાં સફળતા મેળવે છે. આવા દૃઢ નિશ્ચયવાળા જે મનુષ્યો હોય છે. તે ઉત્તમ પુરૂષો કહેવાય છે

જે માણસ વિચાર કર્યા વિના કાર્યનો આરંભ કરે છે, અને વચમાં વિઘ્ન આવેથી મુકી દે છે, તેને શાસ્ત્રમાં મધ્યમ પંક્તિમાં ગણવામાં આવે છે અને જે માણસ વિઘ્નના ભયથી કાર્યનો આરંભજ કરતા નથી તેને અધમ ગણેલ છે માટે જેઓને ઉત્તમ પંક્તિમાં ગણાવું હોય, તેમણે પ્રથમ કરવા યોગ્ય કાર્યનો નિશ્ચય કરવો. અને પછી તે નિશ્ચય અનુસાર આરંભેલા કાર્યનો અંત લાવવો.

જ્યાં સુધી મનુષ્યમાં નિશ્ચય કરવાનો ગુણ પ્રગટ થયો નથી, ત્યા સુધી તે સ્વપરહિત કોઇ કાળે કરી શકશેજ નહીં. જે જે મહાત્માઓ થઈ ગયા છે, અને જેઓ તત્વવેત્તા તરીકે જગતમાં વિખ્યાતિ પામી ગયા છે, તેઓના પ્રત્યેક કાર્યનું અવલોકન કરશું તો નિશ્ચયનો ગુણ તેમાં ઝળકી ઉઠતો જણાશે, અને તે ગુણથીજ તેઓ જગતમાં નામના મેળવી શક્યા હતા, એમ પણ માલમ પડશે. અરે ! તેઓ જેટલે અંશે જગતનું કલ્યાણ કરી શક્યા હતા, તેનું મૂળ કારણ પણ એ ગુણજ હતો. જો તે ગુણ તેઓનામાં ન હોત તો તેઓ પગલે પગલે સ્ખલના પામત, એમ કહેવું જરા પણ અતિશયોક્તિ ભરેલું નથી

પ્રત્યેક કાર્યનો નિશ્ચય કરીને આરંભ કરવામાં આવે તો, તે થોડું ઘણું પણ ફળ આપ્યા વિના રહેજ નહીં. પણ નિશ્ચયની સાથે

વિશેષમાં કામ જો ઉત્સાહ અને ધૈર્યથી કરવામાં આવે તો, પરિણામે તેમાંથી અપૂર્વ લાભ થયા વગર રહેતો નથી.

નિશ્ચય કરનાર પુરૂષ જીંદગીનાં સર્વ પ્રકારના સંકટોને આનંદથી, ઉત્સાહથી અને ધીરજથી સહન કરી શકે છે, અને છેવટે વિજય પ્રાપ્ત કરીને દુનિયાને અનુકરણ કરવાને ઉદાહરણ તુલ્ય થાય છે. તેનુ પ્રત્યેક કાર્ય લોહચુંબકની પેઠે અન્ય મનુષ્યોને પોતાની તરફ ખેંચે છે, અને પોતા તરફથી તેમને શિક્ષણ આપતાં કહે છે કે, "જુઓ શું છે? તમારામા પણ એટલુંજ બળ, એટલીજ શક્તિ, એટલુંજ જ્ઞાન અને એટલુંજ ધૈર્ય આદિ ગુણો રહેલા છે, પણ માત્ર તમારામા નિશ્ચય કરવાની શક્તિ નથી, તેથીજ તમારે નિરાશ થઇને ટગમગ જોવુ પડે છે. પણ જો તમારે ખરા નર તરીકે ગણાવું હોય તો, તમારી આંતરિક શકિતને બહાર કાઢો, અને નિશ્ચય કરીને કહો કે " હું જે કરવા ધારીશ તે થશે. કારણ કે, હું મનુષ્ય છું, મારામાં શકિતનો અખુટ ખજાનો છે, અને તેથી હું સદા પ્રત્યેક કાર્યમા જય મેળવીશ." આવો નિશ્ચય કરનાર ધણી સદા જય જ મેળવે છે, એમાં સંશય નથી.

સત્કાર્ય કરવાનો જેણે નિશ્ચય કર્યો છે, તેને કુટુંબનો, જ્ઞાતિનો, દેશનો કે વિશ્વનો ભય રહેતો નથી, તે કુરૂઢીઓને તાબે થતો નથી, અનીતિનો ભોગ થતો નથી, અને સદા સ્વતંત્રતાથી આત્માનંદમાં રમતો રહે છે.

નિશ્ચયી પુરૂષની પ્રત્યેક પળ ઉપયોગીજ હોય છે. તેના પ્રત્યેક સંકલ્પ, પ્રત્યેક વિચાર, પ્રત્યેક ઉચ્ચાર અને પ્રત્યેક આચારમાં ગુહ્ય રહસ્ય રહેલું હોય છે. એની ઉદારતા સર્વત્ર એના યશોગાન ગાય છે, અને લોકોને હમેશા એના પ્રતિ જોવાને પ્રેરે છે અને એના સમાગમમાં આવવાને લલચાવે છે, અરે એટલુંજ નહિ પણ અન્યને તેના જેવા કરવાને દોરે છે, તેમને ઉત્સુક બનાવીને તેમનામાં નવું જીવન મુકે છે, અને તેમને પ્રત્યેક કાર્યમા હિમ્મત આપીને ઉચ્ચ સ્થિતિએ પહોંચાડે છે.

દુનિયામાં સઘળાં મોટાં કામ નિશ્ચય કરવાથી થયાં છે, થાય છે અને થશે. કારણ કે નિશ્ચય એ પ્રત્યેક કાર્યરૂપી વૃક્ષનું બીજ છે. એના વિના કાર્યરૂપી વૃક્ષ નવપલ્લવ થઈને વિવિધ પ્રકારનાં સુખ, વિવિધ પ્રકારની નિર્ભયતા, અને વિવિધ રીતની સ્વતંત્રતા રૂપી ફળો આપી શકતું નથી.

જેને અનેક પ્રકારનાં કષ્ટો, અનેક જાતનાં સંકટો, વિવિધ જાતનાં વિઘ્નો. અનિયમિત આચારીપણું, અનીતિ, ક્રોધ, માન, માયા. લોભ, રાગ, દ્વેષ, રતિ, અરતિ, શોક, ભય, હાસ્ય, પરપરિવાદ, માયા મૃષાવાદ અને મિથ્યાત્વ શલ્યનો નાશ કરવો હોય, તેઓએ નિશ્ચય કરવાની ટેવ પાડવી. આ ટેવ એટલે સુધી દૃઢ મૂળવાળી થવી જોઈએ કે, જાણતે અજાણતે જે કાર્ય કરવું પડે, તેનો નિશ્ચય પ્રથમથી આપોઆપ થઈજ જાય. આવી રીતની ટેવ પડવાથી પરંપરાએ બહુ લાભ થાય છે.

નિશ્ચયી પુરૂષ ધર્માર્થેજ જીંદગી અપર્ણ કરે છે, અને સત્યની સેવામાં ને સેવામાજ રહીને કાળ નિર્ગમન કરે છે. ધર્મ, સત્ય અને સ્વદેશનાં કલ્યાણ માટે તે સર્વદા મથે છે, અને નિરાધારનો આધાર થાય છે, તે પોતાનો સ્વાર્થ તજીને દુનિયાના કલ્યાણ માટે પોતાનું જીવન ગાળે છે, કીર્ત્તિની અપેક્ષા રાખતો નથી, અને નામની કામના કરતો નથી, પણ પોતાનું કર્ત્તવ્ય જાણીને તે પ્રમાણે વર્તે છે. પોતાની વૃત્તિઓને ઉમદામા ઉમદા અને ઉંચામાં ઉંચું કાર્ય કરવામાં પ્રેરે છે. તેને નડતર નડે છે, તોપણ તે નાઉમેદ થતો નથી. વિઘ્નો તેની આસપાસ ફરી વળે છે, તોપણ તે નિરાશ થતો નથી. કારણ કે તે સમજે છે કે, ઉંચામાં ઉંચા પ્રકારના સદ્વર્તન, ઉદ્યમ, અને બુદ્ધિની કસોટી કરવાને સંકટ અને દુઃખની જરૂર છે. જો મનુષ્યને સંકટ ન આવે તો. તેના ગુણો પ્રગટ થતા નથી. પૂર્વે જે મહાત્માઓ થઇ ગયા છે, તે સર્વે સંકટરૂપી કસોટીમાંથી પસાર થયાથીજ મહાત્મા રૂપે ગણાઈને પૂજનીય થયા હતા, માટે પ્રત્યેક મનુષ્યે પ્રયત્ન, સહન શીળતા, સદુદ્યોગ, અને ધૈર્ય જે નિશ્ચયના સહચારીયો છે, તેનો સંગ્રહ કરવો, અને ભારેમાં ભારે દુઃખના બોજા આવી પડે, તો પણ

ટટાર ઉભા રહેવાની કોશીષ કરવી. કારણ કે ધૈર્ય અને સહનશીળતાથી દુઃખ સહન કરવું, એ મનુષ્યનું ઉંચામાં ઉંચું લક્ષણ છે. એ ગુણોમા કાંઈક એવું ઉંચામા ઉંચું ઉત્કૃષ્ટ તત્વ છે કે, તેથી તે ઉંચામા ઉંચા પ્રકારના થઈને ઉત્તમમાં ઉત્તમ પુરૂષ તરીકે ગણાય છે.

આ સદ્ગુણની ફક્ત વ્યવહારમાજ જરૂર છે, એમ ધારવું એ તદ્દન ભુલ ભરેલું છે. કારણ કે વ્યવહાર ઉપરાંત પરમાર્થનાં કાર્યોમાં પણ તેની વિશેષ જરૂર પડે છે.

નિશ્ચયના ગુણ વિષે હવે વિશેષ લંબાણ ન કરતા તેના સારરૂપે નીચેનાં થોડાં ટુંકા વાક્યો લખીને આ લેખ સમાપ્ત કરૂં છું, અને આશા રાખું છું કે, વાચક વર્ગ તેમાથી સાર ગ્રહણ કરશે.

૧ પ્રત્યેક કાર્ય કરતા પહેલા તેના ગુણ દોષનો નિશ્ચય કરવો.

૨ ગુણ દોષ જોઈને જે કાર્ય કરવાનું મુકરર કર્યું હોય, તેનો આરંભ કરવાનો નિશ્ચય કરવો

૩ આરંભેલા કાર્યને પૂર્ણ કર્યા વગર છોડવું નહીં.

૪ નિશ્ચય કરેલાં કાર્ય કરતાં સંકટ આવે તો પણ ડગવું નહીં.

૫ જે કરવું તે સતત, નિરંતર અને ઉત્સાહ પૂર્વક કરવું.

૬ કાર્ય કરતાં પ્રથમ ફળ ન જણાય તો પણ એને કર્યાજ કરવું.

૭ ફળ કોઈ પણ રીતે વિપરીત દેખાય તો, ઉદ્યમમાં કચાસ સમજવી, પણ ‘નસીબ’ ઉપર ભરોસો રાખીને આળસુ થવું નહિ

૮ પ્રત્યેક કાર્ય કરતી વખતે હિમ્મત સદા જાગ્રત રાખવી.

૯ કાર્ય કરતા ધૈર્ય તજવું નહિ

૧૦ સહનશીળતાથી કાર્ય સિદ્ધિ સત્વર થશે એમ ચોકસ ભરોસો રાખવો.



# પ્રકરણ ૯ મું.

# करकसरथीं थती सुख प्राप्ति.



દુનિયામા સુખી થવાની ઇચ્છા સર્વ મનુષ્યોને અને સર્વ જીવોને હોય છે. પણ સુખ કેમ પ્રાપ્ત કરી શકાય છે તે વિષે બહુ વિરલા પુરૂષોજ જાણે છે. સુખ એ કાંઈ પથ્થર, પાણી કે અગ્નિ નથી, પણ સુખ તો આત્મગમ્ય અગોચર પદાર્થ છે.

એ વિષે શાસ્ત્રકારોએ વ્યવહારિક અને પારમાર્થિક અનેક માર્ગો બતાવેલા છે, અને તેના માટે વિવિધ જાતની ક્રિયાઓ, ઉદ્યમો અને આંતરિક સાધનો મેળવવાની જરૂરીયાત પણ બતાવેલી છે.

પારમાર્થિક સુખના અધિકારી બનવા માટે પ્રથમ વ્યાવહારિક સુખ પ્રાપ્ત કરવાનાં સાધનો મેળવવાની જરૂર છે, અને તે સાધનો અનેક છે, તે પૈકી કરકસર એ પણ એક સાધન છે. કરકસર એ સુખ પ્રાપ્તિનું સાધન છે, એ વાત સાંભળીને કેટલાંક મનુષ્યો તો અજાયબ થાય છે, અને તેની સત્યતા કબુલ કરતાં પહેલાં વિચારગ્રસ્ત થાય છે. આમ છતાં પણ કરકસર એ સુખ પ્રાપ્તિનું સાધન છે, તે વાત અમો માનીએ છીએ, અને અમારી તે માન્યતામાં બીજાને અત્રે સંમત કરવાને અમે આ પ્રયત્ન કીધો છે.

હવે જો કે કરકસર એક ઉત્તમ સદ્દગુણ છે, અને સુખેચ્છુ માણસે તે પ્રાપ્ત કરવાની આવશ્યકતા છે, એમ જાણવા છતાં પણ ઘણાં મનુષ્યો તે કેવી રીતે અને કયા ઉપાયોવડે પ્રાપ્ત કરવો, તે જાણતાં નથી.

કરકસર ઘણા પ્રકારની થાય છે. જેવી કે વસ્તુઓ જોઇતી લેવી, વગર કામની લઈને રાખી મુકવી નહિ, કુવ્યય ન કરવો, શરીરની શકિતઓ નિરર્થક કામમાં ખર્ચવી નહિ. વચનો વૃથા ન બોલવાં, અને માનસિક શકિતનો પણ શેખસલ્લીના જેવા વિચાર કરીને વૃથા

વ્યય ન કરવો, એ આદિ આચાર અને રીતભાતનો સમાવેશ કરનારો કરકસર ગુણ મહા અર્થસૂચક છે. એટલુંજ નહિ પણ તે અનેક ઉમદા ગુણોનું અનન્ય કારણ હોવાથી એની પ્રાપ્તિથી તેવા ગુણો પણ અનાયાસે યા અલ્પ પ્રયાસે આવી મળે છે.

કેટલાંક મનુષ્યો બહુજ અવિચારી હોય છે, અને તેથી કરીને તેઓ પૈસાનો અત્યંત દુરૂપયોગ કરે છે, ધોતાળપણે પૈસા ઉડાવે છે, આવકના પ્રમાણમાં ઘર ખર્ચ અધિક રાખે છે, કોઇ બાર આને ચીજ મળતી હોય, અને તેવીજ બીજી ચીજ સહેજ ફેરવાળી અગીઆર આને મળતી હોય, અને તેથી કામ ચાલી શકે તેમ હોય, છતાં તે વડે ન નભાવતાં એક આનો વધારે ખર્ચી વ્યર્થ વ્યય કરે છે. આવાં મનુષ્યો કોઇ પણ કાળે ઉચ્ચ સ્થિતિએ પહોંચતાં નથી, અને બીજાને પહોંચાડી પણ શકતાં નથી.

કેટલાક મનુષ્યોમાં દ્રવ્ય ઉડાવવાની બહુજ ટેવ હોય છે. કારણકે તેઓ એમ સમજે છે કે, એટલા પૈસાથી શું પેસાદાર થવાય છે? લાખો અને કરોડો રૂપિયાની આવક હોય તોજ ધનિક થવાય, પણ એ એમની માન્યતા ભુલ ભરેલી છે. લાખો અને કરોડો રૂપિયાની આવક તો શું પણ અબજોની આવક હોય તો પણ કરકસર કર્યા વિના દ્રવ્ય ટકતું નથી. કરકસરની ટેવ વિનાનો માણસ બહુજ વ્યર્થ વ્યય કરે છે. દ્રવ્ય કયા ખર્ચવું એનો ઉપયોગ કયાં, કયારે અને શેમાં કરવો, કેવે રસ્તે તે ખર્ચવાથી તેનો સદ્વ્યય થયેલો ગણાશે અને તે વિશેષ ફળપ્રદ થશે, તથા કયે માર્ગે તે ખર્ચવાથી મારૂં અને દુનિયાનું કલ્યાણ થશે તેની ખબર તેને હોતી નથી, તેથી કરીને તેવો મનુષ્ય જો ધનવાન હોય તો પણ ટુંક સમયમાંજ તે નિર્ધન સ્થિતિમા આવી પડે છે, પણ જે કરકસરવાળો પુરૂષ હોય છે, તે એક પૈસો પણ વ્યર્થ ખરચતો નથી. “ જેટલાથી પોતાનું અને પરનું ભલું થાય, જે ખર્ચ્યા વિના ચાલેજ નહિ, અને વ્યવહારમાં જેટલું ખર્ચવું યોગ્ય હોય તેટલુંજ દ્રવ્ય ખર્ચીને તે પોતાની સ્થિતિના પ્રમાણમાં પોતાનું સારૂં દેખાડે છે. ”

આવાં મનુષ્યોજ દ્રવ્યનું સાર્થક કરે છે, આવાં મનુષ્યોજ સ્વ

પરની ઉન્નતિ કરી શકે છે, આવાં મનુષ્યોજ દેશમાં અગ્રેસર થઇ શકે છે, આવાં મનુષ્યોજ " નગર શેઠ " તરીકે પૂજાવાને યોગ્ય છે, આવાં મનુષ્યોજ અખંડ કીર્તિનું છત્ર ઓઢે છે અને આવાં મનુષ્યોજ વિચિત્ર જાતના સુધારા, વિવિધ જાતની કેળવણી, વિવિધ જાતની કળાઓ, વિવિધ પ્રકારના હુન્નરો અને વિવિધ પ્રકારના ઉદ્યોગો ફેલાવી પોતાની, કુટુંબની, જ્ઞાતિની, દેશની, અને જગતની આબાદી કરવાને ભાગ્યશાળી થાય છે.

કરકસર ગુણ દેખવામાં સામાન્ય છે, પણ પરિણામે બહુજ ઉચ્ચ છે. એ ગુણ પ્રાપ્ત કરનારનું હૃદય ગંભીર અને વિશાળ હોય છે. એ ગુણથી મનુષ્ય ખરેખર મનુષ્ય નામને યોગ્ય થાય છે, અને બીજાને તે મનુષ્ય કરે છે. એ પોતાનો વખત વૃથા ગુમાવતો નથી. એ આળસની સેવા, પ્રમાદની ભક્તિ, અને નશીબની સાથે દોસ્તી કરતો નથી. પણ તે ઉદ્યોગ, ઉદ્યોગ, અને ઉદ્યોગજ કર્યા કરે છે. એના વિચારો વંધ્યા પુત્ર જેવા નિષ્ફળ નથી હોતા. એના વિચારો આકાશ કુસુમની પેઠે કલ્પિત નથી હોતા, અને એની ક્રિયા ખરશૃંગની પેઠે મિથ્યા નથી હોતી,પણ એનો ક્ષણેક્ષણ ફળવતી ક્રિયાની ઉપાસના કરે છે,એના સ્વપ્નાં પણ નિરૂપયોગી નથી હોતાં,પણ ઉપયોગી અને જાણવા જેવાં હોય છે એ દ્રવ્યનેજ જીંદગી સમજે છે,અને જીંદગી એજ 'હું' એમ માનેછે. તેથી દ્રવ્યનો કુવ્યય કરવાથી, વ્યર્થ ખર્ચ કરવાથી, નકામું ઉડાવવાથી, અને કુમાર્ગે ખર્ચવાથી જેમ જીંદગીનો કુવ્યય, વ્યર્થ વ્યય અને કુમાર્ગે વ્યય થાય છે તેમજ જીંદગી એજ પોતે હોવાથી આ વાત પોતાનો કુવ્યય, વ્યર્થ વ્યય અને કુમાર્ગે વ્યય થાય છે, આ વાત તાત્વિક પુરૂષોજ જાણે છે, અને તેઓજ કરકસરના યથાર્થ ફાયદા સમજે છે. તોપણ તે વિષે જેટલું અપૂર્ણ વાણીથી કહી શકાય તેટલું સંક્ષિપ્તમાં કહીને આ વિષયનું સ્પષ્ટીકરણ કરવા પ્રયત્ન કરૂં છું.

મનુષ્ય દિવસના છ કલાક કે આઠ કલાકનો વ્યય કરી અમુક દ્રવ્ય પ્રાપ્ત કરે છે, અને તેનો જો તત્વથી વિચાર કરવામાં આવે તો. સ્પષ્ટ સમજાય કે, છ કે આઠ કલાકના વ્યયથી જે દ્રવ્ય પ્રાપ્ત કરે છે, તે દ્રવ્ય જો તે યોગ્ય રીતે ન વાપરે તો, તે તેટલા પ્રમાણમાં પોતાનાં

આયુષ્યનો વ્યર્થ વ્યય કરે છે, આટલી સાદી હકીકતથી સહેજ સમજાશે કે, પોતાનો કુવ્યય કરનાર કોણ? આનો જવાબ એજ છે કે, જે પોતાના દ્રવ્યનો કુવ્યય કરે છે, તે પોતાની જીંદગીનો કુવ્યય કરે છે. માટે પોતાની જીંદગીનો કુવ્યય કરનાર એટલે આ મનુષ્ય જન્મને એળે ગુમાવી દેનાર તે બીજો કોઇ નહિ, પણ કરકસર વિનાનો મનુષ્ય છે. અહા! કેવી અજાયબીની વાત છે કે, મનુષ્ય પોતાના દ્રવ્યનો કુવ્યય કરીને પરિણામે પોતાના અમૂલ્ય આયુષ્યનો કુવ્યય કરતાં અચકાતો નથી આપણામાંના લગભગ સર્વે મનુષ્યોની આ કેટલી મોટી ભુલ થાય છે, તે વાત ગંભીરપણે વિચારવા જેવી છે.

જો સામાન્ય મનુષ્ય પોતાની આવકના પ્રમાણમાં ખર્ચ કરે, અને ઉપજના અમુક ભાગનો સંગ્રહ કરતો રહે તો, " ટીપે ટીપે સરોવર ભરાય, અને કાંકરે કાંકરે પાળ બંધાય, " એ કહેવત પ્રમાણે કેટલેક વર્ષે હાલ કલ્પનામાં ન આવે. એવી સુખી અને પૈસાદાર હાલતમાં તે આવી શકે. સંસ્કૃત સાહિત્યનો એક શ્લોક પણ અમારા આ વિચારને પુષ્ટિ આપે છે.

जलबिन्दुनिपातेन क्रमशः पूर्यते घटः ।
स हेतुः सर्वविद्यानां धर्मस्य च धनस्य च ॥

અર્થ—જળના બિંદુના પડવાથી જેમ ધીમે ધીમે ઘડો ભરાઇ જાય છે, તે પ્રમાણે સર્વ વિદ્યા, ધર્મ અને ધનની વૃદ્ધિને પણ તેજ નિયમ લાગુ પડે છે. એટલે ધીમે ધીમે અને થોડે થોડે કરવાથી પણ મોટાં કામો પાર પડે છે. અકેકી કોડી કોડી, અને અકેકી પાઇ પાઇ સંઘરવાથી હજારો અને લાખો રૂપીયા કાળે કરીને ભેગા થાય છે અકેક પાઇ ધર્માદામાં આપવાથી અથવા તો પ્રતિદિન થોડું થોડું ધર્મધ્યાન કરવાથી કાળે કરીને ધર્મના ઢગલા એકઠા થઇ પડે છે. તેમજ અકેકો અક્ષર, અકેકો શબ્દ કે અકેકું પદ પ્રતિદિન નિયમસર શીખવાથી ઘણા અભણ માણસો પરિણામે પંડિત થઇ શકયા છે, માટે " નહિ મામા કરતાં કહેણો મામો શો ભુંડો " એ કહેવત પ્રમાણે બીલકુલ પણ સંગ્રહ નહિ કરવાની ટેવ કરતાં થોડો પણ સંગ્રહ કરવાની નિયમિત ટેવ સર્વથા વખાણવા લાયક છે; અને આ શુભ ટેવ તે કરકસરનું મૂળ સ્વરૂપ છે.

જો કોઇ વિદ્યાર્થી દરરોજ પાંચ શ્લોક કઠે કરે, તોપણ તે એક વર્ષમાં ૧૮૦૦ શ્લોક મોઢે કરી શકે છે, અને દશ વર્ષમાં એ હિસાબે અઢાર હજાર શ્લોક મુખે ભણનારો તે મહા પંડિત કહેવાય છે. થોડું થોડું પણ સંગીનપણે અને નિયમિતપણે કરવાનો આથી બીજો કયો પ્રત્યક્ષ લાભ હોઇ શકે ?

વળી જે માણસ દરરોજ માત્ર પચીશ પાનાંજ નિયમિતપણે વાંચે છે, તે એક માસમાં સાડાસાતસો પાનાનો મોટો ગ્રંથ પૂરો કરી શકે છે, અને એક વર્ષમાં તેવા બાર ગ્રંથો સાદ્યંત વાંચીને વિચારી શકે છે, અને મોટો પંડિત થઇને જનમંડળમાં પૂજાવાને ભાગ્યશાળી થાય છે.

હવે આ સંબંધમાં કદાચ કોઇને એમ વિચાર થશે કે, આ બધી વાત કરો છો તે તો ખરી છે, પણ તે બધું કરવાનો વખત કયાંથી કાઢીએ ? આ તેમનું ધારવું વાજબી નથી. માણસો જો વખત બચાવવા ધારે તો,તે એકાદ કલાક તો શું પણ કદાચ કલાકોના કલાકો બચાવી શકે,પણ જ્યા સુધી તેનું લક્ષ વખત બચાવવા તરફ લાગતું નથી ત્યાં સુધીજ તેને એમ થાય છે કે, વખત શી રીતે મળી શકશે? કારણ કે આપણે સારીરીતે જોઇએ છીએ અને જાણીએ છીએ કે, ઘણા મનુષ્યોના વખતનો મોટો ભાગ નિદ્રા, આળસ, પ્રમાદ, ગામ ગપાટા રાજ કથા, દેશ કથા, ભોજન કથા, સ્ત્રી કથા, અને અન્યની નિંદામાં જાગ છે. હવે આ બધાં કુકાર્યોમાં જે વખત ગુમાવવામાં આવે છે, તેનો જો સંકોચ કરવામા આવે તો, વખતનો ઘણોજ બચાવ થઇ શકે, અને તેનો સદુપયોગ કરવાનું જો લક્ષમા લેવામાં આવે તો આપણે હાલ જે સ્થિતિ ભોગવીએ છીએ, તે કરતાં સહસ્રગણી સારી સ્થિતિ પ્રાપ્ત કરવાને આપણે અવશ્ય ભાગ્યશાળી થઇએ.

જેમ ઉપરનાં બે દૃષ્ટાંતો વિદ્યાના સંગ્રહથી ઉત્પન્ન થયેલા લાભનું દિગ્દર્શન કરાવે છે, તેમજ નીચેનું દૃષ્ટાંત દ્રવ્યના સંગ્રહનો લાભ બતાવે છે.

કોઇ માણસ જે હમેશા એક રૂપિયો પેદા કરતો હોય, તેમાથી જો તે ચાર આના બચાવે, તો એક વર્ષે રૂા. ૯૦ અને

ચાલીશ વર્ષે રૂા; ૩૬૦૦ બચાવી શકે. તે રકમ બચાવીને પ્રતિ વર્ષે તે સરકારી બેન્ક જેવે સધર ઠેકાણે વ્યાજે મુકે તો, તેની મુડી પાંચ હજાર ઉપર પણ થઈજાય. અને તેની વૃદ્ધાવસ્થામાં તે કેટલો સુખી થાય, તેનો ખ્યાલ મારા વાચક મિત્રોને સહેજ આવશે, એમ હું માનું છું.

પ્રકાશની કીમ્મત અંધકારમાં, નિરોગીપણાની કીમ્મત રોગીપણામાં, ચક્ષુની કીમ્મત અંધપણામાં, શ્રોત્રની કીમ્મત, બહેરાપણામાં, ઘ્રાણુ અને જીભની કિમ્મત, ગંધ અને રસનો ઉપભોગ લેવા વખતે, વાયુની કીમ્મત "બ્લૅક હોલ" જેવા સ્થળમાં પાણીની કીમ્મત દુકાળમાં અગર સહરાના રેતીના રણમાં, અન્નની કીમ્મત ભુખમરામાં અને સુખની કીમ્મત જેમ દુઃખમાં થાય છે, તેમજ દ્રવ્યની કીમ્મત વૃદ્ધાવસ્થામાં થાય છે, તે પહેલાં એની અમૂલ્યતા તાદૃશ થતી નથી. આ વાત સત્ય છે પણ વિચારવાન પુરૂષો દુઃખમાં સુખનો અને સુખમાં દુઃખનો અનુભવ કરે છે. વળી તેઓ નિર્ધન અવસ્થામાં ધનિક અવસ્થા જેવો આનંદ ભોગવી શકે છે, અને ધનિક અવસ્થામાં દીનતા ભોગવી શકે છે. પણ એ સર્વે અવસ્થાઓ જ્ઞાનથીજ બદલાઇ શકે છે, અને જ્ઞાન એ કરકસર કર્યા વગર પ્રાપ્ત થતું નથી.

ઘણા મનુષ્યોના મનમાં કેટલીક જાતના વહેમો પેશી ગયા છે, તેને લીધે તેઓ ઘણી વખતે પોતાનો અમૂલ્ય વખત અને દ્રવ્ય બરબાદ કરે છે. એ વહેમો ઘણા પ્રકારના છે. માટે તેમાંના થોડાનીજ હકીકત હું નીચે જણાવું છું.

જ્યારે કેટલાક મનુષ્યોને પુત્ર નથી હોતો ત્યારે તેઓ અને વિશેષે કરીને તેમની સ્ત્રીઓ બાધા અને માનતા માને છે, પીર, ફકીર અને દેવ દેવીને પૂજે છે, જોશી, ભુવા, બ્રાહ્મણ, જોગી, જતિ આદિને પુજે છે, અને તેમના કહ્યા પ્રમાણે દ્રવ્યનો કુવ્યય કરે છે. તેઓના ઢોંગને મદદ આપે છે, પુષ્ટિ આપે છે, અને દેશના દારિદ્રમાં વૃદ્ધિ કરવાને મદદરૂપ થાય છે

૧ આવા કોઈ ભુવા કે જોશીએ બતાવ્યા પ્રમાણે પ્રતિવર્ષે તેઓ કોઈ દેવ દેવી પાસે જાય છે. અને અમુક જાતની લાપશી વડાં વિગેરે રાંધીને તે દેવ દેવીના ભુવા અને પુજારીને તૃપ્ત કરે છે. વિશેષ શકિત હોય, અગર માનતા માની હોય તો વધારે માણસોને પણ જમાડે છે, ડાકલાં મંડાવે છે, ભુવાને ધુણાવે છે, અને કાંકરાની પેઠે પૈસા વાપરે છે. આ પ્રમાણે અનગળ નાણાનો કુવ્યય કર્યા છતાં જ્યારે સંતાન પ્રાપ્તિ થતી નથી, ત્યારે તેઓ નિરાશ થાય છે, અને પોતાના નસીબને દોષ દે છે. પણ જો જાણે અજાણે ટપ્પો લાગી ગયો અને પુત્ર પ્રાપ્તિ થઈ તો દેવ કે દેવીનો મહિમા વધે છે. તે પુત્રના માબાપ બીજા દશને ત્યાં મોકલે છે, અને તેઓ પણ ઉક્ત રીતે પોતાનું દ્રવ્ય વાપરીને નાકવઢાની ન્યાતમાં ભળે છે. આ વહેમ એટલો બધો ઉંડા મૂળ ઘાલીને પેસી ગયો છે કે, તેને લીધે હિંદુલોકોના લાખો રૂપિયા દરવરસે બરબાદ જાય છે, અને હજારો ઢોગી અને આળસુ લોકો જેઓ આવા દેવદેવીના ભકતો કે આશ્રિતો હોવાનો દાવો કરે છે, તેઓને ઉત્તેજન આપનારા થાય છે.

૨ ઉપરજણાવ્યા પ્રમાણેની ઇચ્છાથીકેટલાક લોકો પીર પાસેજાયછે, ત્યાં મળીદા ચડાવે છે. અરે એક વખત જવાથી જાણે પૂરૂં થતું ન હોય તેમ દરવર્ષે ત્યાં જવાની તેઓ પ્રતિજ્ઞા કરે છે, અને હજારો રૂપીયાનો કુમાર્ગે વ્યય કરે છે. આવાં દૃષ્ટાતો ઘણે ઠેકાણે દેખવામાં આવે છે. શેત્રુંજા ગિરિ ઉપર જે પીર છે, તેના ઉપર તો દર વર્ષે હજારો ઘોડીયા ચડે છે. તેમાં કેટલીક વાર મેં તો પ્રત્યક્ષ નજરોનજર જોયેલું છે કે, આવે સ્થળે અન્ય ધર્મવાળા જાય તે તો ઠીક, પણ જૈન કુળમાં ઉત્પન્ન થયેલા અને મોટા મોટા ચાંદલા કાઢનારા, શ્રાવકના નામને ધારણ કરનારા અને ધાર્મિકમા ખપનારા પણ એવીજ રીતે પુત્રને માટે ઘોડીઆ ચડાવીને પોતાને કૃતાર્થ માને છે. આ જોઈને વિવેકી મનુષ્યો આવા આવા બાયલા અને નમાલા મનુષ્યો ઉપર કરૂણા કરે છે, અને ઉદાસ રહે છે. પણ કેટલાક ઓછી સમજવાળા ઉદ્ધત પુરૂષો તેજ વખત કહે છે કે,જૈનના

દેવો કરતાં પીરનો પ્રતાપ ઘણોજ વધારે છે, આવી નકામી વાતો કરીને તથા નિન્દા કરીને તેઓ કર્મ બાંધે છે.

૩ કેટલાક મનુષ્યો ફકીર પાસે જઈને તેની પ્રસાદી રૂપે ખાખ લે છે, અને તે દરરોજ ખાય છે. તેની આજ્ઞા પ્રમાણે દરરોજ ફકીરો જમાડે છે, પીર પાસે આઠ આઠ દિવસે લાપશી રાંધે છે, અને પૈસાનો ધુમાડો કરે છે.

૪ કેટલાકને હીસ્ટીરીયા થાય છે, ત્યારે તે ભુવા પાસે જાય છે, અને ત્યાં આખી રાત સુધી જાગરણ કરે છે, ડાકલા બેસારે છે, થાળી ગોળી પીટાવે છે, અને અનેક પ્રકારનાં તોફાન કરીને વખત અને દ્રવ્યનો દુરૂપયોગ કરે છે

૫ કેટલાક ધન, પુત્ર, સ્ત્રી આદિની પ્રાપ્તિ માટે દેવને સેવે છે આરાધે છે, અને સર્વદા તે માટેજ પ્રાર્થના કરે છે. પોતાના ખોરાકનો પ્રસાદ દેવને ધરે છે. પુલ, કેસર, અત્તર, ગુલાબ, ધૂપ, ઘી વિગેરે ચડાવે છે, અને સકામ ભક્તિ કરીને ધન પુત્રાદિ માગે છે. પણ આ મૂર્ખ લોકો વિચારતા નથી કે, દેવ તે શું કોઇ સિપાઈ, કોટવાળ કે વકીલની પેઠે લાલચુ છે કે, જેથી તેને પાંચની લાલચ આપી, પચીશનું કામ કરાવી લઇએ આ પ્રમાણે યોગ્યયોગ્યનો વિચાર કર્યા વિના વખત અને પસાનો ભોગ આપીને ઘણા લોકો પાયમાલ થાય છે

૬ કેટલાક મનુષ્યો નસીબનાજ દાસ હોય છે, એવા મનુષ્યો જે કાંઇ કાર્ય કરે છે, તે સર્વ જ્યોતિષના ભરૂંસા ઉપર કરે છે, તેઓ ગ્રહોથી બહુજ બીએ છે. કારણ કે ગ્રહ પ્રત્યેક કાર્યમાં એમના વચમાં આવી પડે છે, તેથી કામ બે દિવસનું હોય તેને માટે જોશી પાસે બે ચાર ફેરા ખાય છે, અને શનિ કે રાહુની ઉપાધિ દૂર કરાવવાને માટે પૂજા અને મંત્ર જાપ કરાવે છે. આવી રીતે આવા ગ્રહ પૂજકો પ્રત્યેક કાર્ય માટે વખત અને પૈસાનો ભોગ આપે છે, અને જ્યોતિષીઓને પૈસા આપીને સંતોષે છે, આવા જોશીઓ પોતે તો અંતઃકરણથી ગ્રહોના ફળાદેશને કદાચિતજ માનતા હોય છે, પણ

મૂર્ખ અને વહેમી માણસો તરફથી તેમને જે દ્રવ્ય પ્રાપ્ત થાય છે, તેથી તેઓ પોતાનો ઢોંગી ધંધો ધમધોકારે ચલાવે જાય છે. આવા જ્યોતિષીઓના ઢોંગને ફંદે ફસેલ હિંદુસ્તાનમાં અસંખ્ય લોકો છે. તેઓ ગ્રહોના ફળાદેશને માનીને નિરૂદ્યમી રહે છે, અને જીંદગી પર્યંત દારિદ્ર ભોગવે છે.

વહેમનાં ઉપર જે છ દૃષ્ટાંતો આપ્યા છે, તે તો માત્ર દિગ્દર્શનરૂપે છે, જે જે વહેમો ભારતની ભાગ્યહીન ભૂમિમાં પ્રચલિત છે, તેનું સંક્ષેપમાં પણ વર્ણન કરવા જઇએ તોપણ ગ્રંથ ગૌરવ વધી જવાની ધાસ્તી રહે છે, માટે વહેમને લીધે કુવ્યય કેવે કેવે પ્રસંગે કરવામાં આવે છે, તેમાંનાં થોડાંનાં નામ માત્રજ હું કહી જાઉં છું અને એ વિષે વિચાર કરવાનું મારા વાચક મિત્રોનેજ સોંપું છું.

નીચે દર્શાવેલાં કાર્યોમાં પૈસાનો જે વ્યય કરવામાં આવે છે, તે કુવ્યય છે, અને તે જ્ઞાનીઓને સમ્મત નથી, માટે તેનો ત્યાગ કરવો ઘટેછે.

૧ અધરણી વિગેરેમાં રાગ રંગ અને ભોજનનો જે ખર્ચ કરવામાં આવે છે, તે નકામો ખર્ચ છે.

૨ બાળકના સંબંધમાં શીતળા પૂજનનો, મંત્રનો અને તંત્રનો ખર્ચ વ્યર્થ છે.

૩ બાળકના બાળમોવાળા ઉતરાવવા વખતે તીર્થ સ્થળે કે દેવદેવી પાસે જવું અને ખર્ચ કરવો તે વ્યર્થ છે.

૪ સગપણ માટે જે દ્રવ્ય લેવદેવ થાય છે, તે વ્યર્થ છે.

૫ બાળકની છઠ્ઠીના દિવસનું ખર્ચ વ્યર્થ છે.

૬ વિવાહ વખતે ફુલેકું, વરઘોડો, ફુલવાડી, વેશ્યાનો નાચ, ચારણ, ભાટ અને બ્રાહ્મણોને દાન દક્ષિણા, ગૃહ શાંતિ, ગૃહ પૂજા, જોશી, કન્યાવિક્રય, શહેર ભોજન, ઈત્યાદિનો ખર્ચ વ્યર્થ છે.

૭ કન્યાનાં આણાનો કેટલોક લોકદેખાવનો ખર્ચ કુવ્યય છે.

૮ ગર્ભ રહેવાને માટે મંત્ર, જંત્ર, પીર, દેવતા દેવી વિગેરેમાં દેવું તે વ્યર્થ છે.

૯ મરણના ખર્ચમા હાડકાં ગંગામાં વહેવરાવવામાં, નવમું, દશમું, અગીયારમું, બારમું, તેરમું, માસિક શ્રાદ્ધ વિગેરેનો ખર્ચ વ્યર્થ છે. કારણકે તે મરનારને પહોંચતું નથી.

૧૦ હોળીનો ખર્ચ, મેળા ઉજાણીમાં ખર્ચવું, દીવાળીની રોશનીનો ખર્ચ, ચોપડા પૂજનનો ખર્ચ ઈત્યાદિ વ્યર્થ છે.

૧૧ નવીન મકાન બનાવીને ભોજન કરાવવું તે ખર્ચ વ્યર્થ છે.

આવી રીતે અનેક કુરૂઢીઓથી જે ખર્ચ થાય છે તે બધું વ્યર્થ છે અને જેથી પોતાનું કે પરનું સારૂં ન થાય તે બધું ખર્ચ તે કુવ્યય છે. અરે આવા નકામા ખર્ચથીજ હિંદુસ્તાન હલકી દશામાં આવ્યું છે, અને હજુ પણ અધિકાધિક આવશે પણ જો હવે વધારે અધમ દશામાં ન આવતાં ઉત્તમ સ્થિતિમાં આવવાની મરજી હોય તો મનુષ્યોએ ધર્મ ધર્મની નિન્દા મુકી મતપંથના ઝગડા મુકી; પરસ્પર પ્રતિ સ્પર્ધાપણું છોડી દઈ, સંપ કરી, ભ્રાતૃભાવ ધારણ કરીને ઉદ્યોગ કરવોજ જોઈએ. ઉદ્યોગની હવે બહુજ જરૂર છે. એના વિના સુખ સંપત્તિને હિંડોળે લોકો ચડવાના નથી, એના વિના હુન્નર કળાના શિખરે પહોંચવાના નથી, એના વિના વિદ્યા પ્રાપ્ત કરી શકવાના નથી, એના વિના આરોગ્ય સુખ મેળવી શકવાના નથી, એના વિના માનસિક બળ એકઠું કરવાના નથી, એના વિના હૃદયબળની દ્રઢતા કરી શકવાના નથી, અને એના વિના વિવિધ પ્રકારના વ્યવહારિક અને પારમાર્થિક કાર્યો કરી શકવાના નથી માટે હે આર્ય બંધુઓ! આપને વારંવાર સંબોધીને કહું છું કે, જો તમો તમારા તન, મન અને આયુષ્ય તથા દ્રવ્યની કરકસર કરશો તોજ તમે ખરેખરૂં સુખ મેળવવા શકિતમાન થશો.

ગરીબોનેજ કરકસરનો ગુણ ફાયદાકારક છે એમ સમજવાનું નથી ધનિકોને પણ તે ગુણ અનેક પ્રકારે લાભદાતા છે, કારણકે સો ઠેકાણાની આવક હશે, પણ જો કરકસર નહિ હશે, તો તે આવક કયા ગઈ, તેની ખબર પણ પડશે નહિ આ પ્રમાણે આવકનો કુવ્યય થવાથી લોક કલ્યાણ, દેશ હિત કે સાર્વજનિક લાભનાં ખાતાંને મદદ

પણ કરી શકાશે નહિ. પ્રત્યેક મનુષ્યે સારી રીતે સમજી રાખવું કે, ' ખાવું, પીવું અને મોજમજા મારવી ' એટલા માટેજ આ મનુષ્ય ભવ પ્રાપ્ત થયો નથી, માત્ર પોતાનો અને કુટુંબનો નિર્વાહ કરવાને માટે પણ આ ભવ નથી મળ્યો, તેમજ ક્ષણિક કીર્તિ કે નામનાને સારૂ હજારો રૂપીઆ ખરબાદ કરવા માટે પણ આ રત્નચિન્તામણિ તુલ્ય મનુષ્ય દેહ નથી પ્રાપ્ત થયો, પણ સ્વપર હિત કરવા માટેજ તે પ્રાપ્ત થયો છે, અને તે કાર્યની સાધનામાંજ મનુષ્ય જન્મની સાર્થકતા છે.

જો હિંદુસ્તાનનો પ્રત્યેક મનુષ્ય નિશ્ચય કરે કે, " આજથી મારે કુવ્યય ન કરવો, " તો પછી તે ગરીબ હોય કે તવંગર હોય, તેની હરકત નથી. પણ આવો નિશ્ચય જો કે પ્રત્યેક વ્યક્તિનો થાય તો, બહુજ અલ્પસમયમાં આપણો દેશ, તેની હાલની કરૂણાજનક સ્થિતિનો ત્યાગ કરીને પ્રાચીન ઉત્તમ સ્થિતિને ધારણ કરી શકે. અરે! પોતે ઉત્તમ સ્થિતિને પામે એટલુંજ નહિ, પણ અન્ય દેશોને અવલંબન સમાન થઈ પડે. પરંતુ મનુષ્ય માત્રનો આવો નિશ્ચય થવો એ કામ એકનું નહિ પણ સર્વનું છે, માટે દેશના ખરા હિત ઇચ્છનારા સર્વે સજ્જનોએ આળસ્યરૂપી શત્રુનો ઉદ્યોગરૂપી બાણોથી નાશ કરીને દેશમાં ઉદ્યમના જયના ડંકા વગાડવાની જરૂર છે.

હાલ આપણા આર્યદેશમાં જેટલું દ્રવ્ય કુવ્યયમાં વપરાય છે, તે વાપરવાની રૂઢિઓ બંધ કરીને જો દરેક જ્ઞાતિવાળા મનુષ્યો પોતાના દુઃખી બન્ધુઓને ઉદ્યોગના સાધનો પૂરાં પાડે, અને પોતાનો બચાવેલો પૈસો દેશમા ઉદ્યોગ, હુન્નર, વિદ્યા અને કળાના શિક્ષણની વૃદ્ધિ માટે વાપરે તો કેટલો લાભ થાય? આ બાબત માત્ર કહી જવા કરતાં તે વિષે થોડાંક ઉદાહરણો આપવાથી ઠીક સમજાશે એમ હું માનુ છું.

આપણા દેશમાં વારંવાર અને ઉપરાઉપરી દુકાળો પડે છે અને તેથી હજારો મનુષ્યો ભુખમરાથી મરી જાય છે આ વાતનો આપણને સારી રીતે અનુભવ છે હવે લોકોને દુકાળના સંકટથી બચાવવાને માટે સાધનો મેળવી આપવાની જરૂર છે, અને દુકાળ પડે

તોપણ લોકો હાલની માફક હેરાન થઈને અન્ન અન્ન કરતા મરી ન જાય, તેવા ઉપાયો કરવાની પણ આવશ્યકતા છે. દુષ્કાળની મોટી આફત સામે ટકવાને માટે આખા દેશનું એક "દુષ્કાળ ફંડ" મોટા પાયાપર સ્થાપવાની જરૂર છે તેમા ગંજાવર રકમ ભરવા ભરાવવાને માટે કમર કસીને નાના મોટા સર્વે મનુષ્યોએ યત્ન કરવો જોઈએ. તે ફંડના ઉત્પન્નમાંથી દેશના ગરીગ લોકોને એવા ઉદ્યોગો શીખવવા કે, જેથી દુકાલના વખતમાં પણ તેઓ લાચાર નહિ થઈ પડતાં સ્વાશ્રયથી પોતાનું ગુજરાન ચલાવી શકે, અને બીજા પોતાના બન્ધુઓને પણ મદદ કરી શકે. આવી ગોઠવણ જ્યાં સુધી થશે નહિ ત્યાં સુધી ગરીબ લોકો દુકાળની આફતમાંથી બચવાના નથી, અને ગરીબ લોકોના ઉદ્ધાર અને ઉન્નતિ થયા વગર દેશનું ખરૂં અને વાસ્તવિક હિત કદી થવાનું નથી. હવે આવી ગોઠવણુ કરવાને માટે દ્રવ્યની પહેલી જરૂર છે, તે વાત ખરી છે, પણ જે દ્રવ્યનો કુમાર્ગે કુવ્યય કરવામા આવે છે, તેનો ઉપયોગ જો આવુ ફંડ શરૂ કરવામાં થાય તો કેવું સારૂં ? દરેક સમજુ પુરૂષે સમજી રાખવું કે, કુવ્યય કરીને આળસુને ઉત્તેજન આપવું એ એક જાતનું પાપ અને દેશદ્રોહ છે. આવાં પાપમાં પોતે ન પડતાં બીજાને પણ તે પાપમા પડતા અટકાવવાની સર્વેને વિનંતિ કરવામાં આવે છે.

દુષ્કાળના વખતમાં બિચારાં મનુષ્યોને ઉદ્યમ નહિ મળવાથી તેઓ પોતાના પેટનું પણ પૂરૂં કરી શકતા નથી, તો બાયડી છોકરાંઓનુ તો પૂરૂ શી રીતે કરી શકે ? આવે વખતે પુરૂષ સ્ત્રીને અને માતા બાળકોને તજી દે છે, અને તેઓ બિચારાં ભૂખે મરતાં ટળવળી ટળવળી અન્ન વિના મરણુ પામે છે, અને આપણો "જીવરક્ષક" દેશ આવા બનાવો બનતા જોયા કરે છે. અહાહા ! આ કેટલું બધુ આશ્ચર્ય છે ? અરે ! જ્યાં કીડી, મક્ષિકા, માંકડ અને પક્ષી તથા પશુઓના જીવની પોતાના જીવ કરતા અધિક રક્ષા કરાય છે, તેજ સ્થળે અને તેજ દેશમા ઉત્તમ પુન્યવાન મનુષ્ય પ્રાણી ભૂખે ટળવળતાં અન્ન અન્ન કરતાં મરે છે, તે પ્રતિ કોઈને કરૂણા પણ ઉપજતી નથી, આ કેટલી બધી નિર્દયતા છે ? આ વાતનો વિચાર કરીને દરેક હિદવા-

સીએ પોતાનાં અંતઃકરણને પ્રશ્ન કરવો કે, "હું માનવબંધુને મારા બંધુ તરીકે ગણું છું કે નહિ ?" અંતઃકરણ તરફથી તુરતજ ઉત્તર મળશે કે, "તું નિર્દય દૃષ્ટિથી તારા મનુષ્ય બાંધવો પ્રતિ જુવે છે. કારણ કે, તું વિવિધ જાતિનાં અન્ન ખાય છે, અને તારા બંધુઓ તારીજ નજરે એના વિના રીબાઇ રીબાઇને મરે છે, તને રહેવાને મહેલ મળેલા છે, અને તે બિચારા તડકો, ટાઢ અને વરસાદમાં ખુલ્લા મેદાનમાં ઊઘાડા શરીરે પડયા રહે છે, તું રેશમ અને ઝીકનાં કપડાં પહેરે છે. અને તે બાપડાંને જાડાં પાતળાં ફાટા તુટાં ચીથરાં પણ મળતાં નથી. અહાહા ? આવી સ્થિતિ જોઈને તારૂં અંતઃકરણ ચીરાઈને કકડે કકડા કેમ થઇ જતું નથી ? આવું જોઇને તારૂં મન દયાથી કેમ પીગળતું નથી ? અરે ! આવું નજરે નિહાળવા છતાં તેઓના માટે તું તારા સર્વસ્વનો ત્યાગ કેમ કરતો નથી ? અરે ! જો તારા હૃદયમાં ખરેખર બંધુત્વ ભાવ પ્રગટ થયો હોય તો, તારી દૃષ્ટિ સમક્ષ આવી દશાના ભોગ થયેલા તારા બંધુઓને જોઇને તારે અવશ્ય તારા ફુગ્યચો બંધ કરીને તેમના માટે અનાથાશ્રમો કાઢવા-કઢાવવાની જરૂર છે. વળી દેશમાં ઉદ્યોગ હુન્નરની કેળવણી અપાય, તેવા ખાતા સ્થાપવાનાં ફંડ કરવાની પણ જરૂર છે દેશના ગામોગામના લોકો થોડી થોડી રકમો ભરીને પણ આવાં ફંડો એકઠાં કરે તો, વખત જતાં આવા ફંડોવડે હજારો ગરીબ માણસોને ગુજરાનનાં સાધનોની પ્રાપ્તિ થાય.

આપણા હિંદુસ્તાન દેશમાં 'સંતોષ ગુણને' બહુજ પ્રાધાન્ય આપવામા આવે છે. આ વાત બહુજ ઉત્તમ છે. પરંતુ સંતોષ શબ્દનો યથાર્થ અર્થ સમજીને ગ્રહણ કરવામાં આવે તોજ તેથી લાભ છે. નહિ તો "બકરૂં કઢતાં ઉંટ પેઠા" ની માફક તૃષ્ણા-ગેરવાજબી લોભને કાઢવા જતાં આળસ્યરૂપી મહા શત્રુ પેસી જાય છે. એનાથીજ જીવ આટલા કળ સુધી કાંઇ ઇચ્છિત કાર્ય કરી શકયો નથી. આળસ્યને લીધેજ તે સત્કાર્યનો આદર કરી શકતો નથી, કર્તવ્ય પરાયણ થઇ શકતો નથી, અને જનસમુદાયનું ભલું કરવાને ઉદ્યોગશીલ થઇ શકતો નથી, માટે તે આળસ્યરૂપી

મહા શત્રુથી વેગળા રહેવાની અને તેને બદલે ઉદ્યોગરૂપી બંધુને સેવવાની જરૂર છે. સંતોષ ગ્રહણ કરવો. એમ કહેવાનો આશય એવો નથી કે, આળસુ થઇને આત્મશકિતને મલિન કરવી, પણ અનીતિથી ઉત્પન્ન કરેલ દ્રવ્ય મેળવવા કરતાં નીતિથી મેળવવું તે શ્રેષ્ઠ છે, અને ઘણો પ્રયત્ન કરતાં છતાં પણ નીતિનું થોડું મળે, તોપણ સંતોષ રાખવો, એમ કહેવાનો આશય છે. તેનું જ્ઞાન ન હોવાથી અવળું સમજીને માણસો નીતિથી ઉદ્યમમાં મચ્યાં ન રહેતાં સંતોષનું બાનું આડું ધરીને આળસુ થાય છે.

મૂર્ખ મનુષ્યનું આવું કૃત્ય કેટલું બધું તેમને પોતાને અને દુનિયાને હાનિકારક છે, એ સમજવું મુશ્કેલ નથી. માટે ખોટો સંતોષ પકડી બેશી ન રહેતાં નીતિથી ઊદ્યોગ કરીને પૈસો મેળવવો, અને તેને કરકસર કરીને બચાવવો, તથા તે રીતે બચાવેલા પૈસાથી ગરીબ લોકોને મદદ કરીને ઉદ્યમે લગાડવા. દેશના કલ્યાણનો આ સર્વોત્તમ માર્ગ છે અને તે સર્વથી બની શકે તેવો છે. ઘણાં મનુષ્યોનાં શરીર મજબુત હોય છે, અને તેઓ કામ કરવાને ઉત્સુક પણ હોય છે, પંરતુ,તેમને કોઈપણ ધંધો ન મળવાથી તેઓને ભીખમાગવી પડેછે,ને તેમની શક્તિ કટાઇ જાય છે, અને તેઓ આળસુ થઇને દુઃખી થાય છે. હવે આવા ધંધા અને સાધન વગરનાં મનુષ્યોના ભલાને માટે તેમને ઉદ્યોગે લગાડવાનું એક ખાતું ઉઘાડવાની કેટલી જરૂર છે, તેનો વિચાર કરવાની હું મારા વાચક મિત્રોને ભલામણ કરૂં છું. દેશમાં જે જે કુવ્યયો થાય છે, અને તેને લીધે પૈસાનો જે ગેરઉપયોગ થાય છે, તે જયારે તદ્દન બંધ કરવામાં આવશે, ત્યારેજ આવાં ખાતાં ખોલીને તેમાં દ્રવ્ય વાપરવાનું લોકોને સુઝશે. એમ નહિ થાય, ત્યાં સુધી માત્ર મોઢાની વાતો કરવાથી દેશના નિરૂદ્યમી બેકાર લોકોનો ઉદ્ધાર થવાનો નથી, અને તેવી પ્રતિના લોકોની સંખ્યા જ્યાં સુધી દેશમાં ફભરાઇ જાય છે, ત્યાં સુધી ખરી દેશોન્નતિની આશા રાખવી તે વ્યર્થ છે, માટે હે મારા દેશી બંધુઓ ! પ્રથમ તો દ્રવ્ય નીતિથી અને ન્યાયથી ઉપાર્જન કરો, અને તેનો કુવ્યય ન કરતાં ઉપર જણાવ્યાં તેવાં ખાતાંઓ સ્થાપવાનાં ફંડો તમારા દ્રવ્યવડે ઉભાં

કરો. અમારૂં આ કહેવું સાંભળીને કેટલાકને તર્ક વિતર્ક ઉઠશે; અને તેઓ કહેશે કે, "અમે કમાઈએ અને દુનિયાને કેમ ખવરાવીએ ? લોકો પોતે કમાશે અને ખાશે." આ તેમના કથનનું નિવારણ કરવું મુશ્કેલ નથી. નાની અને સાદી વાત કરીને તેમને સમજાવીશું, એટલે તેમના મનનું સમાધાન સહજ થઇ જશે. તેવા લોકોને અમારૂં કહેવું એટલુંજ છે કે, સૃષ્ટિના નિયમ પ્રમાણે મોટા એટલે વયે, ધને, કે શકિતએ મોટા ગણાતા પુરૂષો નાનાને—ગરીબોને લાચારોને બાળકોને અને સ્ત્રીવર્ગાદિને અનાદિકાળથી પાળતા આવ્યા છે, માટે નાનાને મદદ કરવી, અને તેમનું રક્ષણ કરવું, તે મોટાની ફરજ છે. કુદરતનો આ નિયમ સર્વને સહજ દૃષ્ટિગોચર થાય તેવો છે, અને દરેક પ્રાણી આનો અનુભવ લેતો જણાય છે પ્રાણીઓ આ નિયમથી જીવે છે, ઉછરે છે, બચે છે, ઉંચે ચડે છે અને પોતાનાં સંબંધનાં વિવિધ પ્રકારનાં કાર્યો કરી શકે છે.

પરસ્પરની મદદ એ સૃષ્ટિના બંધારણની કુંચી છે શરીરના પ્રત્યેક અવયવો એક બીજાને મદદ કરવાનું માંડી વાળે તો દેહરૂપી રથ તુરતજ અટકી પડે. કુટુંબનો પ્રત્યેક મનુષ્ય પરસ્પર સ્નેહથી વર્તી પોતાને યોગ્ય કાર્ય ન કરે તો, કુટુંબરૂપી રથ સીધો ચાલી શકવાનો નથી, જ્ઞાતિનું પ્રત્યેક કુટુંબરૂપી ચક્ર જ્ઞાતિના રીત રીવાજ પ્રમાણે ન ચાલે તો, જ્ઞાતિરૂપી સંચો સરળ રીતે ચાલતો નથી, અને તેજ પ્રમાણે જો દેશનો પ્રત્યેક મનુષ્ય ઉદ્યોગ, સંપ અને સલાહથી ન વર્તે તો, દેશમાં સુખશાંતિ ફેલાતી નથી. આ વાત અનુભવ સિદ્ધ છે. શરીરનો એકે અવયવ બીજાની ઉપેક્ષા કરતો નથી, અને "એ પોતે પોતાની મેળે નભશે, મારે શું છે ?" આવો વિચાર કરતો નથી, પણ તેને પોતાથી બને તેટલી મદદ આપી તેનો નિભાવ કરે છે, અને તેના તેમ કરવાથીજ આ શરીરરૂપી ગાડી સારી રીતે ચાલે છે, અને તેના વિવિધ પ્રકારનાં કાર્યો કરી શકે છે પણ જો હાથ એમ કહે કે, હું આખો દિવસ લખું છું, લેણદેણ કરૂં છું, અને લાખો રૂપિયાની લેવડ દેવડ કરૂં છું. પગ જો એમ કહે કે, અમે હજારો ગાઉની મુસાફરી કરીએ છીએ, અને જ્યાં જવું

હોય ત્યાં ળખડ્યા સિવાય જવાને તૈયાર થઇએ છીએ. આંખો જો એમ કહે કે, અમે વાંચીએ છીએ, હિરા, માણેક રત્નાદિની પરીક્ષા કરીએ છીએ, સાચા ખોટા રૂપીયા પારખીએ છીએ, અને શ્રોત્ર ઘ્રાણાદિ પણ જો પોતપોતાની બડાઇ મારે અને પેટને કહે કે, તું કાંઇ કરતું નથી, આમ કહીને જો તેઓ પેટને મદદ કરવાને માટે કામ કરવાનું બંધ પાડે તો, તે પ્રત્યેક અવયવની પોતાની શી દશા થાય, તે આપણે સારી રીતે જાણીએ છીએ કારણ કે ઉદર સર્વને પોષણ આપવાનું કામ કરે છે, અને તેને મદદ મળતી બંધ થઇ કે તરતજ સર્વને પોષણ કરનારો ઝરો સુકાવા માંડે છે, અને તેને પરિણામે બધા અવયવો પોષણની પ્રાપ્તિના અભાવે સુકાઇને નિર્બળ નિસ્તેજ અને જડ થઇ જાય છે માટે દરેક અવયવે એટલે દરેક વ્યક્તિએ પોતાને યોગ્ય જે કામ હોય તે કરવાને ચુકવું નહિ. અને 'હું મોટું અને વધારે ઉપયોગી કામ કરૂં છું, અને બીજા અવયવો ઓછી અગત્યનું કામ કરે છે,' એવો કદિ પણ વિચાર કરવો નહિ. કારણકે દરેક અવયવ જે કામ કરે છે તેની અપેક્ષાએ તે મોટો છે.

ખરી રીતે મોટો નાનો કોઇ છેજ નહિ. સૌએ પોતાની શક્તિ અનુસાર પોતાની ફરજ અદા કરવાની છે, માટે પ્રત્યેક મનુષ્યે પોતાના પ્રારબ્ધ પ્રમાણે પોતાને માટે નિર્મિત્ત થયેલ કાર્ય કરવું. તેને માટે મિથ્યાભિમાન કે બડાઇ કરવી નહિ જેમ શરીરની ઉન્નતિ કે અધોદશાનો આધાર તેના દરેક અવયવના સુવ્યવસ્થિતપણા ઉપર છે, અને જેમ શરીરની ઉન્નતિ કરવી એ. પ્રત્યેક અવયવની સર્વોત્કૃષ્ટ અને પ્રથમ ફરજ છે. કારણ કે, જો આખા શરીરમાં એક પણ અવયવ નાદુરસ્ત હોય તો, બધા અવયવોને તેની અસર થાય છે, માટે સર્વે અવયવોને સુખી અને સ્વસ્થ રાખવાથી શરીર સારૂં રહે છે, અને શરીર સારૂં રહે, તોજ દરેક અવયવ સુખશાંતિ મેળવી શકે છે. તેમ દેશરૂપી શરીરમા મનુષ્યરૂપી અવયવ છે. અને જેમ શરીરમાં બધા અવયવો સરખા ઉપયોગી છે, તેમજ દેશમાં પણ બધાં મનુષ્યો સરખાજ ઉપયોગી છે, જેમ શરીરમા દરેક અવયવનુ તેટલુંજ કામ છે, તેમજ દેશમા પણ પ્રત્યેક વ્યક્તિનું તેના

પ્રમાણુમાંજ કામ છે, જેમ શરીરમાં એક અવયવને પીડા થવાથી આખા શરીરના સર્વે અવયવોને તે પીડાનો ધક્કો લાગે છે, તેમ દેશમાં એક વ્યક્તિને પીડા કરવાથી સર્વ મનુષ્યોને ભાગે થોડે થોડે અંશે પણ તે પીડા આવે છે. જેમ હાથ કપાવાથી આખા શરીરના સર્વ અવયવોમાં પીડા થાય છે, તેમ એક મનુષ્યને કોઈ મારે તો. તેનાં કુટુંબને, જ્ઞાતિને અને દેશીઓને પણ ગ્લાનિ થાય છે, માટે કોઇને પણ દુઃખ કે પીડા ન આપતાં સર્વને સુખ, આશ્વાસન અને મદદ આપવી, તે મોટામા મોટું અને ઉંચામા ઉચું મનુષ્ય કર્ત્તવ્ય છે.

ઉપરનાં ઉદાહરણથી આપને સ્પષ્ટ સમજાયું હશે કે દરેક મનુષ્યને સુખી કરવાની આપણી ફરજ છે, અને તે ફરજ અદા કરવાથી આપણે સુખી થઇએ છીએ. માટે કોઈ પણ મનુષ્યે એવો કદિ વિચાર સરખો પણ ન લાવવો કે, જેથી એક પણ પ્રાણી દુઃખી થાય. હવે પ્રસ્તુત વિષયના સંબંધમાં પ્રાણીઓને સુખી કરવાને માટે અમે એટલીજ ભલામણ કરશુ કે, પોતે દુઃખ વેઠીને પણ દ્રવ્ય મેળવવું, અને કરકસર કરીને તેનો સંચય કરવો, અને તેનો વ્યય જનહિતના કામમાં કરવો, એ મોટામા મોટો કલ્યાણકારક માર્ગ છે.

આધુનિકકાળની રાજ્યપદ્ધતિ, લોક લાગણી અને જનસમુદાયની વલણ જોતાં સહજ સમજાય છે કે, કેળવણીની બહુજ જરૂર છે. કેળવણીની અગત્ય કેટલી બધી છે, તે આ ઠેકાણે વિસ્તારના ભયથી ન લખતાં તેથી કેટલા બધા ફાયદા થાય છે, તેજ અત્ર સંક્ષેપથી દર્શાવવામાં આવે છે.

કેળવણીથી શરીર સામર્થ્ય, માનસિક શક્તિ, અને હૃદયબળ સારી રીતે વધે છે, અને તેથી આત્મ સેવા, કુટુંબ સેવા, જ્ઞાતિ સેવા, દેશ સેવા અને જગત સેવા સારી રીતે બજાવી શકાય છે. અરે એટલુંજ નહિ, પણ આ લોક અને પરલોકમાં સુખરૂપી અમૃતના ઘુંટડાનું પાન પણ એજ વડે કરી શકાય છે. હાલના સુધરેલા વખતમાં કેળવણીનો પ્રચાર કરવો એ અત્યંત અગત્યની વાત છે, અને તેને

માટે કેળવણી આપનારી શાળાઓ સ્થળે સ્થળે ઉઘાડવાની ઘણી જરૂર છે. પણ આ કામ પૈસા ખર્ચ્યા વગર બને તેમ નથી. માટે પ્રત્યેક દેશ હિતેચ્છુએ કરકસર કરી દ્રવ્યનો સંચય કરવો, અને તેના ઉપયોગના અમુક ભાગ કરીને એક મોટો ભાગ કેળવણીના કામમાં વાપરવાનો નિયમ કરવો.

અમેરિકા, ચીન, જાપાન અને યુરોપાદિ દેશોમાં હુન્નર અને કળા ઉપર વિશેષ લક્ષ આપવામાં આવે છે. પણ આપણા દેશમા તો દુર્ભાગ્યે આળસ, ઇર્ષ્યા, મત્સર અને પ્રમાદ ઉપર બહુ લક્ષ અપાય છે આ કેટલું બધું શોચનીય છે? દરેક મનુષ્યે એટલું તો ચોક્કસજ કરી માનવું કે, હુન્નર કળાની વૃદ્ધિ અને પ્રસાર થશે, તોજ દેશની ચડતી થશે, અને તેને માટે હુન્નર અને કળાને ઉત્તેજન આપવાનું ખાતું કાઢવાની આવશ્યકતા છે. કારણકે, એવાં ખાતાંની સ્થાપનાથી આપણી ગરીબ પ્રજાને ટેકો મળશે, અને તેઓ હુન્નરકળામાં પ્રવીણ થઇને દેશને સારી સ્થિતિમાં લાવી શકશે. એટલું તો નક્કી છે કે, "વાડ વિના વેલો સુધરતો નથી" માટે જ્યાં સુધી દેશના શ્રીમંતો કુવ્યય કરવાનું બંધ પાડીને પોતાનાં બચેલાં નાણાં ગરીબોને મદદ આપવાના કાર્યમાં નહિં ખર્ચે, ત્યાંસુધી દેશની ચડતી થવાની આશા રાખવી તે વ્યર્થ છે. ઉપયોગી કાર્યમા પૈસાનો વ્યય કરવો તેજ તેની ખરી સાર્થકતા છે.

દુનિયામાં મનુષ્યો ઘણે ભાગે અનાજ ઉપર જીવે છે, અને અનાજની ઉત્પત્તિનો આધાર દેશની ખેતીવાડીની આબાદી ઉપર છે. આપણા દેશમાં ગરીબોને અન્નના પણ સાંસા ભોગવવા પડે છે, તેનું કારણ આપણી ખેતીવાડીની નબળી સ્થિતિ છે. ખેડુતો બિચારા નિર્ધન અને કંગાળ હાલતમાં છે, તેની પાસે ખેતીનો ધંધો ચલાવવામા પૂરતાં સાધનો પણ નથી, જમીન ઉપરના કરો એટલા બધા ભારી છે કે, ઉપજનો બહુજ જુજ ભાગ ખેડુતોના હાથમાં રહે છે, તેથી તેઓ નિર્ધન અને પાયમાલ થતા જાય છે. પ્રતિ વર્ષે તેઓ મુડી વગરના હોવાથી ખેતીવાડીમાં સુધારો કરવાના ઉપાયો અજમાવી શકતા નથી, અને સારાં ખાતર વગર તથા સુધરેલી કૃષિ કળાની અજમાય-

શ વગર આ દેશની ભૂમિ જોઈએ તેવું ફળ આપતી નથી. સારી ઉપજ નહિ આવવાથી દેશના ગરીબ વર્ગોને ખોરાકનો તોટો પડે છે, કારણ કે ભારે મૂલ્ય આપીને ઉંચી જાતનું અનાજ તેઓ ખરીદ કરી શકતા નથી, હલકા અનાજના ખોરાક ઉપરજ તેઓ જીવે છે. આ પ્રમાણે આપણા દેશના ગરીબ વર્ગની સ્થિતિ અનેક રીતે દયા પાત્ર છે. યુરોપ, અમેરિકા અને આસ્ટ્રેલીયાના ખેડુતોની સ્થિતિ સાથે સરખાવતાં આપણા દેશના ખેડુતોની સ્થિતિ ઘણી દુઃખ પૂર્ણ દેખાય છે. અરે! જે ખેડુનો રાત દિવસ કાળી મહેનત કરીને રંકથી રાય પર્યંત સર્વને અનાજ પુરૂં પાડે છે, તેજ ખેડુતોની દયામણી સ્થિતિ નજરે જોયા છતાં આપણા દેશના સુખી અને શ્રીમંત મનુષ્યો તેમની સ્થિતિ સુધારવાને ઉપાયો કરતા નથી, એ કેટલી બધી ઉપકાર વૃત્તિની ખામી છે? વિચારવંત મનુષ્યો તો સમજ્યા વગર રહેશે નહિ કે, જે ખેડુત વર્ગ ઉપર આપણા જીવનનો મુખ્ય આધાર છે, તેવા ગરીબ બંધુઓને મદદ કરવાની ઉપેક્ષા કરવી, એ મોટામાં મોટી ભૂલ છે. અરે? તે મોટામા મોટો પ્રમાદ છે, અને તે પ્રમાદ જો સત્વર તજી દેવામા નહિ આવે તો, તેના ફળ બહુજ માઠાં આવવાનાં છે, એમ સૌએ ચોક્કસ સમજી રાખવું. માટે હે બંધુઓ? જો તમે દેશની ઉન્નતિ ઇચ્છતા હો તો, પ્રથમ ખેડુતોને મદદ કરો, તેમનાં બાળકોને ખેતીવાડીની કેળવણી આપો, એમને ખેતીના સાધનો પૂરાં પાડો, તેમનાપરનું જમીનનું મહેસુલ ઓછું થાય, તેવી લડત ચલાવો, તેમને સારૂં ખાતર, સારા બીઆં અને સારા યંત્રો પૂરાં પાડો, તેમને થોડે વ્યાજે નાણાં મળી શકે તેવી બેંકો અને પેઢીઓ સ્થાપો, અને તેમને દરેક પ્રકારની મદદ કરીને તેમની ઉન્નતિ કરો. જો તેમની વહેલી ઉન્નતિ થશે તો, તમારા દેશની પણ ચડતી વહેલીજ થશે. પણ જો તેમની ઉન્નતિ કરવામાં તમે બેદરકાર રહેશો, તો હાલ જે સ્થિતિમા તમે છો, તે કરતાં પણ કદાચ હલકી સ્થિતિમાં તમે આવી પડશો. આપણા જનમંડળરૂપી વૃક્ષનાં મૂળરૂપ ખેડુતો છે, માટે જે વૃક્ષનું મૂળ ખવાઇ ગયેલું હશે, તે વૃક્ષ થોડા કાળમાં અવશ્ય નાશ પામશે. માટે જો તમારી સારી સ્થિતિ કાયમને માટે

થાય તેમ કરવું હોય તો, તમારા ગરીબ ખેડુત બંધુઓને સહાય કરો.

અરે મિત્રો ! તમારા ગરીબ ખેડુત બંધુઓ જાડું પાતળું અનાજ અને જુવારની રાબડી ખાય છે, અને તમે મીઠાં મીઠા મિષ્ટાન્નો આરોગો છો, તમારા તે બંધુઓ ફાટાં તૂટાં ખાદીનાં કપડા પહેરે છે, અને તમે મલમલનાં, રેશમનાં અને કસબી વસ્ત્રો પહેરો છો, તે કેટલું બધું ગેરવાજબી અને ખેદકારક છે ? તેનો તમેજ તમારા મન સાથે વિચાર કરો. वसुधैवं कुटुम्बकं ( પૃથ્વી એજ કુટુંબ છે. ) આ એક રાજર્ષિનું વાક્ય છે, અને તેમા ઘણો ગૂઢાર્થ સમાયેલો છે, તે અર્થ બરાબર સમજીને આપણા સર્વ માનવ બંધુઓની ચડતી કરવાનો પ્રયાસ કરવો, તે આપણી પહેલી ફરજ છે

“ ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર ” એ એક પ્રચલિત કહેણી છે. અર્થ શાસ્ત્રના ઉત્તમોત્તમ નિયમનું તે કહેવત આપણને દિગ્દર્શન કરાવે છે. પણ તેમા સમાયેલો બોધ આપણા લક્ષમાંથી દૂર થયેલો જણાય છે. નહિ તો આપણે કૃષિ વિદ્યાના અભ્યાસ પ્રતિ જે દુર્લક્ષ હાલ બતાવીએ છીએ, તેમ કદી પણ કરીએ નહિ, પણ અત્યાર સુધી જે થયું, તે ગઇ ગુજરી વિસારી દઈને આપણે “ ખેતીનાં પુનરૂદ્ધારના ખાતાંઓ ” સ્થાપવાની તજવીજ કરવી જોઇએ છીએ, અને તેને માટે પણ આપણા બચાવેલા દ્રવ્યનો અમુક ભાગ જુદો કાઢવાની જરૂર છે. વળી આપણા જીવનનો જેટલો આધાર અનાજ ઉપર છે, તેટલોજ ઘી, દુધ, આદિ પૌષ્ટિક ખોરાક ઉપર છે, તે વાત સૌને અનુભવથી જણાયેલી છે, તો તે ઘી, દુધના આધારભૂત પશુઓ એટલે ગાયો, ભેંસો, પાડા,બળદો, બકરાં આદિની ઓલાદ પણ સુધરે અને વૃદ્ધિ પામે, તેમ થવાની પણ જરૂર છે. આવાં ઉપયોગી જનાવરોની ઓલાદ સુધારવા પ્રતિ આપણે અત્યંત બેદરકાર છીએ, તે ઘણું ખેદકારક છે.જ્યા સુધી આવા જનાવરોની વૃદ્ધિ થાય,એવાં ખાતાઓ ઉઘાડવામા નહિ આવે, ત્યાં સુધી ખેતીવાડીને સુધારવાની આપણી આશા સર્વાંશે કદી પણ ફળપ્રદ થવાની નથી.

આજ કાલ ક્રીશ્ચીયનો જેમ પોતાનો ધર્મ ફેલાવવાને માટે

દેશ વિદેશ પાદરીઓને મોકલીને ઉપદેશ અપાવે છે, અને તે પાદરીઓ જેમ પોતાના ધર્મની ખુબીઓ વિવિધ પ્રકારની યુક્તિઓ વડે બતાવે છે, તેજ પ્રમાણે આપણે પણ આપણા ધર્મના ફેલાવા માટે કરવાની જરૂર છે. આપણો ધર્મ સત્ય, પ્રિય અને સર્વ જીવોને હિત કર છે. તેનો ફેલાવો કરવાને માટે આપણે પણ પરદેશમાં ધર્મોપદેશકો મોકલવાની જરૂર છે, પણ આ પ્રમાણે ઉપદેશકો મોકલવાને માટે આપણે અમેરિકાનાં મીશન ખાતાં જેવાં ખાતાંઓ સ્થાપવા જોઇએ, અને તેને માટે દ્રવ્યના ભંડોળની જરૂર છે. હવે તેવાં ભંડોળો એકઠા કરવા માટે કુવ્યય કરવો મુકી દઇને આપણે કરકસરીયાં થવું, અને નાણાં બચાવીને આવા ધર્મ પ્રસારનાં ખાતા સ્થાપવાં એ જરૂરનું છે.

કરકસર કરીને બચાવેલો પૈસો વાપરવાને માટે ઉપર જણાવ્યા તેવા અનેક માર્ગો છે. ઘણા માણસો એમજ માને છે કે, ખાવું, પીવું અને મોજમજા માણવી એજ પૈસાનો ખરેખરો ઉપયોગ છે. આવો જે લોકો વિચાર કરે છે, તેમનું માનવું ભૂલ ભરેલું છે, એમ તેમને દાખલા દલીલોથી સમજણ પાડવી તે સમજુ મનુષ્યોનું કર્તવ્ય છે.

દરેક મનુષ્યે ઉપજ કરતા કદી પણ વધારે ખર્ચ રાખવું નહિ. દર માસે અને દર વર્ષે ખરચ કાઢતાં શિલિકમા વધારો થાય તેમ કરવું. જે વસ્તુની ઘરમા તુરત જરૂર નથી, તે વસ્તુ નકામી પડતર ખાતે લેવી નહિ. હરરાજીનો માલ વારંવાર લેવાની ટેવ પાડવી નહિ, કારણ કે તેથી કામ વગરની વસ્તુઓ અતિ સસ્તી મળતી જોઇને લેવાનું મન થાય છે .

કરકસર કરીને ભવિષ્યના સુખ માટે પૈસાનો સંગ્રહ કરી રાખ્યો હોય તો, તેથી વૃદ્ધાવસ્થામાં સુખ મળે છે, એટલુંજ નહિ, પણ કોઇ કારજ અકસ્માત આવી પડે છે, તો તે વખતે સંગ્રહ કરેલો પૈસો કામ લાગે છે. માટે નિત્યના ખોરાક પોશાક વિગેરે ગૃહ કાર્યના સઘળા વ્યવહારમાં કરકસરથી વર્ત્તવું, બીન જરૂરની વસ્તુઓ માટે

પૈસા વાપરી નાંખતા નહિ, પણ જ્યારે અમુક વસ્તુ જોઇએ ત્યારેજ લેવી, નહિ તો જ્યારે વસ્તુઓની ખરેખરી જરૂર પડે છે, ત્યારે પૈસા નહિ હોવાથી મોં વકાસીને બેશી રહેવું પડે છે, માટે જે લેવું તે ઉપયોગનું હોય, તેજ લેવું. આ બાબતમાં ઘણાજ મનુષ્યો અકુશળ હોય છે, અને તેથી તેઓ પૈસાનો દુરૂપયોગ કરતા અચકાતા નથી, અને પાછળથી પશ્ચાત્તાપ કરે છે. પણ જે મનુષ્યો પહેલેથી આગળ પાછળનો વિચાર કરીને કાર્ય કરે છે, તેને પાછળથી પસ્તાવાનું રહેતું નથી.

જે ખર્ચ કરવાથી કાંઈ લાભ ન થાય, પોતાના અને પારકાના તન, મન અને ધનની ઉચિત રીતે રક્ષા ન થાય, તથા જે ખર્ચ કરવાથી દુરાચાર, અવિદ્યા અને રોગની વૃદ્ધિ થાય, તેમજ જે ખર્ચ કર્યા વિના કામ અટકી પડે તેમ ન હોય, તે સર્વ પ્રકારનો ખર્ચ વ્યર્થ વ્યય કહેવાય છે, આવા પ્રકારનો કુવ્યય કરનારા અને પૈસાનો દુરૂપયોગ કરનારા હાલ ઘણા નજરે પડે છે. અરે ! એવા વિરલાજ ભાગ્યશાળી મનુષ્યો હશે કે, જેઓ આવા કુવ્યય કરાવનારી રૂઢીઓના ગુલામ થયા નહિ હોય,

હિંદુસ્તાન જે હાલની નિર્ધન અવસ્થાએ પહોંચ્યો છે તેનું મૂળ કારણ કુવ્યય, કુમાર્ગે ખરચ અને વ્યર્થ વ્યય એજ છે. અને હજી પણ જે અધમ સ્થિતિમાં હિંદુસ્તાન ડુબતો જાય છે તેનું કારણ પણ કુવ્યયને ઉત્તેજન આપનારા રીવાજોનું પ્રાબલ્યજ છે. માટે જેના દીલમાં દેશદાઝ હોય, તેણે તો આવા નકામા વ્યય અવશ્ય કરીને અટકાવવાનો પ્રયત્ન કરવો. જ્યાં સુધી આપણે આવા કુવ્યયો અટકાવશું નહિ, ત્યાં સુધી આપણી ચડતી થવી સંભવીત નથી, એમ આપણે ચોકસ સમજી રાખવું. આપ જાણતા હશો કે કુવ્યયથી હિંદુસ્તાનમા પ્રતિ વર્ષ કેટલા બધા દ્રવ્યનો દુરૂપયોગ થાય છે, તેની ગણત્રી કરવા બેશીએ તો. પુસ્તકોના પુસ્તકો ભરાય, માટે આ ઠેકાણે વિસ્તારના ભયથી વિશેષ લંબાણ ન કરતાં એટલુંજ જણાવીએ છીએ કે, કુવ્યય ન કરતાં સદ્વ્યય કરવો, અને કરકસરથી

પૈસો બચાવી સુમાર્ગે વાપરી દેશની ઉન્નતિ કરવી, એ પ્રત્યેક સમજુ મનુષ્યની ફરજ છે.

જે ખર્ચ કરવાથી પોતાના તથા પારકાનાં તન, મન, વિદ્યા, બુદ્ધિ, હુન્નર અને ધર્મની ઉન્નતિ થતી હોય, તેજ સદ્વ્યય કહેવાય છે. સર્વાશે આવા પ્રકારનું વ્યય કરાતું આપણામા હમણાં ક્વચિતજ જોવામાં આવે છે, અને તેમ નહિ થવાનું મૂળ કારણ અજ્ઞાન છે. હવે આવા અજ્ઞાનને દેશ નિકાલ કરવા સારૂ જ્ઞાનનો ફેલાવો કરવાની બહુજ જરૂર છે, અને તેના માટે ઠેકાણે ઠેકાણે કોલેજો સ્કૂલો પાઠશાળાઓ, મંડળો, સભાઓ, અને સોસાઇટીઓ સ્થાપવાની આવશ્યકતા છે આવી સંસ્થાઓની સ્થાપના કરવાને જે દ્રવ્ય જોઇએ તે કુવ્યય તજી કરકસરથી એકઠું કરવું, એજ સૌથી સરસ અને ઉત્તમ ઉપાય છે.

કરકસરના વિષય ઉપર જેટલું લખવા બેસીએ તેટલું થોડું છે, પણ વિદ્વાન વર્ગને મૂળ ઉપરથી વિસ્તાર કરતા અડચણ પડતી નથી, માટે સુજ્ઞ વાચકે આ સંક્ષિપ્ત લખાણ ઉપરથી પોતાની વિસ્તૃત બુદ્ધિ વડે વિસ્તાર કરીને નિશ્ચય કરવાની જરૂર છે. કરકસરના સિદ્ધાંતનાં થોડા સૂત્રરૂપ ટુંકા કથનો નીચે આપીને આ લેખ સમાપ્ત કરીએ છીએ અને આશા રાખીએ છીએ કે વાચકવર્ગ પોતાની પાત્રતા પ્રમાણે તેમાંથી સાર ગ્રહણ કરશે.

૧ કુમાર્ગે ખર્ચ કદી પણ ન કરવો.

૨ આવક કરતાં ખર્ચ વધારે કરવો નહિ.

૩ ઉપજનો $\frac{1}{3}$ ભાગ જમા રાખવો, $\frac{1}{3}$ ભાગ પરોપકારમાં કે વિદ્યા, હુન્નર, અને કળાના ઉત્તેજનના કામમા ખર્ચવો, અને $\frac{1}{3}$ ભાગ પોતાના અને કુટુંબના નિર્વાહાર્થે વાપરવો. આ પ્રમાણે વર્તવાથી થોડાજ વખતમા ફાયદો જણાશે

૪ ઢોંગીઓને ભરોસે રહીને પૈસાનો વ્યય કરવો નહિ

૫ નકામા દાગીના કે વસ્ત્રો ખરીદવા નહિ

૬ કરકસરથી બચાવેલ દ્રવ્યનો ઉપયોગ સદ્માર્ગે કરવો

૭ વહેમના પાશમાં પડીને નકામો વ્યય કરવો નહિ

૮ દ્રવ્યનો સંચય તે વખતના સંચયની બરાબર છે, અને વખતનો સંચય તે જીંદગીના સંચય તુલ્ય છે, અને જીંદગીનો સંચય તે આત્મ સંચય કર્યા બરાબર છે, માટે વિવેકી પુરૂષે કરકસરથી દ્રવ્યનો સંચય કરવાનો આરંભ કરવો.

---

# પ્રકરણ ૭ મું

## વ્યાખ્યાન સંગ્રહ

### ભાષણ ૧ લું.

## विद्या वृद्धिनी आवश्यकता.

તા ૧૬–૪–૧૯૦૩ના રોજ મી. ભીમસિંહ રતનસિંહના બંગલામાં રાત્રિના નવ વાગે વિદ્યા વૃદ્ધિની આવશ્યકતા ઉપર શા. શિવજી દેવશીએ એક ભાષણ આપ્યું હતું, જે વખતે જ્ઞાતિના સ્ત્રી પુરૂષોની સારી સંખ્યા હાજર થઇ હતી. ભાષણ કર્તાએ વીરપ્રભુની સ્તુતિ કર્યા બાદ પોતાનો વિષય શરૂ કરતાં જણાવ્યું કે, આજનો વિષય જેટલો કઠણ છે તેટલોજ અગત્યનો છે, તો મારી અપૂર્ણ ભાષામાં યત્કિંચિત્ સાર જણાય તે આપ સુજ્ઞો ગ્રહણ કરશો એવી પ્રાર્થના કરૂં છું. વિદ્યા એ દરેક કાર્ય કરવાને માટે અત્યંત ઉપયોગી સાધન છે, એમ જ્ઞાનીઓ પોતાના બનાવેલા ગ્રંથોમાં અને વચનદ્વારાએ જે કહે છે તે સત્યજ છે એટલુંજ નહિ પણ તે આપણને પ્રત્યક્ષ જણાય છે, તથા અનુભવાય છે. તેવી અતિ ઉપયોગી વિદ્યા કે જે એક દિવ્ય પ્રસાદી છે, અંતરચક્ષુ છે, જેમ બહિરચક્ષુ વગરનો માણસ બહિર વસ્તુના જ્ઞાનથી અજાણ રહે છે, તેમ વિદ્યારૂપી આંતર ચક્ષુ વગરનો માણસ આંતર અને બહિર બન્ને પ્રકારના ખરા જ્ઞાનથી વિમુખ રહે છે, માટે વિદ્યા સર્વ કોઈ મનુષ્ય દેહ ધારીએ પ્રાપ્ત કરવી તે તેમની

પ્રથમ ફરજ છે. વિદ્યા નહિ મેળવનાર માણસ પોતાનું અહિત કરીને દુઃખી થાય છે અને એ પ્રમાણે આત્મ અહિત કરનાર મનુષ્ય આત્મદ્રોહી થાય છે અને મહાપાપમાં પડે છે. તેનાં આલોક અને પરલોક બન્ને બગડે છે અને તેનો મનુષ્ય જન્મનો ફેરો વ્યર્થ જાય છે. વિદ્યા વિના સાંસારિક કે પારમાર્થિક કર્તવ્ય બજાવી શકાવાતાં નથી એમ આપણે પ્રત્યક્ષ જાણીએ છીએ તોપણ આપણી પાસે સાધનો છતાં આપણા બાળકોને આપણે જોઇએ તેટલી વિદ્યા ભણાવતા નથી તે આપણી કેટલી બધી ભૂલ છે? વ્યાપાર ધંધાના કામ જોગ ભણાવીને કુમળી વયમાં બાલકોને શાળાએથી ઉઠાડી લઇએ છીએ પણ ઉંચી કેળવણી વિના તેમની ઉંચી શક્તિઓ કેળવાતી નથી. તેઓ શરીરબળમાં ચાલાક દેખાય છે, પણ મનોબળ અને વિચારબળમાં મૂઢ જોવામાં આવે છે. માટે બંધુઓ? બાળકોને કેળવણી આપવાની બહુ જરૂર છે, અને આપણે પુરેપુરી કેળવણી નથી આપી શકતા તે આપણી કેટલી ભુલ છે, તેનો આપ વિચાર કરો. કહ્યું છે કે—

माता शत्रुः पिता वैरी, येन बालो न पाठ्यते ।
न शोभते सभामध्ये, हंसमध्ये बको यथा ॥

અર્થ—જે માતા પોતાના બાળકને ભણાવતી નથી તે તેની શત્રુ છે, અને જે પિતા પોતાના પુત્રને ભણાવતો નથી તે તેનો વૈરી છે, અને તે અભણ રહેલો પુત્ર પછી જેમ હંસની સભામાં બગલો શોભતો નથી તેમ [પંડિતોની] સભામાં શોભતો નથી.

હવે વિચાર કરો કે આપણે જો આપણા પુત્ર પુત્રીઓને અવિદ્વાન રાખીશું તો આપણે તેના દુશ્મન ગણાઇશું, અને હું નથી ધારતો કે તમો કોઇ પણ તમારા દીકરાના દુશ્મન ગણાઓ તે તમો પસંદ કરશો. તેમને સારૂં ખવરાવવાથી કે સારાં લુગડાં ઘરેણાં પહેરાવવાથી તમે માબાપ તરીકે કૃતકૃત્ય થશો નહીં પણ જ્યારે તમારા બાળકોને સદ્‌વિદ્યારૂપી આભૂષણ પહેરાવશો ત્યારેજ માબાપ તરીકે તમે સાર્થકતા કરી કહેવાશો.

આ દેશમાં વિદ્યાની કેટલી આવશ્યકતા છે તે કહેવા કરતાં એક ઉદાહરણ આપું છું. તે ઉપરથી આપ અનુમાન કરશો તો આપ સારી રીતે સમજી શકશો કે આપણે ખરેખર પશુજ છીએ. અને શ્રૃંગ તથા પુંછ વિના મનુષ્ય દેહ ધારણ કરીને પૃથ્વી ઉપર ભાર ભૂત છીએ એમ કહેવામાં કાંઇ પણ અતિશયોક્તિ ભર્યું જણાશે નહીં. કારણ કે ભર્તૃહરિ શતકમાં જણાવે છે કે—

येषां न विद्या न तपो न दानं ।
ज्ञानं न शीलं न गुणो न धर्मः ॥
ते मृत्युलोके भूवि भारभूता ।
मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥

અર્થ— જે મનુષ્યોની પાસે વિદ્યા, તપ, દાન, જ્ઞાન, શીલ, ગુણ અને ધર્મ નથી, તે આ મૃત્યુલોકમાં પૃથ્વી ઉપર મનુષ્ય રૂપ ધારણ કરનારા મૃગોની માફક રખડે છે.

આ કહેવું સત્ય છે અને તેને આપણે ખરેખર પાત્રજ છીએ. આપણા બાળકો આઠ વરસની ઉમરે દરરોજ એક આનો કમાય અને તે પંદર કે સોળ વરસની ઉમરે બે આના સુધી માંડ આવે પણ હવે તેના બે આના લેખે હીસાબ કરશો તો જણાશે કે આઠ વરસના આશરે રૂપીઆ ચારસો થશે પણ વર્તમાનના બે આનાની લાલચમાં નહીં પડતાં અને તેનાપર સંતોષ નહીં પકડતાં તેને સોળ વરસની ઉમર સુધી વિદ્યાભ્યાસ કરાવ્યો હોત તો તે ચારસેંનું સાટું તો એકજ વરસમાં વાળી આપત, અને તે પણ વળી સુખથી અને તે ઉપરાંત તે વિદ્યા ભણીને તમારા કુળના ભૂષણરૂપ થયો હોત તે તો જુદું.

વળી વિદ્યાની જેટલી જરૂર પુરૂષ વર્ગમાં છે તેટલીજ સ્ત્રીવર્ગમા છે, કારણકે સ્ત્રીઓની બુદ્ધિ, ચાલાકી, અને કાર્યકુશળતા ઉપરજ ગૃહવ્યવહારનો આધાર છે. માટે જો તે વિદુષી હશે તોજ તે સારાં કૃત્ય કરી શકશે. અને ઘર સંસાર સારી રીતે ચલાવી શકશે. કુટુંબ સાથે સંબંધ રાખનારનો તથા મેમાન પરૂણાનો વિનય વિવે-

કથી આદર સત્કાર કરી શકશે એટલુંજ નહિ પણ પોતાના બાળકો-
ના મનમાં પણ સારા નિર્મળ સંસ્કારો ઠસાવી શકશે. અને તેમને
કેળવણી આપી તેમનો આ ભવ અને પરભવ બંને સુધારી આપવાની
પોતાની પવિત્ર ફરજ અદા કરશે, એમાં કાંઇપણ સંશય નથી.

આપણી જ્ઞાતિમાં સ્ત્રી કેળવણીની અત્યંત અગત્ય છે એવું
સાબિત કરવાને પ્રમાણોની જરૂર નથી, પણ પ્રત્યક્ષ કન્યાવિક્રયાદિના
ક્રૂર રીવાજના પ્રસારથી જણાશે, એટલુંજ નહીં પણ કેટલીક વિધવા-
ઓ પોતાનો અમૂલ્ય વખત જે સ્થિતિમાં વ્યતીત કરે છે તે સ્થિતિ ખ-
રેખર દયા પાત્ર છે. આમ હોવાથી આપણી જ્ઞાતિમાં સ્ત્રીકેળવણી
આપવાની અવશ્ય જરૂર છે

વિદ્યા ઉપર ભર્તૃહરિ નીતિ શતકમાં જણાવે છે.

विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं ।
विद्या भोगकरी यशः सुख करी विद्या गुरूणां गुरुः ॥
विद्या बन्धुजनो विदेशगमने विद्या परं दैवतं ।
विद्या राजसु पूजिता नतु धनं विद्याविहीनः पशुः ॥

અર્થ—સદ્‌વિદ્યા એજ માણસનું રૂપ છે એજ છાનું ધન છે,
એજ ભોગને, યશને અને સુખને આપનારી છે. મોટામાં મોટો ગુરૂ
વિદ્યા છે. પરદેશમાં વિદ્યા બન્ધુના જેવી છે. વિદ્યા મોટું દૈવત છે,
રાજ્યમાં વિદ્યાને માન મળે છે, પણ ધનને માન મળતું નથી, અને
વિદ્યા વગરનો માણસ તે પશુ જેવો છે.

વળી કહ્યું છે કે—

न चोर हार्यं न च राज हार्यं ।
न भ्रातृभाज्यं न च भारकारि ॥
व्यये कृते वर्धत एव नित्यं ।
विद्या धनं सर्व धनं प्रधानं ॥

અર્થ—વિદ્યા એ એવું ધન છે કે જેને ચોર ચોરી શકતો નથી,

રાજા હરણ કરી શકતો નથી, ભાગીઓ ભાગ માગી શકતો નથી અને તે ભાર કરતું નથી. વાપરવાથી હમેશાં વધે છે આવું વિદ્યા ધન તે બધા પ્રકારના ધનમાં શ્રેષ્ઠ છે.

ખચીત શાસ્ત્રનું ઉપલું કહેવું અક્ષરેઅક્ષર ખરૂં છે. વિદ્યા ધન બધા પ્રકારનાં ધનમાં પ્રધાન એટલે મુખ્ય છે. હીરા,મોતી, સોનું રૂપું અને અન્ય કીમતી ધાતુઓને વિદ્યા સાથે સરખાવતાં તેઓ પાષાણવત્ છે. વિદ્યા એ એવું ધન છે કે જેને ચોર ચોરી શકતો નથી. કારણકે તે ધન હીરા, મોતી સુવર્ણાદિ ધનની પેઠે પેટી કે પટારામાં ભરી રાખેલું નથી. વળી તેને રાજા હરણ કરી શકતો નથી, કારણકે વિદ્યા ધન તો વિદ્વાનોના મગજરૂપ ગુપ્ત પેટીઓમાં ભરેલું છે, કે જ્યાં રાજાઓની હરણ કરવાની શક્તિ પહોંચી શકતી નથી. વળી વિદ્યા ધનમાં ભાઈ ભાગ માગી શકતો નથી. કારણકે વિદ્યારૂપી ધન અવિભાજ્ય એટલે ભાગ ન પાડી શકાય તેવું છે. વળી તે અન્ય પાષાણવત્ દ્રવ્યની પેઠે ભાર કરતું નથી. વળી અન્ય પ્રકારનાં દ્રવ્યો વ્યય કરવાથી ઓછાં થાય છે, ત્યારે વિદ્યારૂપી દ્રવ્યનો શિષ્ય અગર અધિકારી પાત્રો પ્રતિ વ્યય કરવાથી તે અજાએબ જેવી રીતે વૃદ્ધિ પામતું જાય છે. આવું વિદ્યા ધન તે સર્વ પ્રકારનાં દ્રવ્યમાં પ્રધાન છે. અરે આવા ઉત્તમોત્તમ દ્રવ્યની અભિલાષા નહિ કરે તેવો મૂઢ મનુષ્ય આ પૃથ્વી તલપર કોઇ નહિ હશે, એમ હું માનું છું.

વળી ભાઈઓ ! એકલા પોતાના પુત્રોનેજ કેળવણી આપીને બેશી રહેવાનું નથી. સ્ત્રી કેળવણીની અતિ અગત્ય છે તે હું અગાઉ કહી ગયો છું, અને અહીં ફરીને પણ મહાન નેપોલીયનના શબ્દો ટાંકીને જણાવું છું કે—

દોહરો.

કહે નેપોલ્યન દેશને, કરવા આબાદાન;<br>
સરસ રીત તો એજ કે, દો માતાને જ્ઞાન.

જો તમારી જ્ઞાતિને અને તમારા દેશને પુરેપુરો આબાદિમાં લાવવો હોય તો તેનો ઉત્તમોત્તમ ઉપાય એ છે કે માતાઓને જ્ઞાન

આપો. તેમને ભણાવી ગણાવી તાલીમબાજ બનાવો. તેઓ સુશિક્ષિત શાણી અને ધર્મ શીલ થાય તેમ કરો. કારણ કે માતાઓ સુધર્યા વગર તેમની પ્રજા કદી પણ સંપૂર્ણ રીતે સુધરવાની નથી. જેની માતાઓ, અજ્ઞાન, વહેમી અને કાયરતાને અનુમોદન આપનારી હોય છે, તેના પુત્રોએ કદી દેશનું દાલદર ફીટે એવાં કાર્યો કર્યા હોય એમ જોયું અગર સાંભળ્યું નથી. દુનિઆના જુદા જુદા દેશમાં જુદે જુદે સમયે જે મહા પંડિતો, વિદ્વાનો, કારીગરો, કવિઓ, નાટકકારો વક્તાઓ, યોદ્ધાઓ, દેશોદ્ધારકો, ધર્મોપદેશકો, સુધારકો, અને મહાત્માઓ થયા છે, તે સર્વેની માતાઓ દેવી સમાન અપૂર્વ રૂપ ગુણ, અને વિદ્યાથી અલંકૃત હતી. આવી સ્ત્રીઓની કુખેજ ઉમદા રત્નો પાકે છે, અને જગતને તારનારા જે રત્નો ઉત્પન્ન થયા છે, તે આવી રત્નગર્ભા મહાદેવીઓના ગર્ભમાંજ ઉત્પન્ન થયા છે. વળી પોતાના બાળકોને નાનપણથી મોટી ઉમર સુધી પહોંચાડવામાં જે અથાગ શ્રમ લઈ ઉચ્ચ ગુણો અને વિદ્યાનાં જે બીજ તે માતાઓએ રોપ્યાં હતાં તેને લીધેજ તેમના પુત્રો મહા પુરૂષોની ગણનામાં ખપવાને લાયક નીવડયા હતા.

હવે ભાઈઓ ! વિચારો કે આવી માતાઓ આપણા દેશમાં હાલ હજારોમાં તો શું પણ લાખોમાં પણ એક મળી શકે તેમ છે ? જયારે એવા ઉચ્ચ ગુણ વર્તનાદિવાળી માતાઓ મળી શકતી નથી ત્યારે ઉચ્ચ ગુણવાળા પુત્રોની આપણે શી રીતે આશા રાખી. શકીએ ? બીજને પોષનાર યોગ્યતાવાળી જમીનજ ન હોય ત્યાં બીજ પોતાના સર્વ ગુણો પુરી રીતે પ્રકાશમાં મુકી શકતું નથી અને તેને લીધે ફળ પણ મનમાની મીઠાશવાળું આવતું નથી, માટે પ્રથમ માતારૂપી જમીનોને સુધાર્યા બાદ સત્પુત્રોરૂપી ઉમદા ફળની આશા રાખજો માતાઓ સુધરેલી અને ભણેલી હશે તો બાળકોને શિક્ષણ આપવાનો અનેક પ્રકારનો બોજો પુરૂષને માથેથી ઓછો થશે અને તે ધંધામાં વધુ ધ્યાન આપી શકવાથી વધારે આબાદી મેળવી શકશે. માતાને સુઘડ તથા વિવેકી જોઈને બાલકો તે સદ્ગુણો અનાયાસે ગ્રહણ કરશે અને આપણો સંસાર જે હાલ અનેક રૂપે દુઃખરૂપ છે

તે સુખરૂપ અને સ્વર્ગ સમાન લાગવા માંડશે. અજ્ઞાનતાને લીધેઅનેક કુટુંબોમાં જે કજીયા અને કંકાસ અસ્તિત્વ ભોગવે છે તે નાબુદ થશે, સંપ, સ્નેહ, અને પ્રીતિની દૈવી પ્રસાદી દરેક આર્ય કુટુંબમાં વાસ કરી હમેશને માટે રહેશે અને આ બધુ શાથી થશે ? વિદ્યાથી, કેળવણીથી ઘરોઘર વિદ્યાનું શિક્ષણ પુત્ર પુત્રી તથા વહુઓને આપવા માંડો અને પછી જોઈ લ્યો તેનું શુભ પરિણામ. કુટુંબનાં જે બાલકો સુસ્ત અને ઉદાસીન લાગતા, શેરીના છોકરાઓ સાથે ફરીને આખો દિવસ વખત ગુમાવતાં તેમના ચહેરા ઉપર નવા તેજની રતાશ આવેલી તમે જોશો, તેમનું મગજ ખીલેલું, તેમની આંખ ચકોર થયેલી, તેમનો ચહેરો ગંભીર અને શાંત થયેલો તથા તેમનો સ્વભાવ વિનયી અને વિવેકી થયેલો તમને ઘણાજ અલ્પ સમયમાં દેખાશે. મારૂં કહેવું એમ નથી કે છોકરાઓને આખો દિવસ અભ્યાસમાં ગોંધી રાખો. તેમને હરવા ફરવાની તથા ખેલવાની છુટ આપો, પરંતુ તે ખેલ એવા જોઈએ કે જે કુટેવ કે દુર્ગુણ વર્ધક ન હોતાં મગજને ખીલવનારા અને બુદ્ધિને વધારનારા હોય.

એ વગેરે પ્રમાણોથી પ્રત્યક્ષ જણાય છે કે વિદ્યાની આવશ્યકતા છે, અને તેની આપણી કોમમાં અત્યંત ખામી છે. અને તે ખામી દૂર કરવાને કેટલાક સદ્ગૃહસ્થોએ એક ફંડ ઉત્પન્ન કર્યું છે, અને તેની સર્વ વ્યવસ્થા શ્રી પવીત્ર તીર્થ પાલીતાણામાં રાખી છે. તો તેનો લાભ લેવાને પોતાના બાલકોને મોકલવાની જે ગૃહસ્થોની મરજી હોય તેમણે ખુશીથી મારી સાથે મોકલવાં. ત્યાં ખાવા પીવા પહેરવા ઓઢવા અને ભણવાની સગવડ કરી આપવામાં આવશે.

મી. શિવજી દેવશીનું ઉપરનું,ભાષણ ખલાસ થયા બાદ જખૌના રહીશ મી. ચાંપશી કુંવરજી જીવરાજે અનુમોદન આપતાં જણાવ્યું કે પરમાર્થના કામ માટે મી. શિવજીભાઈ પોતાનો રોજગાર છોડીને આ પ્રમાણે ગામોગામ ફરી જ્ઞાતિ જનોમાં બોધ આપે છે, તે તેમને બહુ શોભા આપનારૂં છે. આપણી જ્ઞાતિમાં આવા પરોપકારી નર રત્નો જેમ બને તેમ વધારે થાય તેમ હું ઇચ્છું છું. અને તેઓ જન-

હિતના કામ માટે આ પ્રમાણે જે અથાગ શ્રમ લે છે, તેને માટે તેમનો સર્વની તરફથી ઉપકાર માનું છું અને તેમણે જણાવ્યાં તેવાં શુભ ખાતાં પાલીતાણામાં સ્થાપનાર ગૃહસ્થોનો પણ ઉપકાર માનું છું. બાળકોને કેળવણી આપવી તે અવશ્ય જરૂરનું છે. જે કાંઇ ઉત્તમ વસ્તુ કહીએ તો તે પહેલી વિદ્યા છે. આપણે આજે જે જે નવી નવી વસ્તુઓ જોઇ આશ્ચર્ય પામીએ છીએ તે વિદ્યાને આભારી છે.

વિદ્યા થકી ઈંગ્લંડ આખા હિંદપર રાજ્ય ચલાવે છે. આવા ખાતાઓમાં શ્રીમંતો કરતાં ગરીબ વર્ગના ભાઈઓ પોતાના બાલકોને કેળવણી આપવા અવશ્ય બહાર પડશે. અને શ્રીમંતો પણ જો આ રીતે ઉત્તેજન આપતા રહેશે તો ભવિષ્યમાં બહુ લાભ કારક થશે તેથી હું તમો ભાઈઓ પ્રતિ જણાવું છું કે જો કોઇ ભાઇની ઈચ્છા પોતાના બાલકોને કેલવણી આપવાની હોય તો તેમણે બે ધડક પોતાના પુત્રોને શિવજીભાઈ સાથે પાલીતાણા મોકલવા. ખાવા, પીવા, કપડાં, શિક્ષણાદિ અને જવા આવવાનું તથા છોકઓની તંદુરસ્તી સાચવવા સારૂ ખરચ કરવાનું કામ સખી ગૃહસ્થોએ પોતાને માથે લીધું છે, એટલે છોકરાને એકવાર મોકલાવ્યા પછી માબતરને કશી પણ ચિંતા કરવાનું રહેશે નહીં ટુંકામાં માબાપોથી વિશેષ પાલણ ત્યાં કરવામાં આવશે. બાર મહીને છોકરાઓને, માબાપોને મલવા આવવાની રજા મળશે. તે દરમ્યાન દર અઠવાડીએ પત્રદ્વારાએ શિક્ષણ અને તંદુરસ્તીની ખબર પુગાડવામાં આવશે. નાનપણથી બાલકોને આવી કેલવણી મળ્યાથી ભવિષ્યમાં આશીર્વાદરૂપ થશે. એ વગેરે વિવેચન કરી મી. ચાંપશીએ લોકોનાં મન ઉપર સારી અસર કરી હતી. છેવટે મી, ધનજી પાસુએ વિવેચન કર્યા બાદ વીર પ્રભુની જય બોલાવી સભા વિસર્જન થઈ હતી.

## ભાષણ ૨ જું.

# " ધન પ્રાપ્તિના સાચા ઉપાયો"

તા. ૨૧ મે સને ૧૯૦૩ ના રોજ "ધન પ્રાપ્તિના સાચા ઉપાયો" એ વિષય ઉપર કચ્છ નળીયાની જ્ઞાનશાળામાં શા. શિવજી દેવશીએ એક ભાષણ આપ્યું હતું. જે વખતે સ્ત્રી તથા પુરૂષ શ્રોતાઓની સંખ્યાથી દીવાનખાનું ચીકાર ભરાઇ ગયું હતું.

ભાષણકર્તાએ આરંભમાં વીર પ્રભુની સ્તુતિ કર્યા બાદ પોતાનો વિષય શરૂ કરતાં જણાવ્યું કે આ દુનિયામાં દ્રવ્ય વિના કોઇ પણ સંસાર વહેવારનાં કામો થઇ શકતાં નથી એમ સહુકોઇ જાણે છે અને તેટલા માટે તેની પ્રાપ્તિ સારૂ મનુષ્ય માત્ર અહોનિશ મહેનત કર્યા કરે છે, એટલુંજ નહિ પણ તેનાજ માટે જાણે જન્મ લીધો હોય તેમ તેની પાછળ તન, મનથી મંડયા રહે છે. આટલો બધો પ્રયાસ કર્યા છતાં પણ ઘણા મનુષ્યો યથેચ્છ દ્રવ્ય પ્રાપ્ત કરી શકતા નથી તેનું કારણ શું ? તેનો એક ઉત્તર એવો મળે છે કે જેવો પ્રયત્ન છે તેવાં સાધનો નથી અને તેના વિના કાર્ય સિદ્ધિ થવી મુશ્કેલ છે. કારણથીજ કાર્ય ઉપજે છે એ સિદ્ધાંત છે, અને તેને અનુસારે વર્ત્યા વગર કાર્યની સિદ્ધિ ઇચ્છવી એ ખરેખર ભૂલ છે. દ્રવ્ય પ્રાપ્તિના સંબંધમાં કેટલાક મનુષ્યો તો માત્ર નસીબનેજ પ્રધાન કારણ માને છે, અને અન્ય સર્વ કારણોને ગૌણ લેખે છે અને કેટલાક તો નસીબ વિના બીજા કોઇ કારણને માનતાજ નથી, અને વળી કેટલાક એવા પણ છે કે નસીબને ન માનતાં માત્ર ઉદ્યોગનેજ કારણ માને છે. આમાં સત્ય શું છે ? તે વિષે વિચાર કરતાં જણાય છે કે કેવળ નસીબને માનનારા ભુલ્યા છે,અને કેવળ ઉદ્યોગને માનનારા પણ ભુલ્યાછે, પણ જૈન શાસ્ત્રમાં પાંચ કારણો કહ્યાં છે, અને તે પાંચથીજ કાર્યની ઉત્પત્તિ થાય છે એમ સિદ્ધ કરી આપ્યું છે, એટલે કે કાળ, કર્મ, સ્વભાવ, ભાવીભાવ અને પુરૂષાર્થ એ પાંચ કારણોથી કાર્ય થાય છે. તેમાં પુરૂષાર્થને મુખ્ય માને છે અને બાકીનાને ગૌણ પદમાં રાખે છે.

આ વાતનો વિચાર કરતાં જણાય છે કે જેમ વરાળ, જળ, અને બરફ એ એકજ પદાર્થના પર્યાય છે એટલે જ્યારે તે પદાર્થ સૂક્ષ્મ હોય છે ત્યારે તેને વરાળ કહે છે અને જ્યારે કાંઈક સ્થૂળ થાય છે ત્યારે તેને જળ કહે છે. અને જ્યારે અતિ સ્થૂળ થાય છે, ત્યારે તેને બરફ કહે છે. તેમજ એક એવો સૂક્ષ્મ પદાર્થ છે કે જે વર્તમાનમાં હોય છે ત્યારે તેને પુરૂષાર્થ કે ઉદ્યોગ કહે છે. ભૂતકાળનાને નસીબની સંજ્ઞા આપવામાં આવે છે, અને ભવિષ્યમાં એનેજ ભાવી કહે છે. હાલનો યત્ન તે ઉદ્યોગ તેજ આવતા ભવમાં નસીબ થશે અને તેનું પરિણામ તે ભાવિભાવ એમ સિદ્ધ થાય છે. અને તે કાળ થીજ જણાય છે. માટે કાળને પણ કારણ માનવાની અગત્ય છે તેમજ પદાર્થ માત્રના સ્વભાવની પણ તેટલીજ અગત્ય છે. કારણ કે આંબાને ગમે તેટલા પ્રયત્નથી પાણી આપીએ પણ પોતાના સ્વભાવને છોડશે નહિ. તેમજ જે કાળે ફળ પાકવાનાં હશે તે કાળેજ પાકશે વિગેરે યુક્તિઓથી વિચારતાં એમ જણાય છે કે પાચ કારણ વિના કાર્યોત્પત્તિ થવી સંભવતી નથી. આમ હોવાથી આપણે બધાંએ વિચારવાનું છે કે આપણા હાથમાં આ પાંચમાંથી શું છે કે જેનો આપણે ઉપયોગ કરી શકીએ. જેમ સમુદ્રમાં વહાણ નાંખી ચલાવીએ ત્યારે સુકાનીના હાથમાં ફક્ત સુકાન હોય છે, પણ વરસાદ કે અન્ય કાંઈ પણ તેનાં હાથમાં હોતાં નથી, તેમ આપણા હાથમાં આ પાંચ કારણમાથી ઉદ્યોગ સિવાય અન્ય કાંઇ નથી. વળી કાળનો સ્વભાવજ પ્રતિક્ષણે બદલાવાનો છે, એટલે તે નવાનું જુનું અને જુનાનું નવું કર્યાજ કરશે. તેમજ પદાર્થ પણ પોતે પોતાનો સ્વભાવ મુકશે નહિ અને નસીબ તો પૂર્વની કરણીપર આધાર રાખે છે. એટલે તે પણ આપણા હાથમાં નથી અને ભાવીને તો આપણે દેખતા નથી. તો આ પ્રમાણે જોતાં આપણા હાથમાં ફક્ત ઉદ્યોગ રહે છે. આમ હોવાથી ઉદ્યોગરૂપી સુકાન હાથમાં રાખી આ જગતરૂપી સમુદ્રમાં દેહરૂપી વહાણ ચલાવવું જોઇએ. કહ્યુ છે કે,—

पूर्वजन्मकृतं कर्म तद्दैवमिति कथ्यते ।
तस्मात्पुरुषकारेण विना दैवं न सिध्यति ॥

અર્થ—પૂર્વ જન્મનું કરેલું કર્મ તે દૈવ એવું કહેવાય છે. તેટલા માટે પુરૂષાર્થ કર્યા શિવાય દૈવ કોઇ દિવસ ફળીભૂત થતું નથી.

यथाह्येकेन चक्रेण न रथस्य गति र्भवेत् ।
एवं पुरुषकारेण विना दैवं न सिध्यति ॥

અર્થ—જે પ્રમાણે એક ચક્રવડે રથની ગતિ ચાલતી નથી, તેમ પુરૂષાર્થ શિવાય એકલું દૈવ કોઇ દિવસ સફલ થતું નથી, માટે ગમે તેવું કામ દૈવપર ન નાખતાં તેમાં ઉદ્યોગ કરવો તે મુખ્ય છે.માટે ભાવિને ગૌણ પદ આપવું અને ઉદ્યોગને પ્રધાન પદ આપીને તે આચરવો તેજ ઉન્નતિનો માર્ગ છે.

પૂર્વ ભવમાં કરેલો ઉદ્યોગ, અને તેથી બધાએલ આ ભવ માટેનું જે ભાવી તે તો આપણા હાથમાં છે કારણ કે ઉદ્યોગ જો શુભ હશે તો ભાવિનું સ્થૂલ પણ શુભ બંધાશે, અને તેનું પરિણામ પણ શુભ આવશે, માટે જે મન, વચન અને કાયા વડે કરીને સત્પુરૂષાર્થ કરશે તે પોતાનું ભાવી સારૂ બાધીને આ ભવ અને પરભવમાં સુખી થઇ શકશે.

માણસે સુખી થવાને માટે ઊદ્યમ કરવો આવશ્યક છે. તે વાત તો આપણે કરી ગયા પણ જે ઉદ્યોગનો આરંભ કરીએ તે વિષે પ્રથમ વિચાર કરી જોવો કે તે શુભ છે કે અશુભ છે, નીતિયુકત છે કે અનીતિયુકત છે. શુભ પરિણામી છે કે અશુભ પરિણામી છે ? આ વાતનો નિર્ણય થયા પછીજ આગળ વધવું જોઇએ. અને એવો વિચાર કરીને આરંભેલો ઉદ્યોગ જરૂર ફલોત્પાદક થયા વગર રહેતો નથી હવે બંધુઓ, આટલી વાત થયા પછી આપને સમજાયઃ વગર રહ્યું હશે નહિ, કે ધન પ્રાપ્તિનો ખરો ઉપાય સત્પુરૂષાર્થ અથવા ઉદ્યોગજ છે ઉદ્યોગ કર્યા વગર જે લોકો દૈવઉપર આધાર રાખીને દ્રવ્ય મેળવવાને ઇચ્છે છે તેઓની ઇચ્છાઓ કદી ફળી ભૂત થઇ નથી,થતી નથી અને થવાની પણ નથી. માટે ભાઇઓ ! જેને દ્રવ્ય મેળવીને સુખી થવાની મરજી હોય તેણે કમર કસીને ઉદ્યોગ કરવા પાછલ અહોનિશ લાગ્યા રહેવું જોઇએ. તે વગર કદિ પણ કાર્ય સિદ્ધિ થનાર નથી.

મનુષ્યે બાલ્યાવસ્થામાં ઉદ્યોગ કરી વિદ્યા મેળવવી, કે જે વિદ્યા પોતાના બલે મનુષ્યને દ્રવ્ય મેલવી આપવામાં અનેક પ્રકારે સહાયભૂત થશે.

શ્રી. શિવજીનું ઉપર પ્રમાણેનું બોલવું પુરૂં થયા બાદ બીજા કેટલાક ગૃહસ્થોએ તે વિષયપર વિવેચન કર્યું હતું અને ત્યારબાદ મેળાવડો વિસર્જન થયો હતો.

---

ભાષણ ૩ જું.

# મનુષ્ય જન્મનું કર્ત્તવ્ય.

કચ્છ નળીયા ખાતે "મનુષ્ય જન્મનું કર્ત્તવ્ય" એ વિષય ઉપર **શા. શિવજી દેવશીએ** ભાષણ આપ્યું હતું. જેમાં તેમણે જણાવ્યું હતું કે, મનુષ્ય જન્મ અતિ દુર્લભ છે. એમ જ્ઞાનીઓ વારંવાર કહી ગયા છે અને તેના વિષે ગહન દશ દૃષ્ટાંતો આપેલાં છે. આપણે નિગોદરૂપી સ્વયંભૂ સમુદ્ર, એકેંદ્રિયરૂપી લવણ સમુદ્ર, વિકલેંદ્રિયરૂપી કાળોદધિ સમુદ્ર અને પશુ આદિ રૂપી મહાસાગર તરીને મનુષ્યરૂપી ખાબોચીયામાં આવ્યા છીએ. અર્થાત્ ભયંકર દુઃખો અને સાગરોપમના આયુષ્યરૂપી અપાર જળ ઓળંગીને થોડું આયુષ્ય અને થોડા દુઃખરૂપી થોડા પાણીમાં એટલે કે માત્ર પગજ ખુડે તેટલા પાણીમાં આપણે આવ્યા છીએ. હવે આપણે વધારે દૂર જવાનું નથી, કારણ કે પરમ સુખ જે મોક્ષ તેનું તો મનુષ્ય દેહ દ્વાર છે. તો હવે આ દ્વાર ખોલીને આગળ વધવાનોજ માત્ર પ્રયત્ન કરવાની જરૂર છે, એટલું કરશું એટલે કાર્ય સિદ્ધિ આપોઆપ થઇ જશે.

મનુષ્યભવમાં આપણને સ્વપરનું કલ્યાણ કરવાને માટે એટલી બધી સામગ્રી મળી છે કે જેનું વર્ણન કરતાં પાર પામવો કઠિન છે. આપણે સહુ જાણીએ છીએ કે, અનંત પુન્યરાશિના બળથી આ ભવ મળે છે, અને આ ભવમાં પાચ ઇન્દ્રિયો મન, વચન,

કાયા અને જ્ઞાન આદિ સાધનો કામે લગાડી શકીએ છીએ, અને ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ કરી શકીએ છીએ. માટે આવાં ઉત્તમ સાધનો યુક્ત નરદેહનો દુરૂપયોગ ન કરતાં સદુપયોગ કરવાની અત્યંત આવશ્યકતા છે. સ્વપરનું કલ્યાણ કરવું તેજ મનુષ્યભવનું મુખ્ય કર્તવ્ય છે. માટે જે મનુષ્ય તન, મન, ધનથી પરનું હિત કરે છે, અને પરોપકારના કાર્યો કરી સારી કીર્તિ સંપાદન કરે છે, તેજ માણસ આ સંસારમાં ખરી રીતે જન્મ્યો-અને જીવ્યો સમજવો. કહ્યું છે કે,—

यस्मिञ्जीवति जीवन्ति बहवः स तु जीवतु ।
काकोऽपि किं न कुरुते चञ्च्वा स्वोदरपूरणं ॥

અર્થ—જેના જીવવાથી ઘણાં માણસો જીવે છે તેવો માણસ ભલે જીવો, બાકી તો કાગડો પણ પોતાની ચાંચથી પોતાના ઉદરનું પોષણ કરે છે. માટે જે માણસ પોતાનો ઉદર નિર્વાહ કરવા ઉપરાંત બીજા અનેક માણસોને જીવાડી શકે પાળી શકે, તેમને ગુજરાનના સાધનો મેળવવામાં સહાયભૂત થઇ શકે તેજ માણસ જન્મ્યો તે પણ પ્રમાણ છે અને જીવ્યો તે પ્રમાણ છે. પણ બીજાઓ જેઓ જન્મ ધરીને માત્ર પોતાના હિતમાંજ અનુરકત રહે છે અને પર હિત સાધવાને માટે એક ક્ષણ પ્રયાસ કરનારા નથી, તેમનું જીવિત કાગડાના જીવનની પેઠે જગતને નિરૂપયોગી છે. વળી કહ્યુ છે કે,—

स जातो येन जातेन याति वंशः समुन्नतिम् ।
परिवर्त्तिनि संसारे मृतः को वा न जायते ॥

અર્થ—જેના ઉત્પન્ન થવાથી વંશ ઉન્નતિએ આવે તે પુરૂષજ જન્મ્યો કહેવાય છે. બાકી તો આ ભ્રમણ કરનારા સંસારમાં કોણ નથી મરતો અને કોણ નથી અવતરતો ?

હવે આ શ્લોકમાં કહેલા વંશ શબ્દનો જો આપણે જરા વિસ્તૃત અર્થ લઇએ તો એમ કહી શકાય કે, આ સચરાચર જગત એકજ વંશમાંથી ઉત્પન્ન થયેલું છે. માટે તેમાં વસતા પ્રાણી માત્ર અને

જડ પદાર્થો પણ આપણી સાથે એકજ વંશમાં ઉત્પન્ન થયા છે. હવે તેવા જગત રૂપી વંશનું કલ્યાણ કરવા માટે જે મહાત્માઓ ઉદ્યમ કરે છે તેવા પુરૂષોજ જન્મ ધરી કૃતકૃત્ય થયા કહેવાય છે, બાકી તો અનેક પુરૂષો અવતરીને પ્રારબ્ધ ભોગવી મરણ પામે છે, અને તેમણે પોતાની જીંદગીમાં કાંઈપણ જન હિતનાં કાર્ય કરી નામના મેળવેલી ન હોવાથી તેઓ કયારે અવતર્યા અને કયારે મરણ પામ્યા તેની નોંધ સરખી પણ રહી નથી.

હવે સ્વપરનું કલ્યાણ તે શું ? તે કેમ કરવું ? પ્રથમ તે કોણે કોણે કર્યું છે ? વિગેરે જાણવા માટે શાસ્ત્રના અધ્યયનની અને શ્રવણની જરૂર છે. કેટલાક જન શાસ્ત્ર શ્રવણ કર્યા પછી સૃષ્ટિમાં વિપરીત વર્તન થતું જોઈને કાળ ઉપર દોષ મૂકે છે. કેટલાક કર્મ ઉપર દોષ મૂકે છે કેટલાક ભાવી ભાવ ઉપર આધાર રાખે છે, તો કેટલાક ભવસ્થિતિની વાટ જુવે છે. વળી કેટલાક એમ કહે છે કે, કેવળી ભગવાને દીઠું હશે તેમ થશે. વળી કેટલાક ક્ષેત્રનો દોષ કાઢે છે, એવી રીતે અનેક નકામાં કારણો શોધી વખત બરબાદ કરે છે, પણ આમાં પોતાથી કેટલું બનશે તેનો વિચાર મુદલ પણ કરતા નથી. ધરમ કરણીમાં ઉદ્યમ મુખ્ય કરવો જોઈએ, માટે દરેક નાના મોટા શ્રીમંત કે ગરીબ મનુષ્ય દેહધારીઓની ફરજ છે કે, તેમણે પોતાના અન્ય માનવ બંધુઓ જેઓ આધિ વ્યાધિ અને ઉપાધિથી પીડાતા હોય, જ્ઞાનથી વિમુખ હોય, ધર્મ જ્ઞાન રહિત હોય તેમનાં દુઃખ દૂર કરી તેમને સન્માર્ગ બતાવવો, તે મનુષ્ય જન્મનું મોટામા મોટું અને ખરામાં ખરૂં કર્તવ્ય છે. પોતે તરવું, ઉદ્ધરવું, અને બીજાને તારવા તથા ઉદ્ધારવા.

હવે બન્ધુઓ ! ધર્મ તથા મનુષ્ય જન્મની ઉત્તમતા સંબંધમાં દરેક મનુષ્યે હર હમેશ હૃદયમાં કોતરી રાખવા યોગ્ય બે ચાર શ્લોકો આપને સંભાળાવી મારૂં ભાષણ સમાપ્ત કરીશ.

त्रिवर्गसंसाधनमंतरेण

पशोरिवायुर्विफलं नरस्य ।

तत्रापि धर्मं प्रवरं वदन्ति
न तं विना यद्भवतोर्थकामौ ॥

અર્થ—ત્રિવર્ગ ( ધર્મ, અર્થ અને કામ ) ના સાધન વિના માણસનું આયુષ્ય પશુના જેવું વ્યર્થ છે, અને તેમાં પણ ધર્મને શ્રેષ્ઠ કહ્યો છે. કારણ કે તેના વિના અર્થ અને કામ સાધી શકાતાં નથી.

यः प्राप्य दुःप्राप्यमिदं नरत्वं
धर्मं न यत्नेन करोति मूढः ।
क्लेशप्रबन्धेन स लब्धमब्धौ
चिन्तामणिं पातयति प्रमादात् ॥

અર્થ—જે મૂઢ પુરૂષ આ દુઃખે પ્રાપ્ત થવા યોગ્ય એવું મનુષ્યપણું પામીને યત્નવડે ધર્મ કરતો નથી, તે અતિ મહેનતે મેળવેલા એવા ચિન્તામણિ રત્નને ગફલતથી સમુદ્રમાં નાંખે છે.

स्वर्णस्थाले क्षिपति स रजः पादशौचं विधत्ते
पीयूषेण प्रवरकरिणं वाहयत्यैधभारं ।
चिन्तारत्नं विकिरति कराद्वायसोड्डायनार्थम्
यो दुःप्रापं गमयति मुधा मर्त्यजन्म प्रमत्तः ॥

અર્થ—જે પુરૂષ દુઃખે કરીને પ્રાપ્ત થાય એવા મનુષ્ય જન્મને પ્રમાદથી વ્યર્થ ગુમાવે છે તે સુવર્ણ થાળમાં ધુળ નાંખે છે. અમૃત વડે પગ ધુવે છે, ઉત્તમ હસ્તિ પાસે કાષ્ટનો ભાર વહેવરાવે છે, અને કાગડાને ઉડાડવાને વાસ્તે ચિન્તામણિને હાથેથી ફેંકે છે. એમ સમજવું.

ते धत्तूरतरुं वपन्ति भवने प्रोन्मूल्य कल्पद्रुमं ।
चिन्तारत्नमपास्य काचशकलं स्वीकुर्वते ते जडाः
विक्रीय द्विरदं गिरीन्द्रसदृशं क्रीणन्ति ते रासभं
ये लब्धं परिहृत्य धर्ममधमा धावन्ति भोगाशया ॥

અર્થ—જે અધમ પુરૂષો પ્રાપ્ત થયેલા એવા ધર્મનો ત્યાગ કરીને ભોગ વિષયની વાંછનાને અર્થે દોડે છે તે નરો પોતાના ઘરને વિષે ઉત્પન્ન થયેલા કલ્પવૃક્ષને ઉખેડીને ધંતુરાના વૃક્ષને વાવે છે, ચિન્તામણિ રત્નનો ત્યાગ કરીને કાચના કકડાનો સ્વીકાર કરે છે, તથા તેઓ પર્વતના જેવી ઉંચી કાયાવાળા હસ્તીને વેચીને ગર્ધભને ખરીદ કરે છે એમ જાણવું.



ભાષણ ૪ થું.

# सुखनुं वास्तविक स्वरूप.



મી. શિવજી દેવશીએ કચ્છ સુધરીમાં દેરાસરના ચોકમાં "સુખનું વાસ્તવિક સ્વરૂપ" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. તે વખતે શેઠ ભવાનજી દામજી, શેઠ ખીમજી ભોજરાજ તથા પટેલ નાગશી ભાઈ તથા આશારીયા ભાઈ વિગેરે સદ્‌ગૃહસ્થોની સારી સંખ્યા એકઠી થઈ હતી.

ભાષણ કર્તાએ આરંભમા વીર પ્રભુની સ્તુતિ કર્યા બાદ શ્રોતાઓને સંબોધીને કહ્યું કે પ્રિય બંધુઓ ! આજે આપણે 'સુખનું વાસ્તવિક સ્વરૂપ' એ વિષય ઉપર વાતચિત કરીશું. સુખ માટે પ્રાણી માત્ર પ્રયત્ન કરે છે, પણ સુખ તે શું, અને તે શી રીતે પ્રાપ્ત કરી શકાય, તેનું જ્ઞાન ઘણાને હોતું નથી. કેટલાક પૈસામાં સુખ માને છે, કેટલાક અધિકારમાં સુખ માને છે, કેટલાક સ્ત્રી પુત્રાદિકમાં સુખ માને છે, અને બહુ જુજ માણસોજ વૈરાગ્યાનંદમાં અને જ્ઞાનાનંદમાં સુખ માનનારા છે, પણ તે સર્વ જુદી જુદી દિશામાં પ્રયત્ન કરનારાઓ મતાગ્રહી હોવાથી પોતે માની લીધેલું સુખ તે ખરૂં, અને અન્ય સર્વની માન્યતા ભુલ ભરેલી છે, એમ બેધડક કહે છે. પણ ગૃહસ્થો ! ખરૂં સુખ તો તેજ કહેવાય કે જેનું પરિણામ દુઃખરૂપ ન હોય.

પૈસાનેજ સુખ માનનારાઓ બીચારા જાણતા નથી કેઃ—

जनयत्यर्जने दुःखं तापयंन्ति विपत्तिषु ।
मोहयंति च संपत्तौ कथमर्थाः सुखावहाः ॥

અર્થ—જે ધન, ઉપાર્જન કરવામાં દુઃખ આપે છે, વિપત્તિઓમાં પરિતાપ કરે છે, અને સંપત્તિમાં મોહ કરે છે, તેવું ધન સુખકારી કેમ કહેવાય ?

માટે ધન, સુખ આપનારૂં નથી એમ સિદ્ધ થાય છે.

વળી અધિકાર, અને સ્ત્રી પુત્રાદિક પણ ક્ષણિક સુખને આપનારાં છે. કારણકે તેઓ શાશ્વત અને ચિરસ્થાયી નથી, માટે તેમાં સુખ માની લેનારાઓનું મન્તવ્ય પણ ભૂલ ભરેલું છે. જેને આપણે સુખપ્રદ માનતા હોઈએ તેજ વસ્તુ જો પરિણામે આપણને દુઃખ ઉપજાવનારી થઇ પડે તો આપણે સમજવું કે, આપણું માની લીધેલું સુખ તે ખરૂં સુખ નથી, પણ તે માત્ર **સુખાભાસ** છે. સુખ તો એવુંજ હોવું જોઇએ કે, ત્રિકાલમાં કોઇ પણ કારણસર તેનું પરિણામ દુઃખરૂપ થઈ પડે નહિ. ત્યારે શું સ્ત્રી પુત્રાદિની પ્રાપ્તિને સુખ માનનારાની માન્યતા ખરી છે? તેનો હવે આપણે વિચાર કરીએ. સ્ત્રીઓ સદ્ગુણી ધર્મશીલ અને વ્યવહાર દક્ષ હોય તો વ્યવહારમાં અનેક પ્રકારે સુખ આપે છે, પણ તે સઘળું છતાં સ્ત્રી પુત્રાદિ અજરઅમર નથી, પણ નાશવંત છે. હવે જ્યારે તેઓ નાશ પામે છે, દૈવયોગે તેમનો અને આપણો વિયોગ થાય છે, ત્યારે તે વિયોગ આપણને અસહ્ય દુઃખદાઇ થઇ પડે છે. તેમના સંજોગ અને સમાગમથી જે સુખ આપણને મળતું તેથી ઘણું વધારે દુઃખ તેમના વિયોગથી આપણને ભોગવવું પડે છે.

चलं वित्तं चलं मित्रं चला भार्या चला मही ।
चलाचले च संसारे धर्म एको हि निश्चलः ॥

અર્થ—ધન, મિત્ર, સ્ત્રી, પૃથ્વી આદિ સર્વ ચલ છે. એવા ચલ અને અચલરૂપ સંસારમાં ધર્મ એકજ નિશ્ચલ છે, હવે આ પ્રમાણે આપણે જોઇએ છીએ કે, સ્ત્રી, પુત્ર, ધન, મિત્ર, પૃથ્વી અને અધિકારા-

દિની પ્રાપ્તિ ને ખરા સુખ અને આનંદને આપનારી નથી. પણ તે ક્ષણિક અસ્તિત્વવાળી હોવાથી શરૂઆતમા આપણને સુખ આપી મોહ પમાડે છે. પણ પરિણામે તે સર્વ અતિ દુઃખ આપનારાં થાય છે. અને તેમના પ્રત્યેની આપણી આંધળી આસક્તિ તે આપણા પરમાર્થ પદની પ્રાપ્તિના પ્રયત્નમાં ઓછી ખલેલ કરનારી નથી. માટે હવે આપ સારી રીતે સમજી તથા વિચારી શકશો કે, સ્ત્રી પુત્રાદિની પ્રાપ્તિમાં માની લીધેલું સુખ કેટલું મિથ્યા છે?

વળી ધન અને અધિકારની પ્રાપ્તિ તે ખરૂં સુખ છે કે નહિ. તેનો પણ જરા ફરીથી વિચાર કરીએ. તે સુખનો પણ ઉપર પ્રમાણે વર્ગમાં સમાવેશ થાય છે. કારણ કે ધન પણ અચલ નહિ, પણ ચલ છે. અધિકાર પણ પ્રારબ્ધ નિયમાનુસાર પરિમિત સમય સુધીજ અસ્તિત્વ ભોગવે છે. અને જ્યારે ધન કે અધિકાર પુણ્ય ક્ષયે આપણા હાથમાંથી જતાં રહે છે, ત્યારે આપણો અંતરાત્મા સૃષ્ટિ નિયમના અજ્ઞાનને લીધે દગ્ધ થાય છે, આપણું મન વિહ્વલ અને વ્યગ્ર બને છે, આપણો ચહેરો શોકાતુર દેખાય છે, આપણને સુવું, બેસવું, રમવું, જમવું કે મોજ મજાહ ગમતી નથી. આ પ્રમાણે ધન તથા અધિકારનો નાશ આપણને અનેક પ્રકારના દુઃખ આપનારો થઇ પડે છે. આ ઉપરથી સ્પષ્ટ સાબિત થાય છે કે, ધન વા અધિકારની પ્રાપ્તિથી મેળવેલું સુખ તે શાશ્વત તથા ખરૂ સુખ નથી પણ તે ક્ષણિક હોવાથી મિથ્યા છે.

હવે એકજ પ્રકારના સુખ વિષે વિચારવા જેવું રહ્યું છે. અને તે જ્ઞાનાનંદ, અથવા વૈરાગ્યાનંદથી ઉપજેલું સુખ છે. જો મેળવેલું જ્ઞાન તે ખરી અને સત્ય વસ્તુનું જ્ઞાન હોય અને ધારણ કરેલો વૈરાગ્ય તે મર્કટ વૈરાગ્ય નહીં, પણ સમજીને ગ્રહણ કર્યો હોય તો તે ખરા સુખને આપનારાં થાય છે. વૈરાગ્ય ધારણ કરનારાએ કે જ્ઞાન મેળવનારાએ પ્રથમ અધિકારી થવું જોઇએ, ઇંદ્રિયજીત થવું જોઇએ, મોહ માયા અને મમતાનો ત્યાગ કરવો જોઈએ, સંસાર અસાર છે, તેવી ખરી સમજણ તેમને આવવી જોઇએ, તથા અગાઉ હું શ્લોક બોલી

ગયો તેમાં કહ્યા પ્રમાણે પુત્ર, મિત્ર, સ્ત્રી, પૈસો એ સર્વ ચલ છે,અને ધર્મ એકજ નિશ્ચલ છે, એમ તેમની સંપૂર્ણ માન્યતા થવી જોઇએ. આવા સર્વ પ્રકારની પાત્રતા તેઓએ પ્રાપ્ત કરી હોય તોજ તેઓ ખરા સુખને મેળવી તેનો સ્વાદ લઇ શકે છે.

અનધિકારી માણસને કદાચ સત્સમાગમથી ખરૂં સુખ પ્રાપ્ત કરવા માર્ગ મળે તો પણ તે ગ્રહણ કરી શકતો નથી. અને ખરૂં સુખ કયું તેને તે ઓળખી શકતો નથી. માટે ગૃહસ્થો ! જો તમારે ખરૂં સુખ મેળવવાની ઇચ્છા હોય તો પ્રથમ સદ્‌વિદ્યા સંપાદન કરો. શાસ્ત્રનાં શ્રવણ, મનન, અને નિદિધ્યાસનનો મહાવરો રાખો. સત્સંગમાં રહો, ધર્માચરણ કરો, જગત્ તથા સ્ત્રી પુત્રાદિ અને ધન દોલત તરફના મિથ્યા મોહનો ત્યાગ કરો, પુણ્ય અને પરમાર્થનાં કામો આચરો અને ખરા તત્વનું—સત્ય સ્વરૂપનુ જ્ઞાન મેળવો. અને આટલું જ્યારે તમે કરી શકશો ત્યારે તમને ખરા અને સત્ય સુખનું આપોઆપ ભાન થશે. અને તમને જણાયા વગર રહેશે નહિ કે, નાશવંત વસ્તુમાં મિથ્યા મોહથી માની લીધેલું સુખ તે ખરૂં સુખ નથી, પણ ખરા જ્ઞાન અને વૈરાગ્યના પરિણામમાંથી ઉદ્દભવેલ સુખ, તેજ શાશ્વત ચિર સ્થાયી અને ત્રણે કાલમાં આનંદ આપનારૂં છે.

ગૃહસ્થો, હું આશા રાખું છું કે ખરા સુખની આવી સમજણ મેળવ્યા પછી તે મેળવવા પ્રયત્ન કરવા માંડશો, જગત્‌ના વૈભવના મિથ્યા સુખને વળગી ન રહેતા તમો પોતે અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિથી સત્ય સુખ મેળવવાને ઉદ્યુક્ત થશો, તથા બીજા તમારા ઓછી સમજણવાળા ભાઇઓને પણ તે સદ્‌માર્ગ બતાવશો અને તમારો તે શુભ પ્રયત્ન ફલપ્રદ થાઓ, એમ હુ ઇચ્છું છું.



## ભાષણ ૫ મું.

# ઐક્યતા.



શાહ શિવજી દેવશીએ રાંધણજરમાં "ઐકયતા" વિષે ભાષણ આપ્યું હતું, તે વખને શ્રોતાજનોની સારી સંખ્યા હાજર હતી.

શરૂઆતમાં ભાષણ કર્તાએ વીર પ્રભુની સ્તુતિ કર્યા બાદ જણાવ્યું કે, ગૃહસ્થો, આજે આપણે "ઐકયતા" અગર 'સંપ" એ વિષય ઉપર વાતચિત કરીશું. સંપ એ શબ્દના અર્થથી તમારામાંનું કોઇ અજાણ્યું હશે નહિ; કારણ કે દરેક ઘરમાં દરેક માણસનાં મુખથી તે વપરાતો શબ્દ છે, તે શબ્દના અર્થ પ્રમાણે વર્તન ચલાવવામાં આવે છે કે નહિ, તે જુદી વાત છે, પરંતુ વાણીદ્વારા તો તે શબ્દનો ઉપયોગ દરેક હીંદવાસી કરે છે. પણ તે શબ્દના અર્થ પ્રમાણે તેઓ વ્યવહાર ચલાવતા હોય તેવું ભાગ્યેજ જોવામાં આવે છે. આપણા દેશના કમનસીબે તે શબ્દના અર્થ પ્રમાણે અમલ કરવાથી સદ્બુદ્ધિ થોડાનેજ સુઝે છે. જો કે અજ્ઞાન સ્ત્રીઓ અને બાળકો પણ સંપથી ઘણા ફાયદા છે તેમ બોલતાં જોવામાં આવે છે પણ તેઓજ પોતાના કુટુંબ અને નાતમાંથી સંપને દેશવટો આપીને કુસંપને આદરમાન આપતાં હર હમેશ દૃષ્ટિએ પડે છે.

બંધુઓ, સંપ એટલે સલાહ સંપથી એકઠા રહેવું, એક બીજાને મદદ કરવી દ્વેષભાવ, ઇર્ષા અને દુશ્મનાઇ તજી દઇ પોતાથી બનતી મદદ એક બીજાને આપવી, અને સાર્વજનિક હિતનાં કાર્યમાં તો ખાનગી દ્વેષ પણ અળગો રાખી સર્વેએ એકઠા મળી એક દીલથી કામ કરવું, આનું નામ તે સંપ અગર એકયતા. વ્યક્તિની તેમજ સમૂહની આબાદી માટે સંપની બહુ આવશ્યકતા છે. તેના વગર અનેક કુટુંબો દેશો અને મોટાં રાજ્યો તથા મહારાજ્યો પણ પાયમાલ થયાં છે, તેના અભાવે અનેક દેશોને પરતંત્રતાની ધુંસરીમાં ફસાઇ ઝુરાવું

પડ્યું છે, તેના અભાવે અનેક આબાદ કુટુંબોના લાયક માણસોને પ્રતિષ્ટા ગુમાવી ભીખારી હાલતમાં આવવું પડ્યું છે, રોમન રાજ્ય, ગ્રીસનું રાજ્ય, આરબોનું અને ઇજીપ્તનું રાજ્ય, તથા હિંદુસ્તાનના રજપુતોનું, મુસલમાનોનું અને મરાઠાનું રાજ્ય સંપ છોડી દેવાથીજ પાયમાલ થઇ હમેશને માટે અસ્ત પામી ગયાં છે. અનેક મોટાં ગણાતાં કુટુંબોમાં કુસંપનો ઝેરી સડો પેસવાને લીધે ભાઇઓમાં, બહેનોમાં, વહુઓમાં, દીકરીઓમાં તથા વૃદ્ધ ગણાતા વડીલોમાં પણ નીચ સ્વાર્થ બુદ્ધિએ પ્રવેશ કરી તેમની પાયમાલી અને ખાનાખરાબી કરી છે.

જાદવોનો નાશ, પાંડવ કૌરવોનું યુદ્ધ, પૃથ્વીરાજનો પરાજય, મુગલોની અધોગતિ, અને વસાઈના તહનામા પછી મરાઠાઓમાં થયેલા માંહિ માંહિના કલેશો, તથા છેવટે અંગ્રેજ જેવી પરદેશી પ્રજાનું હિંદ માથે સ્થપાયેલું સામ્રાજ્ય, તે સર્વ રાજકીય કુસંપનાંજ પરિણામો છે. અરે ભાઇઓ ! કેટલાં બધાં કુટુંબ અને દેશની પાયમાલી કુસંપરૂપ ક્રૂર રાક્ષસે કરી છે, તે તમે જાણુતા છતાં, સાંભળવા છતાં, અને અનુભવતાં છતાં પણ હજી તમે દેશમાંથી અને જ્ઞાતિમાંથી કુસંપને દેશવટો આપવાને ઉશ્કેરાતા નથી તે નવાઇની વાત છે.

અલબત, સંપ રાખવામાં મનના કેટલાક ઉંચા ગુણોની જરૂર છે, તેમાં સ્વાર્થ ત્યાગ રાખવો જોઇએ, મન મોટું રાખવું જોઇએ, નાના જાતીય લાભો વિસારી મેલીને સામાજીક લાભોને વિશેષ મહત્વના ગણવા જોઇએ, અને ફલ પ્રાપ્તિને માટે ત્વરા ન કરવી જોઇએ. કહ્યું છે કે,—

जलबिन्दुनिपातेन क्रमशः पूर्यते घटः ।
स हेतुः सर्वविद्यानां धर्मस्य च धनस्य च ॥

એકેક પાણીનું ટીપું પડવાથી ધીમે ધીમે ઘડો ભરાય છે, અને સર્વ પ્રકારની વિદ્યા, ધર્મ કે ધન પ્રાપ્તિના સંબંધમાં પણ તેજ રીતી લાગુ પડે છે.

જેમ નાનાં નાનાં વરસાદનાં ટીપાં પડવાથી મોટાં મોટાં સરો-

વરે, નદીઓ અને સમુદ્રો જલથી પૂર્ણ થાય છે, તેમ નાના નાના તથા ઓછી શક્તિ અને ગુણવાળા માણસો હોય છતાં તેમના સમૂહથી ( ઐક્યતાથી ) કુટુંબો અને જ્ઞાતિઓ તથા દેશો આબાદ થયા વગર રહેતા નથી. તંતુના સમૂહથી જેમ પટ બને છે, મૃત્તિકાના કણના સમૂહથી જેમ ઘટ બને છે. નાના પથરા કે ઇંટોના સમૂહની તાજમહેલ અને પીરમીડ જેવી ભવ્ય અને સાનંદાશ્ચર્ય પમાડનારી ઇમારતો બને છે, તેવીજ રીતે થોડી લાયકાત અને થોડી બુદ્ધિ, શક્તિ અને બળવાળાં જો અનેક મનુષ્યો ભેગાં થાય તો તેઓ દુનિયાને હેરત પમાડે તેવાં કાર્યો કરી શકશે તેમાં લેશમાત્ર પણ સંશય નથી.

હવે સંપ રાખવા ઇચ્છનાર માણસે જે ઉંચા ગુણો હૃદયમાં ધારણ કરી રાખવા જોઇએ તે હું અગાઉ જણાવી ગયો છું. તેવા ઉંચા ગુણો જેના હૃદયમાં વાસ કરી રહ્યા હશે તેઓજ સંપને યથા-યોગ્ય સન્માન આપી શકશે. પણ આપણા દેશને દુર્ભાગ્યે આવા દૈવી ગુણોવાળા એટલે નિઃસ્વાર્થી વૃત્તિવાળા અને મોટા મનવાળા માણસો આપણા દેશમાં હાલ જવલ્લેજ માલુમ પડે છે. દરેક કુટું-બમાં ઝેર, વેર, પક્ષાપક્ષી અને સ્વાર્થબુદ્ધિ વાસ કરી રહેલા જોવામાં આવે છે. રાજા રજવાડાને ત્યાં તો તેથી પણ વધારે શોચનીય સ્થિતિ છે. રાજાઓ દુર્બુદ્ધિવાળા અને નાલાયક થયા છે અને મોટા અધિ-કારીઓમાં તેમજ હલકા નોકર વર્ગમાં સંપનું નામ નિશાન દેખાતું નથી. એક બીજાની ચાડી તથા નિન્દા કરવામાં અને એક બીજાનું અહિત કરવામાં સૌ કોઈ મંડયા રહે છે, આને પરિણામે રાજ્યનું, રૈયતનું, અને નોકર વર્ગનું, ત્રણેનું હિત એક સરખી રીતે બગડે છે તોપણ તેનો વિચાર આવે છેજ કોને ?

ગૃહસ્થો, આ પ્રમાણે દેશની દશા બહુ ખેદ ઉપજાવનારી થઈ પડી છે. કુસંપના કડવાં ફળ ચાખવા છતાં પણ માણસોની આખ ઉઘડતી નથી,અને તેમને સંપ કરવાનું સુઝતું નથી એ કમભાગ્યની નિશાની છે. એ વાંકા દહાડાનું ચિન્હ નહિ તો બીજું શું ? પણ ભાઇઓ, હવે તો હદ થઇ છે, અરે આપણે, આપણા ગરીબડા દેશે,

અને આપણી નિર્દોષ, નિરપરાધી હીંદુ પ્રજાએ અત્યાર સુધી બહુ સહન કર્યું છે. હે ભાઇઓ, હવે તો આંખો ઉઘાડો તથા નિદ્રા અને ગાફલપણું છોડી દઈ સંપની કિમ્મત કરો. તેને તમારા ઘરમાં સન્માન આપી દાખલ કરો. સંપ એ એક શ્રી સંપત્તિ અને આબાદી લાવનારો દેવ છે તેનો સત્કાર અને પૂજન કરશો, અને તેની રાત દિવસ સેવા કરવા માંડશો, તો બહુજ અલ્પસમયમાં તમારી કંગાલીયત દફે થશે, દ્વેષભાવ અને સ્વાર્થબુદ્ધિ તમારામાંથી દૂર ભાગશે, પક્ષપાત પોબારા ગણશે, અદે-ખાઈ અગીઆરા ગણશે અને સર્વ પ્રકારનું સુખ તથા સમૃદ્ધિ તમે પ્રાપ્ત કરી શકશો. પણ આ બધું કયારે થશે? જ્યારે સંપના સતત સેવનથી તમારૂં મન નીચેના શ્લોકમાં વર્ણવ્યા પ્રમાણે ઉદાર થશે ત્યારેજ. મહાત્મા ભર્તૃહરિ કહે છે કે :—

अयं निजः परो वेति गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ॥

અર્થ—આ મારૂં છે, અને આ પારકું છે. એવી ગણત્રી હલકા મનવાલાનેજ હોય છે, પરંતુ જેઓનાં દીલ ઉદાર છે, તેઓનેમન તો આખી પૃથ્વી કુટુંબ રૂપ છે.

વાહ! મોટા મનવાળાનું કેવું સરસ ચિત્ર અને વર્ણન આ નાનકડા શ્લોકમાં છે. અરે આર્યાવર્ત્ત, તારો એવો ભાગ્યોદય કયારે થશે કે જેના યોગે આવા ઉદારચરિત પુરૂષો ઘરોઘર, ગામેગામ અને શહેરે શહેર સંખ્યાબંધ ઉદ્ભવવા લાગશે.

આવા પુરૂષોજ સંપની કીમત સમજી તેને સન્માન આપે છે. બાકી આપણા જેવા સાંકડા મનના અને સ્વાર્થી બુદ્ધિના પામર જીવો તો તેના ફાયદા ન સમજવાથી ગાફેલ રહી તેનો સ્વીકાર ન કરતાં ઉલટા અવળે રસ્તે ચઢીને પાયમાલ અને ખુવાર થાય છે.

હવે ગૃહસ્થો, સંપ વિષે હું જે આટલું બોલ્યો છું. તે લક્ષમાં લઇને, અરે મમ ગરીબની અરજ સાંભળીને આપ જો કુટુંબમાં અને જ્ઞાતિમાં સંપ કરાવવાનો યત્કિંચિત્ પણ પ્રયત્ન કરવા માંડશો, તો મારો યત્ન સફલ થયેલો હું માનીશ.

---

## ભાષણ ૬ ઠું.

# केळवणीनी आवश्यकता.

કચ્છ વરાડીઆમાં તા. ૩૧-૫-૦-૩ના રોજ બપોરના બાર વાગે શેઠ ગોવનજી વેલજીના મકાનમાં "કેળવણીની આવશ્યકતા" એ વિષય ઉપર શા. **શિવજી દેવશીએ** ભાષણ આપ્યું હતું. તે વખતે શેઠ શામજી માણેક, શેઠ નેણશી કાનજી, શેઠ દેવશી સોમ વિગેરે સદ્દગૃહસ્થોની તથા બાનુઓની પણ સારી સંખ્યા હાજર હતી.

ભાષણના આરંભમા વક્તાએ વીરપ્રભુની સ્તુતિ કરીને જણાવ્યું કે ભાઈઓ, "કેળવણીની આવશ્યકતા" એ વિષય ઉપર હું આજે બોલવાને ધારૂં છું, તો આપ કૃપા કરી સાવધાન થઇને સાંભળશો, અને **बालादपि सुभाषितं ग्राह्यं** એમાં કહ્યા પ્રમાણે હું કે જે આપની પાસે બાલક જેવો છું, બીન અનુભવી છું, અને વિદ્યાર્થી અવસ્થામાં છું તેના બોલવામાંથી હંસની પેઠે સાર ગ્રહણ કરનારા પુરૂષ થશો એવી હું આશા રાખું છું. ગૃહસ્થો, કેળવણી અગર સદ્વિદ્યા તે શું તે તમને સમજાવવું પડે તેમ નથી. કારણકે, તમે કાંઈ નાના અગર અણસમજુ નથી કે તે તમો ન સમજતા હો. ભાઈઓ, વિદ્યા એ એવી જાતનું બળ છે કે, જેની પાસે શરીર બળ, ધનબળ, અને અન્ય સર્વ પ્રકારનાં બળ તદ્દન ગૌણ જણાય છે. શરીર બળ અને ધનબળવાળાની સાથે હરિફાઈ કરતાં હમેશાં વિદ્યા બળવાળોજ ફતેહ પામે છે. કારણકે અન્ય સર્વ પ્રકારનાં બળો તો પરિમિત સમય સુધીજ ફળ આપનારાં છે. પરંતુ વિદ્યા બળ તો ચિરસ્થાયિ ફળને આપનારૂં છે. તે બળ નહિ ધરાવનારો મનુષ્ય પશુ કરતાં કોઈ પણ દરજ્જે ચડતી પંક્તિનો નથી. માટે જો તમારે અજ્ઞાનની અંધ દુર્દશામાંથી ઉદ્ધાર પામવો હોય, દુનિયામાં ઉન્નતિ ઈચ્છવી હોય, અને પશુ કરતાં ચઢીઆતા ગણાવું હોય, અરે, ખરેખરા મનુષ્ય ગણાવું હોય તો તમો કેળવણી લ્યો, વિદ્યા દેવીને ઉ-

પાસના કરો, અને ભણી ગણીને વિદ્વાન્ તથા ડાહ્યા થઇને તમારો જન્મ સફળ કરો.

ગૃહસ્થો ? હાલના સુધરેલા સમયમાં મહા પ્રતાપી અંગ્રેજ રાજ્યની શીતલ છાયાતળે આપણે વસીયે છીએ. તે મહાપ્રતાપી રાજ્ય કર્તાએ લોકોમાં વિદ્યાવૃદ્ધિ અને સુધારણા કરવાને માટે સ્થળે સ્થળે શાળાઓ અને પાઠશાળાઓ સ્થાપન કરી છે. અને આત્મોન્નતિ ઇચ્છનારા દરેક જ્ઞાતિના મનુષ્યો તેનો લાભ લેવા મંડ્યા છે. વિદ્યા ચાંચલ્યના આવા શુભ સમયમાં આપણી અજ્ઞાન જ્ઞાતિ આસપાસની વસ્તુ સ્થિતિ જોયા-તપાસ્યા વગર ઘોરનિદ્રામાં ઉંઘે છે. અને આપણા કેટલાક જ્ઞાતિ ભાઇઓને તો ખરી અને ઉંચા પ્રકારની કેળવણી તે શું તેનું ભાન પણ નથી. જ્યારે બીજી જ્ઞાતિના સેંકડો નરરત્નો દરસાલ વિદ્યાની ઉંચી ઉંચી પરીક્ષાઓ પસાર કરે છે, ત્યારે આપણી જ્ઞાતિના ખુણે ખોચરે પડેલા એક બે ગૃહસ્થો પણ જો વિદ્યા મેળવી પ્રસિદ્ધિમાં આવતા હોય તો તે મોટા ભાગ્યની વાત કહેવાય. અરે જ્યારે બીજી જ્ઞાતિના શ્રીમાનો પોતાના જ્ઞાતિ જનોને વિદ્યા હુન્નરમા હુશીઆર કરવાને સ્કોલરશીપો આપે છે, બોર્ડીંગ સ્કુલો ખોલે છે, અને બીજે તેવેજ સદ્‌માર્ગે દ્રવ્ય વાપરે છે, ત્યારે આપણી જ્ઞાતિમાં તેવી રીતે દ્રવ્ય વાપરવાનું સમજે છે કોણ ? તેઓ તો ગાડી, વાડી ને લાડીમાંજ મોજમજા માનીને પોતાને કૃત કૃત્ય થયેલા માને છે. તેઓને જ્ઞાતિના હિત માટે ચિન્તા કે કાળજી છેજ ક્યાં ? પોતાને પૈસા મળ્યા અને પોતે વેપાર ધંધામાં સુખી થયા એટલે થયું. બીજાની પંચાતમાં તેઓ શા વાસ્તે પડે ? તેમા તેમનો શો સ્વાર્થ સરવાનો હતો ? પોતે સુખી હોય, એટલે પછી પોતાના જ્ઞાતિ ભાઈઓ સુખી છે કે દુઃખી, તેઓ ભણેલા છે કે અભણ, તે જોવા જાણવાની તસ્દી તેઓ શા વાસ્તે લે ? તેઓને તેવી કડાકૂટમા પડવાને ફુરસદ પણ ક્યાંથી મળે ? તેઓ તો સ્વાર્થ પ્રાપ્તિના અગત્યના ધંધામાં એટલા બધા રોકાઈ ગયેલા હોય છે કે પરોપકાર અને પરમારથના કામો માટે એક ઘડી પણ તેઓ ફાજલ પાડી શકતા નથી. આવા આપણી જ્ઞાતિના શેઠીઆઓ અને સદ્‌ગૃહસ્થો ઘણે ભાગે હોવાથીજ આપણી જ્ઞાતિ ઉન્નતિ મેળવી શકી નથી.

હે ગ્રહસ્થો, જ્યાંસુધી આપણા જ્ઞાતિ ભાઇઓને સુખી અને વિદ્વાન કરવાને બદલે તેમને દુઃખી દશામાં જોઇને આપણે બેપરવાઇથી વર્તીએ છીએ ત્યાં સુધી આપણી જ્ઞાતિ કેલવણીના વિષયમાં પછાત રહે તેમાં નવાઇ નથી.

કેળવણી એટલે ભણતર અથવા વિદ્યા, મન વચન અને કાયાનો જેથી સુધારો થાય તેનું નામ ખરી વિદ્યા. તે મેળવવાથી અનેક લાભો મેળવી શકાય છે, તે ભણવાથી માણસ પોતે સુધરી શકે છે તથા પોતાનાં સગાં, મિત્રો અને પિછાનવાળાંઓને પણ સુધારી શકે છે. જ્ઞાતિમા અને દેશમા સ પ, સુજનતા, સદ્ગુણો અને ઉદ્યોગ હુન્નરપણ સદ્‌વિદ્યાથીજ વધી શકે છે. જંગલી લોકોના દેશો આવી સર્વ પ્રકારની દેવી સપત્તિથી રહિત હોયછે તેનું કારણ બીજું કાંઇજ નથી, પણ સદ્‌વિદ્યાનો સૂર્ય તે સ્થળે પ્રકાશ પામ્યો નથી, તેના પરિણામે સર્વ પ્રકારની અંધાધુંધી ત્યાં દેખાય છે. વિદ્યા હીન દેશની આવી સ્થિતિ હોય છે, અને વિદ્યા વિહીન જ્ઞાતિઓની પણ તેવીજ દશા હોય તેમાં નવાઇ નથી.- આપણી જ્ઞાતિ પણ કમ ભાગ્યેતેવીજ પંક્તિમાં ઘણે અંશે આવે છે. આપણી જ્ઞાતિના મરદોમાં માત્ર સેંકડે પાંચ ટકા જેટલા પણ સાધારણ કેલવણી પામેલા નથી, તો સ્ત્રી કેલવણીનો પ્રચાર તો આપણી ન્યાતમાં મુદ્દલ ન હોય તેમાં આશ્ચર્ય શું ?

ગ્રહસ્થો, જ્યારે આપણા જાતભાઈઓ પુરૂષ કેળવણીની કિમ્મત પીછાનતા નથી, ત્યારે તેમને સ્ત્રી કેળવણીના ફાયદાઓનું જ્ઞાન ક્યાંથી હોય શકે ? પણ સ્ત્રી કેળવણીની અગત્ય ઓછા મહત્વની નથી. માતા ભણેલી અને સુધરેલી હોય છે, તોજ તેનાં બચ્ચાં ભણેલાં, સદ્ગુણી, સુઘડ અને વિનયવાન થાય છે. પણ જેમની માતા અજ્ઞાન, વહેમી, મૂર્ખ અને બીકણ હોય છે તેના પુત્રો જો કદિ નિશાળમાં ભણી ગણીને હુશીઆર થાય તો પણ તેમનામાં માના ગુણનો અમુક અંશ આવ્યા વગર રહેતો નથી માટે ભાઈઓ, માતાઓને પણ કેળવણીની જરૂર છે. માટે હું આશા રાખું છું કે તમો હવે તમારી નિદ્રા માંથી જાગશો, તમારી જ્ઞાતિમાં કેળવણીની વૃદ્ધિ કરવાનું લક્ષમાં લેશો. અને તમારી જ્ઞાતિની ભવિષ્યની પ્રજાને સુધારવાનુ બાળ બાળા

ને સારૂં શિક્ષણુ આપવાનું મનપર લેશો. જ્યારે તમો આ પ્રમાણે કરશો, ત્યારેજ તમો શહેરી તરીકે, જ્ઞાતિજન તરીકે અને તમારા કુટુંબના મુરબ્બી અને વડીલ તરીકે ખરી ફરજ બજાવનારા ગણાશો અને જો તે ફરજ બજાવવામાં તમે પછાત રહેશો, તો તમે કુટુંબ દ્રોહી જ્ઞાતિ દ્રોહી, અને દેશ દ્રોહી કેમ નહિ ગણાઓ તે મને આપ મહેરબાની કરી સમજાવશો.

માટે ગૃહસ્થો, ભાઈઓ, ઉઠો, તમારા અજ્ઞાન ભાઈઓનો પલ્લો પકડો, તેમને ભણાવો, સુધારો, અને તેઓ દુનિયામાં નામાંકિત થઈને તમને હરહમેશ આશીર્વાદ આપે તેવી તેમની સ્થિતિ કરો.



## ભાષણ ૭ મું.

# सुख प्राप्तिना इलाज.

કચ્છ કોઠારામાં તા. ૨૯-૫-૦૩ના રોજ બપોરના ત્રણ વાગે જ્ઞાનશાળામાં "**સુખ પ્રાપ્તિના ઇલાજ**" એ વિષય ઉપર મી. **શિવજી દેવશીએ** ભાષણુ આપ્યું હતું, જે વખતે સ્ત્રી પુરૂષોની સારી સંખ્યા હાજર હતી.

શરૂઆતમાં ભાષણુ કર્ત્તાએ વીર પ્રભુની સ્તુતિ કર્યા બાદ જણાવ્યુ કે, ગૃહસ્થો ? આજે આપણે "**સુખ પ્રાપ્તિના ઇલાજ**" એ વિષય ઉપર કાંઈક વાતચીત કરીશું. માટે કૃપા કરી આપ સર્વે એક ચિતે શ્રવણુ કરશો એવી આશા છે.

अनकूलतया वेदनीयं सुखं ।

એટલે કે, જે ભોગવતા ચિત્તને અનુકુલતા લાગે તે સુખ હવે આવું સુખ પ્રાપ્ત કરવાને માટે પ્રાણી માત્ર અહોનિશ પ્રયત્ન કરે છે. પણુ તે સુખનું સ્વરૂપ કેવું છે? તથા તે કઇ સ્થિતિમાં અને ક્યા ઉપાય યા સાધનોવડે પ્રાપ્ત કરી શકાય છે. તે વિષયનો વિચાર કરતાં જણાય છે કે સુખ બે પ્રકારના છે. શારીરિક સુખ અને આત્મિક

સુખ. આ બે પ્રકારમાંથી સામાન્ય વર્ગના પ્રાણીઓ જેને પ્રાપ્ત કરવાને ઈચ્છે છે તે શારીરિક સુખ છે, અને યોગીઓ જે સુખને મેળવવાને ઈચ્છે છે તે આત્મિક સુખ છે. હવે જો આપણે સારીરિક સુખ મેળવવાને ઈચ્છતા હોઈએ તો તેનાં સાધનો જાણુવાની જરૂર છે. તેમજ જો આપણે આત્મિક સુખ મેળવવાને ઈચ્છતા હોઈએ તો તેની પ્રાપ્તિના ઈલાજો જાણવાની પણ આપણને જરૂર છે. કારણ કે, જો આપણે ઉત્તર દિશાના કોઈ ગામમાં જવાના હોઈએ અને પૂર્વ દિશાનો રસ્તો ગ્રહણ કરીએ તો કદી આપણે આપણા ધારેલા સ્થળે પહોંચીએ નહી. તેજ પ્રમાણે આપણે જો આત્મિક સુખ મેળવવા માગતા હોઈએ અને તેને માટે જો શારીરિક સુખના ઈલાજો માંડીએ તો કદી પણ આપણી ઈચ્છા સફલ થવાની નથી. હવે પ્રથમ દરજ્જે સુખ મેળવવાને માટે વિદ્યાની જરૂર છે. વિદ્યાની પ્રાપ્તિ વગર સુખ શું તેજ પ્રથમ તો મનુષ્યો સમજી શકતા નથી, પણ સદ્‌વિદ્યાથી ખરૂં સુખ શું તે આપણે જાણી શકીએ છીએ, મેળવી શકીએ છીએ, અને અનુભવી શકીએ છીએ. માટે વિદ્યા તે સુખ પ્રાપ્તિનો પહેલા દરજ્જાનો ઈલાજ છે. વિદ્યાનો મહિમાઅવર્ણનીય છે, વિદ્યાને પ્રતાપે જંગલીઓ હતા તે દેવરૂપે પૂજાયા છે, નીચ કુળમાં અવતરેલા મહાત્મા તરીકે પૂજાયા છે. વિદ્યા તે પતિત પાવની અને અધમોદ્ધારિણી છે. વિદ્યાબળ પાસે અન્ય સર્વ પ્રકારનાં બળો હાથ જોડી ઉભા રહે છે, એવી વિદ્યા દેવીની આરાધના કરી, તેને જે નરવીરો પ્રસન્ન કરી શકશે, તેજ સુખને ખરા સુખાનંદને અનુભવી શકશે. વિદ્યાથી વકીલો કાયદા ભણી સુખ મેળવી શકે છે, ડાકટરો વૈદ્યક વિદ્યાથી સુખ મેળવી શકે છે, ઈજનેરો ઈજનેરી વિદ્યાથી સુખ મેળવી શકે છે, અને વ્યાપાપારીઓ તથા કારીગરો વ્યાપારી વિદ્યા અને કારીગરીનાં શાસ્ત્રનો અભ્યાસ કરીને પોતાના ધંધામાં સુખ મેળવી શકે છે. માટે ગૃહસ્થો ! જેને ખરૂં સુખ મેળવવું હોય તેણે ખસુસ કરીને વિદ્યા મેળવવી. કારણ કે, વિદ્યાની પ્રાપ્તિ વગર સુખની પ્રાપ્તિ તદન અશક્ય છે, માટે દિવસરાત મહેનત લઈને, દુઃખ અને અગવડો વેઠીને અને અપાર કષ્ટ સહન કરીને પણ હરેક મનુષ્યે વિદ્યા મેળવવા પછાતરહેવું નહિ.

હવે વિદ્યા પછી સુખ પ્રાપ્તિનો બીજો ઉપાય ઉદ્યોગ છે. ઉદ્યોગ કરવાથી માણુસ ધન મેળવી શકે છે અને धनाद्धर्मः ततः सुखं એ વાક્યમાં કહ્યા પ્રમાણે જો ધન પ્રમાણિકપણે મેળવેલું હશે તો તેથી ધર્મનાં કાર્યો કરવાની સદ્દબુદ્ધિ સુઝશે અને તેથી પરિણામે સુખ મેળવી શકાશે, માટે ઉદ્યોગ એ આ પ્રમાણે સુખનું મૂળ કારણ જણાય છે. જો તમે દરેક દેશના શ્રીમાન, બુદ્ધિમાન અને નામાંકિત મહાપુરૂષોનાં ચરિત્રનો અભ્યાસ કરશો તો તમને માલુમ પડશે કે તેઓ સર્વ અખંડ ઉદ્યોગના બળેજ સુખી હાલતમાં આવી શકયા હતા. તે સ્થિતિમાં આવવાને સારૂ ઉદ્યોગ કરવામાં તેમને અનેક કષ્ટો અને વિપત્તિઓ સહન કરવી પડી હતી, પણ તે સઘળાનું શુભ પરિણામ તેઓની સંપત્તિમાંજ આવ્યું હતું. તેઓ સર્વાંશે નીચેના શ્લોકમાં વર્ણવ્યા પ્રમાણે ઉત્તમ પ્રકૃતિનાજ મનુષ્યો હતા.

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः
प्रारभ्य विघ्नविहिता विरमन्ति मध्याः ।
विघ्नैःपुनः पुनरपि प्रतिहन्यमानाः
प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ॥

અર્થ—નબળી પ્રકૃતિનાં માણસો વિઘ્નના ભયથી કોઈ કાર્યનો આરંભ કરતાં નથી, અને મધ્યમ પ્રકૃતિના મનુષ્યો આરંભતો કરે છે, પરંતું વિઘ્ન આવવાથી કાર્ય કરવું અધુરૂં મૂકે છે, પણ ઉત્તમ પ્રકૃતિનાં માણસો તો એવાં હોય છે, કે વારંવાર વિઘ્ન આવે તોપણ તેઓ આરંભેલું કાર્ય કદી પણ છોડી દેતા નથી.

માટે ગ્રહસ્થો ! જેમને સુખ મેળવવાની ઈચ્છા હોય તેમણે આલસ છોડી દઈને ઉદ્યોગની સેવા કરવાને તથા કષ્ટ સહન કરવાને તૈયાર થયા વગર છુટકો નથી.

હવે સુખ પ્રાપ્તિનું ત્રીજું સાધન તે સદ્દગુણ અને નીતિવાન વર્તન છે. અલબત સત્ય, સદ્દગુણ અને નીતિના ભકતોને આ દોરંગી અને નઠારી દુનિયામાં અનેકાનેક કષ્ટો સહન કરવાં પડે છે, પણ પરિણામે सत्यमेव जयति नानृतं એ મહાવાકયમાં કહ્યા પ્રમાણે

તેઓનો જયજ થયો છે. કારણ કે સૃષ્ટિના બંધારણનો પાયોજ સત્ય અને નીતિ ઉપર રચાયો છે. સત્યને આધારે સર્વ ટકી રહ્યું છે, અને સત્યને આધારે બધું ચાલે છે. કહ્યું છે કે,:—

सत्येन धार्यते पृथ्वी, सत्येन तपते रविः ।
सत्येन वाति वायुश्च, सत्ये सर्वं प्रतिष्ठितं ॥

અર્થ—સત્ય વડે પૃથ્વી ધારણ કરાયેલી છે, સત્યથી સૂર્ય તપે છે, અને વાયુ પણ સત્યથીજ વાય છે, એ પ્રમાણે સત્ય સહુનો આધાર છે.

માટે ગૃહસ્થો! સત્યને તથા નીતિને છોડી સ્વેચ્છિક વર્તન ચલાવનારા કદાચ શરૂઆતમાં સુખી થયા હશે, પરંતુ પરિણામે તેઓ દુઃખી થાય છે, પાયમાલ થાય છે. અને નરકમાં પડે છે. માટે જેને ખરૂં, અખંડ અને અનંત સુખ મેળવવાની ઇચ્છા હોય તેણે નીતિ, સત્ય અને ધર્મનો કદી પણ ત્યાગ કરવો નહિ.

ગૃહસ્થો! અત્યાર સુધીના મારા બોલવા ઉપરથી આપ સમજી શકયા હશો કે, વિદ્યા ઉદ્યોગ અને નીતિમાન વર્તન તે સુખ પ્રાપ્તિના મુખ્ય ઈલાજો છે. અલબત બીજા નાના ઈલાજો ઘણા છે, પણ જો ઉપરના મુખ્ય ઈલાજો અજમાવવામાં આવશે તો ઘણે ભાગે સુખની પ્રાપ્તિ થયા વગર રહેશે નહિ.

---

## ભાષણ ૮ મુ.

# મુક્તિનો સરલ માર્ગ.

---

ખંડવામાં શા. શિવજી દેવશીએ "મુક્તિનો સરલ માર્ગ" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. તે વખતે શ્રોતાજનોની સારી સંખ્યા હાજર થઇ હતી.

ભાષણના આરંભમાં વક્તાએ વીરપ્રભુની સ્તુતિ કર્યા પછી

જણાવ્યું કે ગૃહસ્થો ! આજે આપણે "મુકિતનો સરલ માર્ગ" એ વિષય ઉપર યત્કિંચિત વાતચિત કરીશું.

ગૃહસ્થો ! દરેક ધર્મના શાસ્ત્રોમાં મુક્તિ મેળવવાના અનેક ઉપાયો અને માર્ગો બતાવ્યા છે, તે બધાનું લંબાણથી વિવેચન કરી આપનો કીમતી વખત રોકવા હું માગતો નથી. પણ હું તો મુક્તિના એકજ રાજમાર્ગ વિષે બોલીશ. જુના કવિઓના નીચેના બે દોહરા મનન કરવા યોગ્ય છે.

પરધન પથ્થર જાણીએ, પર સ્ત્રી માત સમાન;
એમ કરતાં પ્રભુ નવ મળે, તો તુલશીદાસ જમાન.
પીપા પાપ ન કીજીએ, પુણ્ય કીધાં લખવાર;
લીધા ઇસકા દીજીએ, દીધાં દાન હજાર.

વાહ ! કેવો સરસ બોધ આ નાનકડા દોહામાં સમાયેલો છે. માટે ગૃહસ્થો ! મનસા, વાચા અને કર્મણા શુદ્ધ આચરણ રાખવું એજ મુક્તિનો સરલ માર્ગ છે. કોઇનું મન દુઃખવવું નહીં, તેમજ આપણા મનથી કોઇનું બુરૂં ઇચ્છવું નહીં, પોતાના મનમાં મલિન વિચારોને પ્રવેશ કરવા દેવા નહિ, ધર્મ જ્ઞાનના કે પ્રમાણિક ધંધાના વિચારો શિવાય અન્ય પ્રતિના વિચારોને આપણા હૃદયમાં અવકાશ આપવો નહિ. આ અને તેવીજ પ્રતિનું વર્તન તે મનનું શુદ્ધ આચરણ કહેવાય છે, માટે તે પ્રાપ્ત કરવાને દરેક મનુષ્યે યત્ન કરવો જોઇએ.

મનના શુદ્ધ આચરણ પછી વાચાનું શુદ્ધ આચરણ આવે છે. પોતાના વચનથી કોઇનું દીલ દુઃખવવું નહિ, કોઇને બદસલાહ દેવી નહિ, અસત્ય ઉચરવું નહિ, ખોટી સાક્ષી પુરવી નહિ, ખોટો બોધ દેવો નહિ, વિગેરે વાણીદ્વારા કરવાનાં પાપી કામોનો ત્યાગ કરવો, તે વાણીનું શુદ્ધ આચરણ કહેવાય છે.

આ બંને પ્રકારનાં મનનાં અને વાચાનાં આચરણો શિવાય બાકીનાં સર્વ પ્રકારનાં આચરણો કાયિક કહેવાય છે, કોઇનું ભલું કરવું, ધર્મ, દાન, તથા પરોપકારનાં કૃત્યો કરવાં, પરહિત કરવું, દુખીઆનું દુઃખ દૂર કરવું, વિગેરે દેહ અને તેના અવયવથી કરવામાં

આવતાં કૃત્યો કાયિક આચરણોમાં આવી જાય છે. હવે આ ત્રણે પ્રકારનાં આચરણોને મલિન નહિ થવા દેતાં નીતિથી જે મનુષ્ય સંસાર ચલાવી શકે તેને કદી મુક્તિ થયા વગર રહેતી નથી. તેણે રાગ, દ્વેષ, ઈર્ષ્યા અસૂયા, મમતા, અહંતા વિગેરે સર્વ અવગુણો છોડી દેવા જોઈએ. કોઈને દુશ્મન ન ગણતાં સર્વ પર સમભાવ રાખતાં શીખવું જોઈએ. માનસિક વૈરાગ્ય ધારણ કરીને સંસાર ઉપરનો અથવા સ્ત્રી પુત્ર કે ઘર બાર ઉપરનો મોહ તજી દેવો જોઈએ. વળી પારકી નિન્દા, ચોરી, ચાડી અસત્ય, હિંસા વિગેરે કરવાનું છોડી દેવું જોઈએ. કારણકે તે વગર માણુસ મુક્તિ પામી શકતો નથી, વળી કહ્યુ છે કે—

विहाय कामान्यः सर्वान् पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥

અર્થ—જે પુરૂષ સર્વ કામનાનો ત્યાગ કરીને સ્પૃહારહિત થઈને ફર્યા કરે છે, અને જે મમતા અને અહંકારથી રહિત છે તે શાન્તિને પામે છે.

વળી માન અને અપમાન જેને સમાન હોય છે, સ્તુતિ અને નિન્દા, રાગ અને દ્વેષ, હર્ષ અને શોક એ સઘળું જેને મન સમાન છે, એવા જ્ઞાની પુરૂષને મોક્ષ પ્રાપ્તિ દુર્લભ નથી. કારણકે, જેના મનમાંથી મારૂં અને તારૂં એ ભાવ નાશ પામ્યો છે. સ્વ–પરનામાં જેને ભેદ નથી. અને वसुधैव कुटुम्बकं એવી જેની વૃત્તિ થઈ છે, તેવા પુરૂષને મોક્ષ મળે તેમાં જરાપણ શંકા નથી.

વળી જેઓ લાલચમાં ન લપટાતાં ધીરવીરપણે ન્યાયના માર્ગને નીચેના શ્લોકમાં બતાવ્યા પ્રમાણે પકડી રહે છે. તેઓ પણ મુકિતના અધિકારી છે.

निन्दतु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टं ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा ।
न्यायात्पथः प्रविचलन्ति पदं न धीराः

અર્થ—રાજનીતિ નિપુણ પુરૂષો સ્તુતિ કરો, વા નિન્દા કરો,

લક્ષ્મી આવો, વા મરજી માફક ચાલી જાઓ. આજે મરણ થાઓ, વા યુગને અંતે મરણ થાઓ, પણ ધીર પુરૂષો ન્યાયને રસ્તેથી એક પગલું પણ ચલાયમાન થતા નથી.

આવા ધીરવીર પુરૂષો જેઓ ન્યાયને માટે સર્વ પ્રકારનો સ્વાત્મભોગ આપવાને તૈયાર રહે છે, તેઓ સર્વ પ્રકારે મુકિત મેળવવા પાત્ર છે.

વળી કહ્યુ છે કે:—

सेयंवरोय आसंवरो य, बुध्धो अ अहव अन्नो वा
समभाव भावि अप्पा, लहेइ मुख्खं न संदेहो ।

અર્થ—શ્વેતાંબર હોય કે દિગંબર હોય, બૌદ્ધ હોય કે અન્ય (નૈયાયિક, વૈશેષિક, સાખ્ય, મીમાંસા, વેદાંતઆદિ) હોય, પરંતુ જેનો આત્મા સમભાવે ભાવિત છે, તે મોક્ષ પામે એમાં સંદેહ નથી.

માટે ગૃહસ્થો! સમભાવ, સહોદર ભાવ અથવા ભ્રાતૃભાવ તે મોક્ષ પ્રાપ્તિની કુંચી છે. માટે જો તમારે મોક્ષ મેળવવાની ઇચ્છા હોય તો સર્વના પ્રત્યે સમદૃષ્ટિ રાખતાં શીખો.

મી. શિવજી દેવશીનું ઉપર પ્રમાણેનું બોલવું પુરૂં થયા બાદ બીજા કેટલાક ગૃહસ્થોએ તે વિષયપર વિવેચન કર્યું હતું. અને ત્યાર બાદ મેળાવડો વિસર્જન થયો હતો.



ભાષણ ૯ મું.

# आपणी शक्तिओ खीलववाना इलाज.



કચ્છ નલીયામાં શા. શિવજી દેવશીએ "આપણી શક્તિઓ ખીલવવાના ઉપાય" એ વિષય ઉપર ભાષણ આપ્યુ હતું, તે વખતે શ્રોતાજનોની સારી સંખ્યા હાજર હતી.

શરૂઆતમાં ભાષણ કર્ત્તાએ વીર પ્રભુની સ્તુતિ કરીને પોતાનું બોલવું શરૂ કરતાં જણાવ્યું કે ગૃહસ્થો ! આજે "આપણી શકિતઓ કેમ ખીલવવી" તે ઉપર બોલવાની આપે મને તક આપી, માટે હું આપનો અત્યંત આભારી થયો છું. વળી આપ સર્વ સદ્દગૃહસ્થોએ અત્રે પધારવાની તસ્દી લીધી તેને માટે પણ હું આપને ધન્યવાદ આપું છું.

ગૃહસ્થો ! આપણામાં અનેક જાતની શકિતઓ તથા બળો રહેલાં છે, તે સર્વનું જે પ્રમાણમાં પ્રકટીકરણ અથવા ખીલવણી થાય તે પ્રમાણમાં તેઓ આપણને ઉપયોગી અને ફાયદા કરનારા થાય છે. હવે શરીરમાં રહેલાં સર્વ નાનાં મોટાં બળો ખીલવવાની હોંશ કે સગવડ સર્વને હોતી નથી, તેથી સર્વ નાની મોટી શકિતઓનો જે મોટા સ્થૂલ શરીરમાં સમાવેશ થાય છે, તેનેજ ખીલવવાના ઉપાય વિષે હું સૌથી પ્રથમ તમને કહેવા ધારૂં છું.

શરીર શકિત જે છે, તે વ્યવહારના કાર્યોમાં પરમોપયોગી છે. કારણ કે જો શરીર કાર્ય કરવાને શકિતમાન ન હોય, અથવા તો તેના જુદા જુદા અવયવોને કાર્ય કરવાને માટે કેળવવામા ન આવ્યા હોય તો શરીર એક ભારરૂપ જણાય છે, માટે પ્રથમ તો શરીરના બધા અવયવોને વ્યાયામ અગર કસરતથી સુદૃઢ કરવા જોઈએ. ત્યાર બાદ દરેક અવયવોને તેણે બજાવવાનાં કાર્યો હરહમેશ સોંપવા જોઈએ, અને તેઓ તે કાર્યો ખામી વગર અને સંપૂર્ણપણે કરી શકે તેવી તેમના પાસે અપેક્ષા રાખવી જોઇએ. વળી કાર્ય કરવાથી જે અવયવ નબળો પડતો જણાય અગર તેનાપર કાર્યનો બોજો વિશેષ પડતો છે એમ માલુમ પડે તો તેનો ઉપાય કરવો જોઈએ. આ પ્રમાણે કરવાથી દિન પ્રતિદિન શરીર શકિત ખીલીને સંપૂર્ણ સ્થિતિએ પહોંચશે.

હવે બીજી મન શકિત છે તેને ખીલવવી તે પણ આત્મોન્નતિ માટે ઘણું આવશ્યક છે. મનોબળની ખીલવણી અને વૃદ્ધિને માટે મનન તથા અભ્યાસ કરવાનો મહાવરો રાખવો જોઇએ. વિચાર કરવાની તથા અવલોકન કરવાની પણ ટેવ પાડવાની જરૂર છે. જુદી

જુદી વિદ્યા કળાના વિવાદિત વિષયો લઇને તેપર નિષ્પક્ષપાત વાતચિત અને વિવેચન કરી સત્ય નિર્ણય ઉપર આવવાની ટેવ ગ્રહણ કરવામાં આવે તો મનોબળમાં ઘણો વધારો થાય, અને મનુષ્યની ભવિષ્યની ઉન્નતિમાં બહુ ઉપયોગી થઇ પડે.

હવે ત્રીજી હૃદય શકિત રહી. તેની ખીલવણી સદ્ગુણના દઢીકરણ અને વૃદ્ધિને માટે આવશ્યક છે, હૃદય એ ગુણોનું નિવાસ સ્થાન છે, અને તેમાં રહેતા ગુણોને યોગ્ય રીતે ખીલવવાનો પ્રયાસ કરવામાં આવે તો મનુષ્યને તે અનેક લાભ આપનારા થાયછે. સદ્ગુણોને ખીલવવાનું ઉત્તમોત્તમ સાધન સત્સંગ છે. સાધુ પુરૂષોના અને સત્શાસ્ત્રના સમાગમથી ઉચ્ચ ગુણોની વૃદ્ધિ થાય છે. માટે ગૃહસ્થો! જે મનુષ્યોને આત્મોન્નતિ કરવાની મરજી હોય તેણે ઉપર જણાવેલા ઉપાયો વડે શરીરબળ, મનોબળ, અને હૃદયબળને વિસ્તૃત કરવાને આળસ કરવું નહિ.

મી. શિવજી દેવશીનું ઉપર પ્રમાણેનું બોલવું પુરૂં થયા બાદ બીજા કેટલાક ગૃહસ્થોએ તે વિષયપર વિવેચન કર્યું હતું. અને ત્યારબાદ મેળાવડો વિસર્જન થયો હતો.

---

## ભાષણ ૨૦ મું.

# મનુષ્ય જન્મની સાર્થકતા.

---

ખંડવામાં શ્રીજૈનધર્મ ઇવણી દીગંબરસભામાં શા. શિવજી દેવશીએ " મનુષ્ય જન્મની સાર્થકતા " એ વિષય ઉપર એક ભાષણ આપ્યું હતું. જે વખતે પંડિત રામનારાયણ, મી. ચુનીલાલ શા ખુશાલશા, મી. દશરથશા ગાશીરામશા, મી. કેશવશા મહેકાલશા મી રાયાશા પોચકુશા, મી. ચુનીલાલ નથુશા, માધોશા, મી. ધનાલાલશા, અમરચદશા, અગરચંદશા, લાલજી શિવજી, શા દેવશી કાનજી, શા ભીમશી પંચાણ વિગેરે ગૃહસ્થો તથા બાનુઓથી સભાનો હોલ ચિકાર ભરાઇ ગયો હતો.

શરૂઆતમાં સેક્રેટરી મી. દશરથશા ગાશીરામશાએ જણાવ્યું કે આજે શા. શિવજી દેવશી " મનુષ્ય જન્મની સાર્થકતા" ઉપર ભાષણ આપશે, તો આપ સર્વ સજ્જનો સાવધાન મનથી સાંભળવા કૃપા કરશો. આજની સભામાં પ્રમુખ સ્થાને મી ચુનીલાલ શા ખુશાલશા બીરાજશે, અને તેઓ ભાષણ કર્તાને પોતાનું ભાષણ શરૂ કરવાની આજ્ઞા કરશે, એવી હું આશા રાખું છું. સેક્રેટરીનું આ બોલવું પુરૂં થયા પછી તાળીઓના ગડગડાટ વચ્ચે મી. ચુનીલાલ શાહે પ્રમુખ સ્થાન લીધું હતું અને ભાષણ કર્તાને તેમનું ભાષણ શરૂ કરવાને જણાવ્યું હતું.

ભાષણના આરંભમાં વકતાએ વીરપ્રભુની સ્તુતિ કર્યા બાદ જણાવ્યું કે આજનો વિષય જેટલો ગહન છે, તેટલોજ તે ઉપયોગી છે. પણ આપની હીંદી ભાષા મને સંપૂર્ણ આવડતી ન હોવાથી વિષયની યથાર્થ છાપ કદાચ આપના હૃદય ઉપર પડશે નહિ. તોપણ સાર માત્ર જે સમજાય તે ગ્રહણ કરી મને આભારી કરશો.

यस्मिञ्जीवति जीवन्ति वहवः स तु जीवतु ।
काकोऽपि किं न कुरुते चञ्च्वा स्वोदरपूरणं ॥

અર્થ—જેના જીવવાથી ઘણા માણસો જીવે તેવો માણસ ભલે જીવો, બાકી તો કાગડો પણ પોતાની ચાંચથી પોતાના ઉદરનું ભરણ પોષણ કરે છે.

આ શ્લોકનું તાત્પર્ય એ છે કે જે મહાપુરૂષો જન્મ ધરીને બીજાના ઉપર ઉપકાર કરી શકે છે, અને તેમને ગુજરાનનાં સાધન મેળવી આપવામાં સહાયભૂત થાય છે, તેનુ જીવિતજ સફળ અને કૃતાર્થ છે. બાકી તો હજારો પામર મનુષ્યો અવતરીને, જીવીને, પ્રારબ્ધ ભોગવીને મરણ પામે છે. અને તેઓ કયારે જન્મ્યા અને કયારે મરી ગયા તે જાણવાની પણ કોઇ તસ્દી લેતું નથી. કારણકે તેઓનું જીવન કોઈ પણ અંશે જગતને તલમાત્ર પણ લાભકારક નીવડયું નથી.

આ સંસારમાં ચોરાશી લાખ યોનિમાં ભટકતાં ભટકતાં અત્યંત પુણ્ય રાશી એકઠી થાય છે, ત્યારેજ જીવ મનુષ્ય જન્મ પામે

છે. અને તે મનુષ્ય જન્મ પુનઃ પુનઃ પ્રાપ્ત થવો કઠણ હોવાથી તેની દુર્લભતા જણાવવાને સારૂ શાસ્ત્રકારોએ દશ દૃષ્ટાંત જણાવ્યાં છે. અને તેમાંના છેલ્લા પરમાણુના દૃષ્ટાંતથી આપ સારી રીતે ખાત્રી પૂર્વક જાણી શકશો કે મનુષ્ય જન્મની પ્રત્યેક ક્ષણ અત્યંત મૂલ્યવાન છે. પણ આપણને અદ્યાપિ લગણ તે સમજાયું નથી. અર્થાત્ મનુષ્ય જન્મની પ્રત્યેક ક્ષણ કીમતી છે, એમ હજુ આપણે પૂરેપૂરૂં સમજ્યા નથી. કદાચ તમે કહેશો કે એમ કેમ? અમે તો મનુષ્યજન્મને દુર્લભ માનીએ છીએ, અને કીમતી ગણીએ છીએ, પણ ભાઈઓ હું અહીં એક ઉદાહરણ આપું છું તેથી તમારી ખાત્રી થશે કે તમે કહો છો તે પ્રમાણે તમે અમલમાં મુકતા નથી. કોઈ પણ માણસ પાસેથી આપણે પાંચ કે પચીશ રૂપિઆ લઈ આવીએ છીએ, અગર તેને આપી આવીએ છીએ, તો તરતજ તેનું જમા ખરચ નાંખીએ છીએ. પણ મનુષ્ય જન્મના આયુષ્યરૂપી ખજાનામાંથી હરરોજ અસંખ્ય ક્ષણો આપણને મળે છે. અને તેનો આપણે શુભ અગર અશુભ કાર્યમાં વ્યય કરીએ છીએ. પણ આપણામાં એવો કોણ છે કે જેઓ તેનો હીસાબ રાખતા હોય? અર્થાત્ કોઈ નથી. તો આપ વિચારો કે ધનને આપણે કીમતી માનીએ છીએ કે મનુષ્યજન્મની ક્ષણોને? તેમજ જો ખીસામાંથી એકાદ રૂપિઓ નીકળી ગયો હોય તો આપણે તેની ઘણી શોધ કરીએ છીએ, અને તે ફોગટ ગયો એવી ઘણી વાર કાળજી કરીએ છીએ, પણ મનુષ્ય જન્મરૂપી ખીસામાંથી કીમતી ક્ષણોરૂપી અસંખ્ય રૂપિઆ, અને સોના મહોરો, પ્રત્યેક ક્ષણે ચાલી જાય છે, તેની દરકાર કે કાળજી કોણ કરે છે? પ્રિય બંધુઓ! આટલાજ માત્ર દૃષ્ટાંતથી આપને સારી રીતે ખાત્રી થઈ હશે કે મનુષ્યભવની આપણે મુદ્દલ પણ દરકાર રાખતા નથી. તો તેની સાર્થકતા તો કયાંથી કરીએ? પણ બંધુઓ! હવે તેમ કરવું કેમ પાલવશે? કારણકે વખત બહુ કઠણ આવ્યો છે. માટે પ્રમાદ તજી મનુષ્યભવની સાર્થકતા કરવા તરફ અહોનિશ કમર કસી મંડયા રહો.

હવે મનુષ્યભવની સાર્થકતા કેમ કરવી અને તેને શાની જરૂર

છે ? તે જણાવવા હું કોશેશ કરૂં છુ. પ્રથમ તો સંપની જરૂર છે. કારણ કે સૃષ્ટિનો એવો નિયમ છે કે સંપ વિના કાર્ય થતુંજ નથી. દ્દષ્ટાંત જેટલાં જોઇએ તેટલાં આપણી નજર આગળ મોજુદ છે. જુઓ આ મારા શરીર ઉપર પીછોડી છે તે ઓઢવાને, પહેરવાને, પાણી ગળવાને કે આચ્છાદન કરવાને કામ આવે છે. તેનું મૂળ કારણ શું તે જો જોશું તો આપણને તરત જણાશે કે તંતુઓની ઐકયતા છે. તંતુઓમાં જો ઐકયતા ન હોય તો પ્રત્યેક તંતુ સત્વર તૂટીને નાશ પામશે તેમજ દરેક ઘરમાં નજરે આવતાં મૃત્તિકાના વાસણોમાં મૃતિકાના કણની ઐકયતા આપણે જોઇશું. મોટાં મોટા ઘરો અને ઇમારતોમાં લાકડાં, ઇંટો અને પથ્થરની ઐકયતા નજરે પડે છે. તેમજ વૃક્ષ, પાણી, વાયુ, અગ્નિ અને અન્ય સર્વ પદાર્થ માત્રપર નજર કરશો તો કાંઇને કાંઇ પ્રકારની ઐકયતા આપણી દૃષ્ટિએ પડે છે, અને કુદરતના આવા તંત્રના યોગેજ પૃથ્વીમાં દરેક પ્રકારનાં કાર્યો બની શકે છે. હવે જડ પદાર્થોના સંયોગીકરણ માટે જ્યારે આ પ્રમાણે ઐકયતાની જરૂર પડે છે, ત્યારે આપણે જે પંચેદ્રિય જ્ઞાનવાન પ્રાણી છીએ, તેમણે તો સંપની ઉપેક્ષા કરવી જોઇએજ નહિ. શ્વેતામ્બર, દિગંબર, કે સ્થાનકવાસી ત્રણે બહારથી જુદા જણાય છે, પણ સર્વ એક માળાના મણકા છે, માટે જ્યારે કાંઇ પણ સાર્વજનિક કાર્ય કરવું હોય, ત્યારે બધા એકઠા મળીને જો કાર્ય કરીશું તો તે અનેક પ્રકારે શુભ ફળદાયી થશે, અને જેમ જેમ વિશેષ જણા ભેગા થઇશું તેમ તેમ કાર્યની ઉત્તમતામાં વધારો થશે. તો હે વીરપુત્રો ! આપ સર્વ પરસ્પર વૈર ભાવ તજી દઇને ઐકયતા ગ્રહણ કરો, અને આ મનુષ્યભવ પામીને જે ઉત્તમ કર્તવ્યો બજાવવાનાં છે તે પાછળ કમર કસી મંડ્યા રહો એવી આપ સર્વને મારી નમ્ર વિનંતિ છે

એક માણસ પોતાના પુત્રને જ્ઞાન આપવા ધારે અને તેના માટે સાધનો એકત્ર કરવા માંડે તો તેને એકલાને કેટલી બધી અડચણ પડે ? પણ જો પચાસ માણસો પોતાના પુત્રોને કેળવણી આપવા સારૂ સાધનો મેળવવાને સાથે પ્રયાસ કરે તો તેમનું કામ ઘણી

અડપથી પાર પડયા વગર રહે નહિ તેવીજ રીતે વીરપ્રભુની પવિત્ર ઇચ્છા જે **સવિ જીવ કરૂં શાસનરસી** એ હતી તે પૂરી કરવા આપ જેવા સુપુત્રોએ એક ક્ષણ વાર પણ વિલંબ કરવો જોઇતો નથી, પણ સર્વેએ એકત્ર થઇને તન, મન, ધનથી તમારા પિતાનું દ્રવ્ય જે જ્ઞાન ભંડારો અને પુસ્તકોમાં પુરાઈ રહ્યું છે, તેનો સ્વાદ તમારા અજ્ઞાન બંધુઓને ચખાડવો જોઇએ. આ પ્રમાણે જ્યારે તમો કરશો ત્યારેજ તમારો મનુષ્યભવ સાર્થક કર્યો કહેવાશે, માટે હે બંધુઓ ! પિતા વીરની આજ્ઞા પાળો, અને અન્ય જીવ પાસે પળાવો, દયાનો પોકાર સર્વત્ર ફેલાવો, જ્ઞાનરૂપી અમૃત સર્વ જીવોને પીવરાવો, સદ્ગુણો પામો, અને અન્ય જીવોને પમાડો, વિદ્યા ભણો અને માનવબંધુઓને ભણાવો, દાન, શિયળ અને તપ કરો, અને અન્ય જીવો પાસે કરાવો, આખી દુનિયામાં સત્ય માર્ગ ફેલાવો, દુઃખીઆનું કલ્યાણ કરો, વ્રત, જપ, દાન અને પુન્ય કરી પોતે તરી જાઓ અને બીજાને તારો. બંધુઓ ! આ પ્રમાણે તમે કરશો ત્યારે તમે મનુષ્યભવની સંપૂર્ણ સાર્થકતા કરી કહેવાશે.

ઉપર પ્રમાણે મી. શિવજીએ ભાષણ કર્યુ તેથી શ્રોતાજનોના મન ઉપર સારી અસર થઇ હતી, અને જ્યારે ભાષણ પુરૂં કરી તેમણે પોતાની બેઠક લીધી હતી ત્યારે શ્રોતાજનોએ હર્ષ અને તાળીઓના અવાજથી તેમને વધાવી લીધા હતા. ત્યારબાદ સભાના પંડિત રામનારાયણ શાસ્ત્રીએ જણાવ્યું કે શા. શિવજી દેવશીએ આપણા ઉપર કૃપા કરીને આજે વચનદ્વારા અમૃતની વૃષ્ટિ કરી છે, તેથી આપણે તેમના સંપૂર્ણ આભારી થયા છીએ, અને તેઓ વારંવાર તેવાં વ્યાખ્યાનો દરેક સ્થળે આપીને દુનિઆને હર-હમેશ ઉપકૃત કરશે એમ આશા રાખીએ છીએ.

એમના ભાષણની છટા, બોલવાની ચતુરાઇ અને શૂરવીરતા ખરેખર અત્યંત વખાણવા લાયક છે. ધન્ય છે એમના જેવા વીર રત્નોને કે જેઓ આ પ્રમાણે જન હિત માટે અહોનીશ મંડ્યા રહેછે.

પંડિતજીનું ઉપર પ્રમાણેનું બોલવું પુરૂં થયા બાદ બીજા કે-

ટલાક ગ્રહસ્થો મી. શિવજી દેવશીના ભાષણની પ્રશંસામાં બોલ્યા હતા અને છેલ્લે ચોવીશ તીર્થંકરોની જય બોલાવી સભા વિસર્જન થઇ હતી.



## ભાષણ ૧૧ મુ.

# कोन्फरन्सनो हेतु अने तेना ठरावो.



શા. શિવજી દેવશી મુંબઇમાં મળેલી બીજી જૈન કોન્ફરન્સમાં ડેલીગેટ થઇ આવ્યા પછી તેમણે કોન્ફરન્સનો હેતુ તથા તેમાં પાસ થયેલા ઠરાવો વિષે એક ભાષણ શેઠ નરશી કેશવજીની ધર્મશાળામાં આપ્યું હતું. ભાષણ કર્તાની ધર્મની અને દેશાભિમાનની લાગણી, અતિ તીવ્ર હોવાથી તેમના છટાદાર ભાષણથી શ્રોતાજનોના મનપર સારી અસર થઇ હતી.

શરૂઆતમાં મી. જીવરાજ મણશીની દરખાસ્તને મી. ત્રિભોવન-જાદવજીએ ટેકો આપવાથી પ્રમુખ સ્થાન બાબુ પનાલાલ પુનેચંદના મુનિમ શેઠ જમનાદાસ કેશરીચંદને આપવામાં આવ્યું હતું ત્યારબાદ શ્રી જૈનધર્મ વિદ્યા પ્રસારક વર્ગના વિદ્યાર્થીઓએ મંગળાચરણ રૂપે એક પદ્ય સુસ્વરથી ગાઇ બતાવ્યું હતું.

મંગલાચરણ સમાપ્ત થયા પછી મી. શિવજીએ વીર પ્રભુની સ્તુતિ કર્યા બાદ પોતાના ભાષણની શરૂઆત કરતાં જણાવ્યું કે ગૃહસ્થો ! જૈન શ્વેતાંબર કોન્ફરન્સ દર સાલ ભરવાની જે શુભ શરૂઆત થઇ છે તે આપણી સમસ્ત કોમના ઉદયનું એક બહુ અર્થ સૂચક શુભ ચિન્હ છે. હરેક પ્રકારે જૈનની ઉન્નતિ કરવાનો પ્રયત્ન કરવો એ કોન્ફરન્સનો મુખ્ય હેતુ છે, અને તે હેતુ પાર પાડવાને માટે તે કેવે રસ્તે કામ લે છે તે તેમાં પસાર થયેલા ઠરાવો પરથી તમો જાણી શકશો, માટે તેમાં પસાર કરવામાં આવેલા અગત્યના ઠરાવો વિષે હું તમારી સમક્ષ યથામતિ બોલવા ધારૂં છું.

ગૃહસ્થો ! મંદિરોના જીર્ણોદ્ધારના સંબંધમાં પસાર થયેલા ઠરાવ વિષે બોલતાં મારે જણાવવું જોઈએ કે, દુનિયાના બીજા કોઈ પણ ધર્મ કરતાં આપણા ધર્મના દેવાલયો વિશેષ જોવા લાયક, સુશોભિત ચિત્તાકર્ષક તથા મનોરંજક છે. પરદેશી અને પરધર્મી પ્રવાસીઓ પણ આપણાં મંદિરો નજરે નિહાળી સાનંદાશ્ચર્ય પામે છે કે ઈ પણ અન્ય ધર્મના શ્રીમાનો કરતા આપણા ધર્મબંધુઓએ પોતાના પૈસાનો વ્યય આ કામમાં વિશેષ કરેલો છે. હવે તેઓએ બંધાવેલા આપણા ધર્મના આ કીર્ત્તિ કોટનું રક્ષણ કરવું તે આપણી પહેલી ફરજ છે, તે ફરજ આપણે અદા નહિ કરીએ તો આપણે ધર્મદ્રોહનું પાપ કરનારા પાતકી ગણાઈશું.

હવે પ્રાચીન ગ્રંથોનો જીર્ણોદ્ધાર કરવા વિષેનો જે મહત્વનો ઠરાવ કોન્ફરન્સમાં પસાર કરવામા આવ્યો હતો, તેના વિષે બોલતાં મારે જણાવવું જોઈએ કે, આપણા ધર્મગ્રંથો તે આપણું ધર્મ દ્રવ્ય છે અન્ય ધર્મના સાહિત્યની સાથે સરખાવતાં આપણા તત્વ જ્ઞાનના ગ્રંથોનું સાહિત્ય ઘણુંજ વિસ્તારવાળું કીમતી અને મનન કરવા યોગ્ય છે. આપણા યોગી મહાત્માઓ પોતાની યોગ વિદ્યા તથા જ્ઞાનના ફળ તરીકે તે આપણને વારસામાં આપી ગયા છે. હવે જો તેનો આપણે જીર્ણોદ્ધાર ન કરીએ તો તે મહાત્માઓ પ્રતિ તથા આપણા ધર્મ પ્રતિ આપણે કેટલી બધી આશાતના કરનારા કહેવાઈએ ? તેનો તમે તમારા મન સાથે તોલ કરો.

વળી કેળવણી સંબંધી પસાર થયેલા ઠરાવના સંબંધમાં હું કહીશ કે, હાલના આગળ વધતા જમાનામાં કેલવણીની આવશ્યકતાની કોઈથી પણ ના પડાય તેમ નથી. દરેક સુધરેલા દેશમાં અને દરેક સુધરેલી કોમમા વિજલીની ઝડપે સુધારો તથા વિદ્યા વૃદ્ધિ થયે જાય છે. તેવે વખતે જો આપણે આળસના ગુલામ થઇને ઘોર નિદ્રામાં સુઇ રહીશું અને અજ્ઞાનની દશામાંથી આપણા ધર્મબંધુઓને તારવાનો ઉપાય નહિ કરીએ તો ભવિષ્યની પ્રજા આપણને મોટામાં મોટા મૂર્ખ અને બેફીકરા મનુષ્ય તરીકે કેમ નહિ માને ?

હવે જીવ દયા સંબંધી જે અતિ અગત્યનો ઠરાવ પસાર કરવા મા આવ્યો હતો તેની ઉપયોગિતા તમને સમજાવવાની જરૂર નથી. કારણકે તે તો તમે સારી રીતે પીછાણો છો. આપણા ધર્મનો પાયો અહિંસા અગર જીવ દયા ઉપરજ રચાયો છે. જૈન ધર્મ એ જીવ દયાનોજ ધર્મ છે. તેમ છતાં વ્યવહારનાં કાર્યોમા આસક્તિને લીધે અગર પૈસાના લોભે જાણે અજાણે અનેક વખતે આપણે **अहिंसा परमो धर्मः** એ મહા સૂત્ર ભૂલી જઈએ છીએ તે ઘણા ખેદની વાત છે.

ત્યાર પછી દુષ્ટ રીવાજો અને વહેમી તથા ધર્મ વિરૂદ્ધ રૂઢીઓ તજી દેવાના સંબધમા જે ઠરાવ પસાર કરવામા આવ્યો છે, તે વિષે વિવેચન કરતાં મારે જણાવવું જોઈએ કે આવા રીવાજો અને રૂઢીઓ અનેક પ્રકારે આપણી કોમની ઉન્નતિમાં આડે આવે છે. અને તેનુ જડ મૂળથી નિકંદન કરવામા જેટલો આપણે વિલંબ કરશું, તેથી સો-ગણો વિલંબ આપણી ઊન્નતિ થવામા લાગશે, એમ ચોકસ માનજો.

વળી સર્વ પ્રાણી માત્ર પ્રતિ ભ્રાતૃભાવ રાખવો જોઈએ. તે વિષે બોલતાં મારે કહેવું જોઈએ કે' સર્વ ભૂત પ્રાણીમાત્રને સરખા ગણ-વા, તથા કોઈની સાથે રાગ, દ્વેષ ઈર્ષ્યા કે મત્સર રાખવો નહિ, અને કોઈને દૂશ્મન ન ગણતા સૌને ભાઈઓ ગણવા એ મોક્ષપદ પામવાનું પહેલું પગથીયું છે

જૈન ડીરેક્ટરીની અગત્ય એ પણ લક્ષમાં લેવા જેવી બાબત છે. તે ડીરેકટરી આપણા ધર્મ તથા વહેવારની સર્વ હકીકત જણાવ-નારા દીવા જેવી થશે. અને તેના પ્રસાર અને વાચનથી જે લાભો થશે તે એટલા બધા છે કે જેનું અહીં ટુંકામા વર્ણન થઈ શકે તેમ નથી.

વળી આપણાં ધર્મના ખાતાંઓ જે જુદે જુદે ઠેકાણે ચાલે છે, તે બધા સુવ્યવસ્થિત પણે ચાલે છે, એમ કહી શકાય નહિ, માટે જો તે બધા ખાતાંઓના વહીવટ તથા હીસાબ તપાસવાને માટે યોગ્ય

બંદોબસ્ત કરવામાં આવે તો જે જે ખાતાંઓમાં ગડબડ કિંવા અવ્યવસ્થા ચાલતી હોય તે દૂર થઇ શકે.

ઉપરના બધા ઠરાવો વિષે ભાષણ કર્તાએ પોતાના વિચારો છટાદાર, જુસ્સાબંધ અને બોધક ભાષામાં જણાવ્યા હતા, જે સાંભળી સૌ શ્રોતા જનોના મુખપર ધર્માભિમાનનું શૌર્ય ઉભરાઇ આવેલું પ્રત્યક્ષ દેખાતું હતું.

## ભાષણ ૧૨ મું.

# જ્ઞાનપ્રાપ્તિ.

મુંબઇના કચ્છી દશા ઓશવાળ ગૃહસ્થો પૈકી જેઓ ચૈત્રી પુર્ણિમા ઉપર શ્રી સિદ્ધક્ષેત્રની જાત્રાએ આવ્યા હતા. તેઓએ શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગની બોર્ડીંગ સ્કુલ જોવાનો ઈરાદો બતાવ્યાથી વર્ગના સેક્રેટરી **મી. શિવજી દેવશીએ** તા. ૨૪–૩–૦૪ના રોજ વીરબાઇ પાઠશાળાના મકાનમાં તેમનો તથા અન્ય જાત્રાળુઓનો એક મેળાવડો કર્યો હતો. શરૂઆતમાં **મી. શિવજી દેવશીની** દરખાસ્તને સ્કુલના માસ્તર મી. અંબાશંકર કેશવજીએ અનુમોદન આપવાથી પ્રમુખ સ્થાન **મી. હીરજી ઘેલાભાઇ પદમશાને** આપવામાં આવ્યું હતુ. ત્યારબાદ **મી. શિવજીએ** મેળાવડા હજુર નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું.

બહેનો અને ભાઈઓ ! આપણે આ સ્થળે ધર્મ–ચર્ચા કરવાને ભેગા મળ્યા છીએ. સિદ્ધક્ષેત્રની પવિત્ર ભૂમીમા શુભ કાર્ય માટે આવા આવા મેળાવડા થાય એ એક મોટા સદ્ભાગ્યની નિશાની ગણવી જોઇએ. કારણ કે હાલના જમાનાના વિષમ કાળમા માણસો પૈસાની પ્રાપ્તિની લલુતામાં અને વિષય ભોગની મોજમજાહમાં એટલા બધા મશગુલ રહે છે કે તેમને ધર્મ કરવાનો અવકાશજ મળતો નથી. અરે! ખેદની વાત છે કે જે ઉત્તમ મનુષ્ય યોનિમાં પોતે જન્મ ધર્યો છે તેની

કિમતજ માણસોને માલુમ નથી. જાણે કે પથ્થર, ધુળ કે અન્ય ક્ષુદ્ર વસ્તુની માફક મનુષ્ય જન્મ સહજ પ્રાપ્ત હોય તેમ તેઓ બેપરવા-ઈથી પોતાની આખી જીંદગી ગુમાવી દે છે. અરે આળસમાં ગુમાવે છે એટલુંજ નહિ પણ નાના પ્રકારનાં વ્યસન અને દુર્ગુણોના નર્કના ખાડામાં પડીને પોતાના આત્માને અધોગતિએ પ્હોચાડે છે. અરેરે! તે નરપશુઓની મન દયા આવે છે. તેઓનું હવે પછી શું થશે? પણ તેઓ બિચારા દુર્ભાગ્યે જ્ઞાન વિહીન હોવાથી સારાસાર સમજી શકતા નથી. અરે! જ્ઞાન એ દિવ્ય ચક્ષુ છે. માટે જેણે સદ્જ્ઞાન પ્રાપ્ત કર્યું નથી અને સારાસાર વસ્તુની જેને પીછાન થઈ નથી તે દેહીરૂપે મનુ-ષ્ય છતાં પણ પશુ કરતાં ઉંચી પંક્તિનો નથી. માટે હે બંધુઓ અને બ્હેનો! જ્ઞાન એજ ઉચ્ચ ગતિએ પહોચાડનારૂં અને સન્માર્ગ દર્શા-વનારૂં ઉત્તમ સાધન છે. તેથીજ મનુષ્ય ધર્મનું રહસ્ય સમજી શકે છે અને છેવટ મોક્ષપણ એથીજ પમાય છે. માટે મનુષ્યને જો કર્મના બંધનમાંથી છુટવું હોય તો અને મનુષ્ય ભવની સાર્થકતા કરી છેવટ મુક્તિપદ મેળવવું હોય તો તેણે જેમ બને તેમ શ્રમ લઇ સારા ગુરૂ પાસેથી જ્ઞાન અને સદ્વિદ્યા મેળવવી. આ ભવ જળમાંથી તરવાનો અને આ ભવ દવમાથી ઉગરવાનો જ્ઞાન શિવાય બીજો એક પણ સ-રલ માર્ગ નથી માટે તેનીજ પ્રાપ્તિ માટે અથાગ શ્રમ લ્યો, દેશ પ-રદેશ વેઠો, અને नीचादप्युतमां विद्यां પ્રમાણે જ્ઞાન પ્રાપ્તિ અર્થે નીચની સેવા કરવી પડે તો તે પણ કરો.

હવે જ્યારે જ્ઞાન પ્રાપ્તિ એજ સર્વ સુખ પ્રાપ્તિનું સાધન છે, ત્યારે તે જ્ઞાન પ્રાપ્તિ પોતે કરવી તે પોતાની ફરજ છે અને બીજાને તે કરાવવી તે મોટામાં મોટું પુન્યનું કામ છે આ હેતુ લક્ષમાં રા-ખીને શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગની સ્થાપના કરવામાં આવી છે. હવે અત્યાર સુધીમાં આ વર્ગે જે કામ કર્યું છે તેનું યત્કિંચિત્ દિગ્દર્શન આપ સન્મુખ રજુ કરેલા આ બાળ વિદ્યાર્થીઓ આપને કરાવશે, અને તે વિદ્યાર્થીઓનુ કામ જોયા પછી આપને જણાયા વગર રહેશે નહિ કે વર્ગને તન, મન, ધનથી મદદ કરવાની ખાસ જરૂર છે,

મી. શિવજીનું ઉપર પ્રમાણેનું બોલવું પુરૂં થયા પછી બોર્ડીંગ સ્કૂલના વિદ્યાર્થીઓ જેઓને તે વખતે હાજર રાખવામાં આવ્યા હતા તેઓએ કન્યાવિક્રયના ક્રૂર રીવાજ વિષે ખંડન મંડનરૂપે ભાષણો કર્યાં હતાં અને હાજર રહેલા સર્વે ગૃહસ્થો તથા બાનુઓ તેથી પ્રસન્ન થયાં હતાં.



## ભાષણ ૧૩ મું.

# विद्यावृद्धिनी आवश्यकता.



શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગના ઓનરરી સેક્રેટરી શા. શિવજી દેવશીએ તા.૧-૪-૦૪ના રોજ શ્રી બનારસ યશોવિજયજી જૈન પાઠશાળામા "વિદ્યા વૃદ્ધિની આવશ્યકતા" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. તે વખતે શ્રોતા જનોની સારી સંખ્યા હાજર થઇ હતી.

શરૂઆતમા વીર પ્રભુની સ્તુતિ કર્યા બાદ ભાષણ કર્તાએ જણાવ્યું કે, બંધુઓ ! આ દુનિયામાં એવો કોઇ પણ પ્રાણી નહીં હશે કે જે ઉન્નતિની ઇચ્છા નહિ રાખતો હોય. મોટામાં મોટા મહારાજાથી નાનામાં નાના કીડાઓ પણ યથાશક્તિ ઉન્નતિ માટે પ્રયાસ કરતા જણાય છે. અર્થાત્ સર્વે જીવો ઉન્નતિને અહોનિશ ઈચ્છતા રહ્યા છે અને તેને માટે મથન પણ કરતા રહ્યા છે પણ ઉન્નતિ કોને કહે છે ? અને તે કયા સાધનો વડે પ્રાપ્ત થાય છે? તે વિદ્યા વિના જણાતું નથી. માટે પ્રિય બંધુઓ! આપ કે જે અત્રે ખાસ વિદ્યાભ્યાસ માટેજ આવેલા છો તેવા તમોને તો વિશેષે કરીને વિદ્યાભ્યાસ કર્તવ્ય છે. કારણકે તે વિના ઉન્નતિનો ખરો રસ્તો સુઝવાનો સંભવ નથી.

કહ્યુ છે કે,—

विद्या ददाति विनयं, विनयाद्याति पात्रताम् ।
पात्रत्वाद्धनमाप्नोति, धनाद्धर्मः ततः सुखं ॥

અર્થ—વિદ્યા વિનયને આપે છે, વિનયથી પાત્રતા મળે છે, પાત્રતાથી ધન પમાય છે, ધનથી ધર્મ થાય છે, અને ધર્મથી સુખ મેળવાય છે.

અહા! સુખ મેળવવાનો કેવો સરલ માર્ગ છે? પણ તેમાં પ્રથમજ વિદ્યાની જરૂર છે, અને તે વિદ્યા પરમ કષ્ટ વેઠયા શિવાય, દેશ પરદેશ અટન કર્યા શિવાય, ભુખ, તરશ, ટાઢ, તાપને સહન કરીને મહા મહેનત લીધા શિવાય પ્રાપ્ત થતી નથી. માટે વિદ્યામાં પારંગત થવા ઇચ્છનારાઓએ તે બધા પ્રકારનાં કષ્ટો સહન કરવાને તત્પર થવું જોઇએ. અરેરે! પૂર્વકાળની અને હાલની આર્ય દેશની વિદ્યા સંબંધી સ્થિતિમાં કેટલો બધો વિચિત્ર ફેરફાર દૃષ્ટિએ પડે છે. પ્રથમના સમયમાં તો નાનાં બાળકોને વિદ્યાભ્યાસ કરાવવા સારૂ ગુરૂ કુળમાં વાસ કરવાને મોકલતા હતા. તેઓ ત્યાં વિદ્યાની સાથે વ્યવહારિક કળાઓ પણ શીખતા હતા. પણ હાલ આર્ય દેશના દુર્દૈવથી સદ્વિદ્યા શિખવનારા સદ્ગુરૂ મહાત્માઓ પણ વિરલાજ મળે છે અને તેથી પણ વિશેષ અફસોસની વાત તો એ છે કે, અજ્ઞાન માતા પિતાઓ મોહને વશ થઇને પોતાના સંતાનોને નાનપણમાં વિદ્યા આપવાને બદલે ધન અને યૌવનનો વિનાશ કરનારી બાળલગ્નની બેડી પહેરાવે છે. ખરેખર! પાયમાલીનો વખત આવ્યો જણાય છે.

અરેરે! જે અવસ્થામાં બ્રહ્મચર્ય પૂર્વક વિદ્યાભ્યાસ કરવાનો છે તેજ અવસ્થામાં આજ કામ વિકારે વ્યાપ્ત થયા થકા સંસારના કૃત્યો કરવાં પડે છે, અને લઘુ વયમાં એક, બે, કે ત્રણ સંતાનોના ભાજન થઇને પોતાના શારીરિક બળ અને મનોબળનો ક્ષય કરવાનો વખત આવે છે.

ધિક્કાર છે અજ્ઞાનને અને તેના પાત્રોને કે જેણે આર્ય શાસ્ત્રોના રહસ્યને ભુલાવીને કલ્પિત અર્થોમાં ભ્રમાવી દીધા છે. અને જેને લીધે નમાલાં શરીર અને મનના બાળકો, વ્યવહારિક તથા પારમાર્થિક ઉન્નતિ કરવામાં પાછા પડે છે. અરેરે બંધુઓ! આપ વિચારો તો ખરા કે આપણું શાસ્ત્ર શું કહે છે! અને આપણે કેમ વર્તીએ છીએ?

જૈન શાસ્ત્રમાં કહ્યું છે કે, " ज्ञान क्रियाभ्यां मोक्षः " એટલે કે જ્ઞાન અને ક્રિયા વડે મોક્ષ થાય છે. અર્થાત્ પ્રથમ જ્ઞાન અને પછી ક્રિયા લીધી. પણ પ્રથમ ક્રિયા અને પછી જ્ઞાન એમ લીધું નથી. તેનું રહસ્ય એજ છે કે, જ્ઞાનરૂપી સૂર્ય છે તેજ અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવાને સમર્થ છે. માટે પ્રથમ જ્ઞાન મેળવવાની અત્યંત આવશ્યકતા છે.

જ્યારે જ્ઞાન અને ક્રિયા વડે મોક્ષ થાય છે ત્યારે તેઓ વડે અન્ય સુખો પ્રાપ્ત થાય તેમાં પુછવુંજ શું ? કારણ કે, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પ્રકારના પુરૂષાર્થમાં મોક્ષ એ સર્વોત્કૃષ્ટ અને ગહન છે.તો તેની પ્રાપ્તિ જેનાથી થઈ શકે છે.તેવા જ્ઞાનથી બીજા ત્રણ પુરૂષાર્થો પ્રાપ્ત થાય તેમાં વળી પુછવુંજ શું ?

બંધુઓ ! આપણે ખુશી તો એટલા માટે થવાનું કે મુનિ ધર્મવિજયજી આટલો પ્રયાસ કરીને આપ સર્વેને અત્રે લઈ આવ્યા છે. હવે તેમનો અપાર શ્રમ ત્યારેજ સફળ થશે કે જ્યારે તમો સર્વે "कार्यं साधयामि वा देहं पातयामि" એટલે કે કાર્ય સાધવું યા તો દેહ પાડવો, એવા પ્રકારનો નિશ્ચય કરી મંડયા રહેશો. અરે ! એટલું તો વિચારો કે કાશીમાં પ્રથમ જૈનોને ભણવા માટે બહુજ સંકટ વેઠવાં પડતાં હતાં, તેજ ક્ષેત્રમાં આજે જૈનોની પાઠશાલા થવા પામી છે, તે કેટલું આનંદદાયક છે ? હું તો કહું છું કે, તે સર્વ કાર્ય સિદ્ધિ માટે આપણે મુનિ મહારાજ ધર્મવિજયજીના ઘણા આભારી થયા છીએ.

હું આશા રાખું છું કે, શ્રીમાન જૈનો આ પાઠશાળાને પોતાના તન, મન, ધનથી મદદ કરશે, અને અન્ય બંધુઓ પાસે પણ કરાવવાને ચુકશે નહિ. કારણ કે જ્ઞાન દાન સમાન અન્ય કોઈ દાન નથી. અને તેમાં પણ આલોક અને પરલોકનું જેમાં કલ્યાણ સમાયેલું છે એવા ધર્મ જ્ઞાનનું દાન તો સર્વથી ઉત્તમજ છે. માટે આવા પવિત્ર કાર્યને મદદ આપવી તે તમામ જૈન બાંધવોની ફરજ છે.

બંધુઓ ! કેવળ વ્યાકરણ શીખવાથી કાર્ય સિદ્ધિ થાય છે,

અથવા તમને વ્યાકરણ શીખવવાને માટેજ મુનિ મહારાજ અત્રે આવ્યા છે આવા પ્રકારનો અયોગ્ય નિશ્ચય કરી તમારે બેસવાનું નથી. કારણ કે, इकोयणचि અને अतोरुः એ વ્યાકરણના સૂત્રો ગોખવાથી કાર્ય સિદ્ધિ થતી નથી પણ તેથી જ્ઞાન પામી તે જ્ઞાનની મદદ વડે સત્પુરૂષાર્થ કરવાથીજ કાર્ય સિદ્ધિ થવાની છે. તો હે બંધુઓ ! આપ પોતે પોતાના તન, મન, ધનને પ્રથમ સુધારી પછી આ જગતના તમામ જીવોને જ્ઞાનનો ઉપદેશ આપવા મંડશો તો તમારા શિક્ષણનો હેતુ સફળ થયો ગણાશે.

ભાઈઓ ! વિશેષ શું કહું ? આપ સમજુ છો છતાં પણ એજ ભલામણ કરૂં છું કે જ્યાસુધી આપ સહુ સંપૂર્ણ વિદ્વાન થયા નથી ત્યાં સુધી આપણા દેશ તરફ જવાની ઈચ્છા કરશોજ નહિ પણ વિધામાં પારંગત થયા બાદ તમોને જોવાને ઉત્સુક થયેલા સ્નેહિ વર્ગને તમારી વિદ્યાનો લાભ દેવાને દેશ તરફ પધારજો.

છેવટે એટલુંજ કહેવું બસ થશે કે, જ્યારે તન, મન, ધનનું બલિદાન આપી વિદ્યા મેળવશો, અને પછી અન્યને તેનો સ્વાદ ચખાડશો ત્યારેજ ખરી અને વાસ્તવિક ઉન્નતિ થશે, આત્મોન્નતિ ત્યારેજ થશે અને અન્યની ઉન્નતિ કરવાનું સામર્થ્ય પણ ત્યારેજ થશે. માટે બંધુઓ ! સ્વ–પરની ઉન્નતિ કરવાનો રાજમાર્ગ જો શોધતા હો તો તે વિદ્યાના ઉપાર્જન સિવાય બીજો નથી.

મી. શિવજીનું એ પ્રમાણેનું ભાષણ પુરૂં થયા બાદ પાલીતાણા વીરબાઈ જૈન પાઠશાળાના વિદ્યાર્થી ભુલા નેણશી તથા છગન કરસને અસરકારક અનુમોદન આપ્યું હતું. અને અન્ય કેટલાક ગૃહસ્થો પણ ટેકામા બોલ્યા હતા, અને છેવટમાં મુનિ મોહનવિજયજી તથા ઇંદ્રવિજયજીએ અસરકારક બોધ આપ્યો હતો, અને ત્યારબાદ સભા વિસર્જન થઈ હતી.



# ભાષણ ૧૪ મુ

# संप.

શ્રી કચ્છી દશા ઓશવાલ જ્ઞાતિમાં લાંબા વખત થયા કુસંપ ચાલતો હતો તે બંધ પડી સંપ કરવામાં આવ્યો તેથી થયેલી ખુશાલીના ઉદ્ગાર તરીકે શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ તરફથી ઉક્ત જ્ઞાતિના શેઠીઆઓને માનપત્ર આપવાને માટે એક જાહેર સભા તા. ૧૩-૮-૧૯૦૩ના રોજ પાલીતાણામાં શેઠ નરશી નાથાની ધર્મશાળામાં બોલાવવામાં આવી હતી જેમાં મુંબઇના શેઠ શીવજી લધા પણ હાજર હતા.તે સભા સન્મુખ મી શીવજી દેવશીએ નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતુ.

ગૃહસ્થો ! આજની સભા મેળવવાનું કારણ આપને વીદીતજ છે. શ્રી કચ્છી દશા ઓશવાળ જ્ઞાતિમાં લાંબો વખત થયાં જે કુસંપરૂપી અસાધ્ય રોગે પ્રવેશ કર્યો હતો તેને લીધે જ્ઞાતિને અનેક પ્રકારે જુદી જુદી વખતે સહન કરવું પડયું છે. સંપના જે ફાયદા છે તે જગજાહેર છે, તે અત્રે ગણાવવા બેસતા પાર આવે તેમ નથી. સંપનો જ્યાં અભાવ હોય છે ત્યા ગમે તેવું જાહોજલાલીવાળું રાજ્ય પણ ચીરકાલ ટકી શકતું નથી. કુટુંબ જ્ઞાતિ દેશ કે જગત સુવ્યવસ્થામાં રાખનાર સંપ દેવજ છે. તે દેવનો જેણે અનાદર કર્યો તેનાં કમ ભાગ્ય સમજવાં. આપણી જ્ઞાતિના દુર્દૈવે આ સૂત્ર ભૂલી જવામા આવ્યું હતું અને તેથી રોજગાર ધંધાની આબાદીમાં અને કુટુંબની સુખ શાન્તિમા આપણી જ્ઞાતિની દરેક વ્યક્તિને સહન કરવું પડયું છે. અલબત આપણી જ્ઞાતિમાં ઘણા સમજુ અને દીર્ઘદૃષ્ટિવાળા શેઠો છે પણ **दैव इच्छा बलीयसी** પ્રમાણે આપણને જે ભોગવવું લખ્યું હોય તે મિથ્યા થતું નથી તે પ્રમાણે આપણે ભોગવી ચુકયા અને હવે સદ્ભાગ્યે તે દુખદ દશાનો અંત આવેલો જોઈને સર્વ કોઇ જ્ઞાતિ જને હર્ષ પામવાનો છે. કારણ કે, સંપ વિના સુખ, સમૃદ્ધિ અને આબાદીની આશા રાખવી તે વ્યર્થ છે, માટે સંપનો

સત્કાર કરવાની આપણુને જે સદ્દબુદ્ધિ સુઝી તે ખચીત આપણી ભવિષ્યની ઉન્નતિ સુચક છે. હવે આપણું કર્તવ્ય માત્ર એટલુંજ બાકી રહે છે કે ગઈ ગુજરી વીસરી જઇને અને રાગ દ્વેષને દુર કરીને આપણે આપણી જ્ઞાતિની આબાદીમાં વૃદ્ધિ કરવાને કમર કસવી જોઇએ. અને કુસંપને લીધે જે જે નુકશાનો આપણે વેઠયાં છે તેનો ખંગ વળી રહે તેવો યત્ન આગ્રહ પૂર્વક કરવો જોઇએ.

ગૃહસ્થો ! આટલું કહીને હું આપની પાસે જે અભિનંદનપત્ર વાંચી સભળાવું છું તે આપ મંજુર કરશો એટલે શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ તરફથી ઉક્ત જ્ઞાતિના અગ્રેસરો તરફ મોકલી આપવામાં આવશે. પછી મી. શિવજીએ નીચેનું અભિનંદન પત્ર સભા હજુર વાંચી સંભળાવ્યું હતું, તે સભાએ મંજુર કર્યું હતું.

**શ્રી કચ્છી દશા ઓશવાલ જ્ઞાતિના શિરછત્ર અગ્રેસર શેઠીઆઓને**
**" શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગના વ્યવસ્થાપકો તરફથી "**

## અભિવંદન પત્ર.

અમો શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગના વ્યવસ્થાપકો આજની મિતિ શ્રાવણ વદિ ૬ ગુરૂવાર વિક્રમાર્ક સંવત ૧૯૫૬ તા. ૧૩મી ઓગસ્ટની જાહેર સભાદ્વારા આપ શિરછત્ર અગ્રેસરોને શુદ્ધાંતઃકરણે સહર્ષ અભિનંદન આપીએ છીએ.

હે જ્ઞાતિ ઉદ્ધારક સજ્જનો ! આપણી જ્ઞાતિમા આજ દશ વર્ષથી કોઈ દુર્દૈવના યોગથી કુસુંપ રૂપ સળો પેઠો હતો અને જેના લીધે આપણી જ્ઞાતિ દ્રવ્ય, વિદ્યા, ઉદ્યોગ અને ઉન્નતિનાં પ્રત્યેક સાધનોમાં અધોગતિએ આવી ગઈ હતી, પણ તે દુર કરવા આપ પુન્ય પ્રભાવકોએ જે આજે અત્યંત સ્તુત્ય આ ( સપ રૂપી ) કાર્ય કરી જ્ઞાતિ ઉપર અમાપ ઉપકાર કરેલો છે, તે ખાતે જ્ઞાતિ ખરેખર આપની પૂર્ણ આભારી છે, એટલુંજ નહિ પણ આપના પવિત્ર પુન્ય પ્રભાવક નામને પોતાના હૃદયપટ ઉપર હર્ષ ચિત્તે પ્રેમ રૂપી શાહીથી લખવા કબુલ કરશે,

હે અગણિત ગુણે અલંકૃત શેઠીઆઓ ! આપ જેવા દયાળુ

ગૃહસ્થો રૂપી નાયક હોવાથીજ આપણી જ્ઞાતિ દુનિયામાં સુખી સ્થીતિ ભોગવે છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ ભર્યું અમને લાગતું નથી. “ વાડ થકી વેલો સુધરે ” એ પુરાતન કહેવત તદન ખરી છે, અને તે કહેવત પ્રમાણેજ આપ વર્તેલ હોવાથી આપણી જ્ઞાતિના શિરછત્રપણાને આપ લાયકજ છો એમ કહેવાને અમો અમને ભાગ્યશાળી માનીએ છીએ.

તળાવમાં જેમ પાણીના વિયોગથી ફાંટા પડે છે તેમજ આપણી જ્ઞાતિમાં સંપરૂપી પાણીના વિયોગથી ફાંટા પડેલ છતાં પણ આપ અગ્રેસરોએ મર્યાદા મુકી નહિ એટલુંજ નહિ પણ પોતાના જ્ઞાતિ બન્ધુઓને ઉત્તેજનાર્થે પોતાની વખારોમાં એમનેજ રાખવા કબુલ કરી જે મદદ આપેલ છે તે અત્યંત સ્તુત્ય છે અને આશા છે કે હવે પછી પણ એવીજ રીતે વિવિધ ઉદ્યોગો, હુન્નરો, કળાઓ, અને કેળવણીમાં જોડાવા પ્રયત્ન કરશોજી.

હે દાનેશ્વર નરસિંહો ! આપના અગણિત ગુણ ગણવા તે સૃષ્ટિના પરમાણું ગણવા તુલ્ય થાય છે તોપણ આપના ઉપકાર તળે કચરાઈ ગયેલું અમારૂં અંતઃકરણ અમારે વશ ન રહેવાથી વચન દ્વારા બોલવા પ્રેરે છે.

આ વખતે જ્ઞાતિને જે અત્યંત દુષ્ટ રીવાજોથી મુક્ત કરી છે તે ખાતે જ્ઞાતિ વર્ગનો પ્રત્યેક જન આપનો આભારી છે એટલુંજ નહિ પણ આવી કઢંગી રૂઢીઓને અત્યંત દુર કાઢવા આપ શ્રીને અંતઃકરણ પૂર્વક વિનવે છે.

આપણી જ્ઞાતિ કે જે અદ્યાપિ પર્યંત અજ્ઞાનતારૂપી અંધકારમાં આચ્છાદિત રહેલી છે તેને જ્ઞાનરૂપી, સૂર્યનો પ્રકાશ આપી પ્રકાશિત કરવા સતત યત્ન કરવા કૃપા કરશોજી

છેલ્લે અમો અંતઃકરણ પૂર્વક ઇચ્છીએ છીએ અને પરમાત્મા પાસે પ્રાર્થના પૂર્વક માગીએ છીએ કે આપની સદા ચડતી થાઓ અને જ્ઞાતિની તન મન અને ધનથી ચડતી કરવા તત્પર રહો. વિશેષ આશા રાખીએ છીએ કે—શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગના કા-

યમાં આપ હંમેશાં સહાયભુત થઇ તેની ઉન્નતિ માટે ચોગ્ય ભાગ લેશો, અને તેને વધારે દ્રઢિભુત કરશો. એજ. " સુજ્ઞેષુ કિં બહુના "

શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગના
અવસ્થાપકો તરફથી ઓનરરી
સેક્રેટરી શા. શિવજી દેવશીના
સવિનય નમન કબુલ કરશોજી.

ઉપરનું અભિવંદન પત્ર સભા સમક્ષ વંચાઇ રહ્યા બાદ મી. શીવજી દેવશીનું જ્ઞાતિ એક સંપ થવાની ખુશાલીમાં બનાવેલ નીચેનું ગાયન શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગના વિદ્યાર્થીઓએ આનંદ સાથે ગાઈ સંભળાવ્યું હતુ.

## રાગ ધનાશ્રી.

આનંદ હ્રદય ન માય સજ્જનો, આનંદ હ્રદય ન માય. ટેક
આજ વધાઇ સુણીને સારી, અવયવ વિકસીત થાય સ. ૧
કુસંપ શત્રુ દુર જવાથી, નાતમાં સુખ ફેલાય. સ. ૨
દુષ્ટ શત્રુની હાર થવાથી, જય જય નાદ સદાય. સ ૩
સંપ તણી સેવા કરવાથી, સુખની વૃદ્ધિ થાય. સ. ૪
શેઠ વિસનજી તેમ જેઠાભાઈ, આદિ તણી જય થાય. સ. ૫
સદાય ચડતી થાજો ભાઇ, ઇચ્છીએ એ મનમાંય. સ. ૬
કેલવણી આપો જ્ઞાતિને, એ વિણ સુખ નહિ થાય. સ ૭
કુરૂઢી સર્વે દુર થવાને, કેલવણીજ ઉપાય. સ. ૮
જૈન ધર્મ વિદ્યા પ્રસારક. વર્ગ તણા સુપસાય, સ. ૯
બાળ વર્ગ વિદ્યાર્થી સમાજ, વિનવે એજ સદાય. સં ૧૦
શિવ પદ આપો કર્મને કાપો, વીર વચન ચિત્ત લાય સ. ૧૧

એ અભિનંદન પત્ર વંચાઈ રહ્યા પછી મી. જીવરાજ મણશીએ એક ટુંકું પણ રસીલું ભાષણ આપી સંપથી થતા ફાયદા અને કુસંપથી થતા ગેરફાયદા સમજાવ્યા હતા અને વિશેષમાં એમ પણ જણાવ્યું હતું કે, દશા ઓશવાળ જ્ઞાતિની અગાઉ જે ઉન્નતિ હતી તે સંપ અને સહાસિકપણાને લીધેજ હતી. વચમા જે સ્થિત્યાતર થયું

તે ઉક્ત ઊંચા ગુણો શીથીલ થવાથીજ થયું હતું અને હવે પછી પણ જો જ્ઞાતિની ચડતી કરવાની ઇચ્છા હોય તો સંપ, સદાચારાદિ દૈવી પ્રસાદિઓને જ્ઞાતિમાં પ્રવેશ કરવાનો અવકાશ આપો. અસ્તુ

મી. જીવરાજનું એ પ્રમાણેનું બોલવું પુરૂં થયા પછી પાન ગુલાબ લઈ મેળાવડો વિસર્જન થયો હતો.

# પ્રકરણ ૮ મું.

## ( कन्या विक्रय निषेध निर्णय. )

**એક સભાસદ**—હું દરખાસ્ત કરૂં છું કે, આજની સભામાં પ્રમુખ સ્થાને શ્રીયુત **સત્યસમર્થનસેને** બિરાજવું.

**બીજો સભાસદ**—હું તેને ટેકો આપું છું.

**પ્રમુખ**—સદ્‌ગૃહસ્થો ! અહીંઆં મારા કરતાં વિશેષ લાયક ગૃહસ્થો હાજર છે, છતાં આપ સાહેબોએ મને જે માન આપ્યું છે, તે ઉપકાર સહીત સ્વીકારૂં છું.

**ભાઈ વિજયસીંહ** કન્યાવિક્રય વિષે હવે પોતાનું બોલવું શરૂ કરશે, અને આપ સર્વ સદ્‌ગૃહસ્થો તે લક્ષ પૂર્વક શ્રવણ કરશો એવી હું આશા રાખું છું.

**પ્રથમ વક્તા વિજયસીંહ**—પ્રમુખ સાહેબ અને સભ્ય શ્રોતાજનો ! વર્તમાનકાળમાં આપણી કોમમાં કન્યા વિક્રયના ક્રૂર કુચાલનો જે કાળો કેર વર્તાઇ રહ્યો છે, તે જોઇ મારા મનમાં જે અસહ્ય દુઃખ અને પરિતાપની જ્વાળા અહોનિશ સળગ્યા કરે છે તેનું સવિસ્તર વર્ણન કરવાને સહસ્ર જીભ ધારણ કરનારા બ્રહસ્પતિ જેવા મહાન વિદ્વાન વક્તાઓ પણ ભાગ્યેજ શક્તિવાન થાય તેમ છે, તો મારા જેવો એક અલ્પજ્ઞ અને બાળ વયનો વિદ્યાર્થી તે સંબંધમાં વિશેષ શું કહી શકે ? તોપણ મારી નિર્દોશ અને નિરપરાધી બહેનો

જેઓ તે કુચાલની કમનસીબે ભોગ થઇ પડે છે, તે પવિત્ર અને સુકુમાર બાળાપ્રતિનો મારો નિર્મળ પ્રેમ તેમના બચાવમાં વકીલાત કરવાને અને તેમનાપર નિષ્કારણ જે જુલમ ગુજારવામાં આવે છે, તેના ખરા સ્વરૂપનું ચિત્ર તમારી પાસે રજુ કરવાને મને ઉશ્કેરે છે. તો આપ સદ્ગુણી સભાસદો મારા બોલવામાંથી હંસની પેઠે સાર ગ્રહણ કરનારા થશો, એવી મારી નમ્રતા પૂર્વક અરજ છે.

પ્રિય બંધુઓ ! આપ દયાળુ છો, સમજુ છો, વિવેકી અને પરોપકારી છો, છતાં પણ જ્યાં સુધી જીવતી બાળાઓને વેચાતી જોઈ તેમના ક્રુર કસાઈ પિતાના લોભને ભોગ થતી જોઇ અને શબવત્ ઘરડાને પરણાવાતી જોઇ, તમે નિશ્ચિંત બેસી રહો છો, તમને કંપારી છુટતી નથી, તમારા હૃદયમાં ત્રાસ થતો નથી, કે દયાની લાગણી ઉશ્કેરાતી નથી,ત્યાં સુધી અમે એમ કેમ ન માનીએ કે તમારા ઉપર ઠચા સર્વ સદ્ગુણો માત્ર બહારના આડંબર માટેજ છે ? કારણ કે દયા અને કોમળતાના ઉંચા ગુણો જો તમારા હૃદયમાં વાસ કરીને ખરી રીતે રહ્યા હોય તો, આ સુકુમાર બાળાઓને ક્રૂર કસાઈ જેવા પિતાને હાથે રહેંસાતી જોઈ તમે સ્વસ્થતાથી બેશી રહોજ કેમ ? ગાય, બકરાં આદિ પશુના રક્ષણ અને પાલન માટે તમે પૈસા ખરચો છો, કોર્ટે ચડી કજીઆ લડો છો, અને તન મન ધન અર્પણ કરીને પણ તે મુંગા પ્રાણીઓની વહાર કરવાને પછાત રહેતા નથી, તેવાજ તમે આ મનુષ્યત્વ પામેલા બાળકીઓના બચાવ માટે કાંઇ પણ ઈલાજ ન લ્યો, અને તેમના ચંડાલ પિતાને હાથે વેચાતી, રહેંસાતી, અને પાયમાલ થતી જુઓ -છતાં તમે તેમનું રક્ષણ કરવાને અને તે કસાઇઓના ક્રૂર પંજામાંથી છોડાવવાને કશો ઉપાય લ્યો નહિ,તે કેવું કહેવાય ! તેનો વિચાર તમે વિદ્વાનોજ તમારા મન સાથે કરો.

શાસ્ત્રમાં કહ્યું છે કે—

व्याधाः श्रेष्टाः मनुष्याणां कन्या विक्रय कारीणां
ते निर्दयाः परेष्वेव पुत्रादिषु दया पराः

અર્થ—કન્યાવિક્રય કરનારા મનુષ્યો કરતાં પારાધીઓ સારા

છે, કારણ કે તેઓ બીજાઓ તરફ નિર્દય છે, પણ પોતાનાં સંતાનો તરફ દયાળુ છે.

અહાહા! પોતાની પુત્રી ઉપર ઘાતકીપણું, તેમના ઉપર નિર્દયપણું! અરેરે ધિક્કાર છે એ દુષ્ટોને અને તેમના સહચારીઓને.

પ્રભુ પ્રભુ! આવા પાપીઓ એમ નથી વિચાર કરતા કે નિરપરાધી બાળાઓ ઉપર અમે જુલમ કરવાથી કયે ભવ છુટીશું? તેનાં ફળ કેવાં મળશે? કસાઈઓ પણ પંચ ઈંદ્રિય મનુષ્યોને રીબાવીને મારવાનાં કૃત્યને મહા પાપ માને છે, તો આ નરાધમો જેઓ દયાળુ હોવાનો ડોળ ઘાલે છે, મોટી મોટી માળાઓ ફેરવે છે, ટીલાં ટપકાં કરી મોટા ભક્ત ગણાવાનો દાવો કરે છે, અને ધાર્મિક પુન્યશાળી મનુષ્યોમાં ખપવાને માટે કિર્તીફાનો કરે છે, તેવાજ બગ ભકતો કન્યા વિક્રયનું અઘોર પાપ કરવાને અચકાતા નથી. શું તેમને ગુજરાન માટે અન્ય ઉદ્યોગ મળતો નથી શું? પુત્રી વેચીને પૈસા લઈ ગુજરાન ચલાવવા કરતાં ભીખ માગીને ખાવું તે બહેતર છે. છેવટ ભૂખે મરવું તે સારૂં છે પણ આ અન્યાયથી ઉપાર્જન કરેલ દ્રવ્ય તેમને અને તેમના પુર્વજોને પણ નરકમાં લઈ જશે. તેમના કુટુંબને જ્ઞાતિને અને દેશને પાયમાલ કરવાને કારણભુત થશે એવા ક્રૂર કર્મ કરનારાને શાસ્ત્રકારોએ અને મહાન કવિશ્વરોએ પાપીઓમાં ગણ્યા છે.

દલપત કાવ્યમાં કહ્યું છે કે,—

મનહર.

પાપી જન ધન હરી, પુત્રીને કુવામાં નાંખે;
રાખે ન લગાર બીક, અનાથના નાથની.
રડે પછે રાત દીન, થઈ દુઃખે ગમગીન;
વાગે જ્યારે હૈયામાં, કરેલ ક્રિયા હાથની.
એવા જે અનાડી લોક, હોય તેને હાથે થહી;
શાણા જન આપી બોધ, વદો નહિ વાદ કાં.
તજીને પરોપકાર, તમે મમ દેશી જનો;
કુમતિને કેડે ચાલી, ડાંભો શીદ દેડકાં.

આપણે સારી રીતે જાણીએ છીએ કે, કન્યાનું વેચાણ ન થવું જોઈએ. કન્યાને ઘરડા વર સાથે પરણાવવી ન જોઇએ; તેમ છતાં આંધળી પરંપરાની રૂઢીના ગુલામ થઇને, જ્ઞાતિના કઢંગા રીવાજોને તાબે થઇને, છતી આંખે આંધળા થઇને, છતી જીભે મુંગા અને છતા કાને બહેરા થઇને મુંગે મોઢે બધું સહન કરી બેસી રહીએ છીએ; પણ એથી આપણી કોમને અને આપણા દેશને અત્યંત હાની પહોંચે છે, એમ ખાત્રી પૂર્વક માનવું. કારણ કે જે દેશ અને કોમમાં આવા અધમ અને ઘાતકી રીવાજો પ્રચલિત હોય, તે દેશમાં વળી સુખ, સમૃદ્ધિ, સંપ, સદાચાર અને શાંતિ હોવાનો સંભવે હોય ખરો ? કદિજ નહિ કારણ કે જેમ દુર્ગંધથી દેવતાઓ પાંચસો યોજન છેટે રહે છે, તેમજ આવા દુષ્ટ રીવાજો જ્યાં સન્માન પામતા હોય, તેવા સ્થળથી સમૃદ્ધિ, આબાદી, વિદ્યા, લક્ષ્મી, આચાર, ધર્મ વિગેરે દૈવી પ્રસાદીઓ સદા સર્વદા હજારો યોજન દુર રહે છે.

અરેરે ! જ્યાં અબળાઓ રાત દિવસ દીન વાણીથી અશ્રુપાત કરી સહસ્રધા ફીટકારો આપ્યા કરતી હોય, ત્યાં વળી સુખ, શ્રી અને સંપત્તિની હયાતી હોયજ ક્યાંથી ? ઘરમાં કે દેશમાં સુખ સંપત્તિની વૃદ્ધિ કરવાની ઇચ્છા હોય તો, તમારા સમસ્ત સ્ત્રી વર્ગનું આદર પૂર્વક સન્માન કરતાં શીખો.

કહ્યું છે કેઃ—

यत्र नार्यस्तु पुज्यन्ते रमन्ते तत्र देवताः ।

જ્યાં સ્ત્રીઓનો સત્કાર થાય છે, ત્યાં દેવતાઓનો વાસ હોય છે.

અરેરે ! આવા મહાત્માના વાક્યોનો અનાદર કરી સ્ત્રીઓનું સન્માન કરવાને બદલે તેને આપણે દુઃખ દઇએ છીએ, રડાવીએ છીએ, પાયમાલ કરીએ છીએ પણ યાદ રાખજો કે, તેવાં પાપી કૃત્યનાં ફળના ભોક્તા આપણે અવશ્ય થવું પડશે.

આપણા દેશમાં સુખ સંપત્તિનો જે અસ્ત થયો છે તેનું મુખ્ય કારણ કન્યા વિક્રયનો રીવાજ છે. બીજા સુધરેલા અને આબાદ દેશોની સાથે સરખાવતા આપણો દેશ ગરીબ અને વીર્યહીન થઇ ગયો છે,

તો પણ જે આબાદી અને સમૃદ્ધિ કોઇ ખુણે ખોચરે થોડી ઘણી પણ નજરે પડે છે, તે કોઇ મહાત્માના પ્રતાપજ માનવા. પણ જો કન્યાવિક્રયનો ક્રુર રીવાજ હજી ચાલુ રહ્યો તો બહુજ અલ્પ વખતમાં આપણી એટલે દરજ્જે પાયમાલી થશે કે, જેમાંથી ઉદય પામવાની કદી આશા રહેશેજ નહિ. માટે દેશના ભવિષ્યના ઉદય માટે ઇચ્છા રાખનાર દરેક પુરૂષે આ બાબતનું ગંભીરપણે મનન કરવું જોઇએ. હાલ હું આટલું બોલી બીજાઓને વિનતિ કરૂં છું કે, આ વિષય વિષે જેમને બોલવાની મરજી હોય તેમણે પોતાના વિચારો દર્શાવવાની તસ્દી લેવા કૃપા કરવી.

**વકતા ૨ જો**—ગૃહસ્થો ! પ્રથમ વકતાએ જે કાંઇ કહ્યું છે તેને હું શબ્દે શબ્દ મળતો આવું છું, અને તેથી તેમના બોલવાની પુષ્ટિમાં મારા વિચારો હું જણાવું છું. બંધુઓ ! આપણી કોમમાં એવા હજારો કસાઇઓ હશે, કે જેને આપણે માન પાન આપીએ છીએ, તેમની સાથે સંબંધ અને વ્યવહાર રાખીએ છીએ, રોજગાર ધંધામાં તેમને મદદ કરીએ છીએ, દીકરા દીકરી લેવા દેવાનો તથા મરણ પરણમાં જમવાનો વ્યવહાર તેમની સાથે આપણે રાખીએ છીએ, તેમના તરફ લેશ પણ તિરસ્કારની લાગણીથી આપણે જોતા નથી, પણ આ બધી સરળતા અને સગવડ જે તેમને આપણે કરી આપીએ છીએ તે તેમના ઘાતકી કામમાં એક જાતનું ઉત્તેજન છે. કારણ કે જ્યારે તેમને કોઇ કહેતું નથી, કોઇ નિન્દતું નથી, કોઇ મેણાં મારતું નથી, કે કોઇ દંડતું નથી, અગર તિરસ્કાર કરતું નથી, તેથી તેઓ નિશ્ચિંતપણે પોતાનો વેપાર ચલાવ્યે જાય છે. અને એમ માને છે કે, તેમના કૃત્યો તેમના દેશ જનોની નજરમાં નિંદા પાત્ર નથી. આવા વિચારથી તેઓ નિડરપણે પોતાની બાળકીઓનો ધોળે દહાડે છચોક વેપાર કરે છે. અરે ! જાહેર લીલામ કરે છે, શુળીએ ચઢાવે છે, ફાંસીએ લટકાવે છે, અને રીબાવી રીબાવીને મારે છે. ધીક્કાર હજારવાર ધીક્કાર છે એવા પાપી ક્રૂર માબાપોને, અને ધીક્કાર છે આપણને પણ કે જેઓ આટલું નજરે જોયા છતા તેવાઓને જ્ઞાતિથી યોગ્ય શાસન આપણે કરાવતા નથી. આપણે એવા પાપીઓને એક રીતે ઉત્તેજન આપીએ છીએ.

કવિ શામજી કહે છે કે,

વસંત તિલકા.

રે પાળી પોષી દુહિતા, બહુ મોટી કીધી;
મોટા વિશેષ વરને, પછી તેહ દીધી.
પૈસા લઈ પરમ આનંદ જેહ પામે;
પુત્રીનું હિત મનમાં, નહીં તે રહામે.
બાલ્યાવયે બહુ બહુ, કરતો હુલાસ;
રેતો હતો સર્વદા નિજ પુત્રી પાસ.
રે ત્રાસ તેહ ઉરમા, જરીએ ન આવે;
પૈસા લઈ દીકરીના, વળતી વરાવે.
રે હાય એહ નરને, કહું કેણુ કેવું;
પાપી પુરૂં અધમ છે, કૃત્ય પૂર્ણ તેવું.
છે નીચ તેહ જગના, જન સૌ કહે છે;
ચંડાળ એહ નરને, સહુ શાસ્ત્ર કહે છે.

ભાઈઓ ! મારૂં બોલવું હાલ જો કે તમને અપ્રિય લાગતું હશે, પણ એક દીવસ એવો આવશે કે, જે દીવસે આ વચનો અમૃતમય લાગશે; એટલુંજ નહિ પણ તમે પશ્ચાતાપના પ્રવાહમાં તણાતાં તણાતાં પુનઃ પુનઃ પોતાને ધિક્કારશો.

બંધુઓ ! હજારો અબળાઓ પોતાના પિતાની આવી લાભવાળી પ્રબળ ઇચ્છાને તાબે થઈ સો વર્ષના ઘરડા વરને પરણે છે અને કામને વશ ન રાખી શકવાથી તન, અને મનથી ભ્રષ્ટ થાય છે, એટલુંજ નહીં પણ તે મલીન આચાર અને વિચારવાળી સ્ત્રીઓના સંસર્ગથી અનેક કુળ દીપક યુવાનો જેઓ કુસંગના અભાવે સારા નીવડત, તેઓ તે બાળાઓ સાથે બદફેલીમા પડી પોતાની નિર્મળ કીર્તિને કલંકિત કરે છે, એટલુંજ નહિ પણ નિરૂદ્યમી રહી પાયમાલ થાય છે.

અરેરે ! જે દેશમાં સીતા, અંજની, દમયંતી અને તારામતી જેવી પવિત્ર સતીઓ પોતાની સદાચારરૂપી પવિત્ર સુગંધ ફેલાવી

રહી હતી, તેજ દેશમાં આજ દુષ્ટ રીવાજનો ભોગ થઇ પડેલી અસંખ્ય અબળાઓ તન, મન અને ધનથી ભ્રષ્ટ થઇ દુરાચારણી થાય છે. પોતે પાયમાલ થાય છે, અને પોતાના કુસંગના પંજામાં ફસેલા અનેક યુવાનીઆની ખરાબી કરે છે. ધીક્કાર છે, સહસ્ત્રાધા ધીક્કાર છે, કન્યાવિક્રયના રીવાજને ચલાવવા દેનારાઓને અરે ! હિંદુસ્તાન મને તારી દયા આવે છે તું જે પવિત્ર મહાત્મા પુરૂષોની જન્મ ભૂમી હતી તે પવિત્ર ભૂમીમાં આવા પતિત પાપી કન્યાવિક્રય કરનારા જન્મે છે. પ્રિય ભારતભૂમી ! તારી આવી દયાપાત્ર સ્થિતિ નિહાળી મારૂં અંતઃકરણ બહુ દગ્ધ થાય છે.

અરે ભારત ! તારી અધોગતિનું મૂળ કારણ કન્યાવિક્રય સિવાય બીજું કશું નથી. જે દુષ્ટ મનુષ્યો પોતે ન્યાય અને ઉદ્યોગથી ધન પ્રાપ્ત કરવાને બદલે પોતાની પવિત્ર નિરબલ અબળાઓને અપવિત્ર કરવાને દ્રવ્ય લે છે, અને તે દ્રવ્યવડે પોતાનો નિર્વાહ કરે છે, તેના શરીરના રોમે રોમ અપવિત્રતાએ ભરેલાં છે, એટલુંજ નહિ પણ તેવા પુરૂષોનું મુખ જોવું તે પણ પાપ છે એમ હું માનું છું. તે પોતાનાં દુષ્ટ કૃત્યોથી ભારતને પાયમાલ કરે છે, એમ મને સંપૂર્ણ અનુભવ અને ખાત્રી થયેલી છે.

ગૃહસ્થો ! આ વિષય વિષે ઘણું બોલાય તેમ છે પણ અન્ય વક્તાઓને બોલવાનો અવકાશ આપવાને માટે હું એક નાનકડી કવિતા બોલી બેશી જઇશ.

( ક્ષત્રી કુલંક કેમ લેશેરે—એ રાહ. )

ધિક ધિક રે એહ વિચાર, કન્યાનું દ્રવ્ય જેણે લીધુંરે.
ધિક ધિક છે એ નરનાર. ક૦
ધિક પાપિષ્ટ એના વિચાર. ક૦
પાપી એવાના મુખને ધિક્કાર. ક૦
ધિક ધિક એનાં સહુ કામ. ક૦
ધિક ધિક એના સહુ દામ. ક૦
ધિક ધિક એનો પંડ એહ. ક૦
પુરી પાપરૂપ તેની દેહ. ક૦

ધિક હાથ પગ ધિક મુખ. ૬૦
ધિક ઇચ્છયું જેહે એથી સુખ. ૬૦
ધિક એમ ઉરે ઇચ્છનાર. ૬૦
પાપરૂપ એ તો પ્રૌઢ ગમાર. ૬૦
ધિક ધિક એને સહાય દેનાર. ૬૦
ધિક ધિક એનો પરિવાર. ૬૦
ધિક ધિક કરૂં છું પોકાર. ૬૦
કહું લાખ કરોડ ધિક્કાર. ૬૦

વકતા ત્રીજો—ગૃહસ્થો ! પ્રથમના બન્ને વક્તાઓએ કન્યા વિક્રયની વિરૂદ્ધમાં દાખલા અને દલીલોથી આપના મનમાં જે વાત ઉતારી છે, તેથી હુ શબ્દે શબ્દ વિરૂદ્ધ છું. કારણ કે, આવાં આવાં હજારો ઉદાહરણો મારી જીભને ટેરવે રહેલાં છે, પણ તે સર્વે સંભળાવી આપનો અમૂલ્ય વખત રોકવા હું માગતો નથી. હું તો માત્ર મારા વિચાર મુજબ કન્યા વિક્રયની પુષ્ટિમાં બે બોલ બોલીશ.

ગૃહસ્થો ! તમે સારી રીતે જાણો છો કે, ખેડુતો ચોમાસામાં ખેતી કરે છે, અને ખેતરમાં બાજરી, જુવાર, કે ઘઉં પોતાને ઇષ્ટ હોય તે વાવે છે, અને પોતાની મરજી મુજબ વેચે છે, અને પોતાને જે વધારે ભાવ આપે, તેને તે આપે છે, તેમજ પુત્ર અગર પુત્રીઓ વેચવાનો તેના પિતારૂપ ખેડુતને સંપૂર્ણ હક છે, અને તે ઘરડાને આપવી કે, યુવાનીઆને આપવી, તે તેના ભાવ ઉપર આધાર રાખે છે. જે વધારે કિંમત આપે, તેને પિતા પોતાની પુત્રી વેચે તે સ્વાભાવિક અને કુદરતી નિયમને અનુસરતું છે, અને તે પ્રમાણે આજકાલ કેટલાક વ્યવહારદક્ષ પુરૂષો પણ વર્તે છે, પણ આ બન્ને વકતા જેવા ઇર્ષાળુ સ્વભાવના અણુસમજુ માણસો તે કાર્યનું રહસ્ય સમજી શકતા નથી અને નાહક લવારો કરે છે, પણ તેમણે જાણવું જોઇએ કે, તેમના તે વિચારો વ્યવહાર, યુક્તિ કે, તર્કશાસ્ત્રની કસોટીએ ચડાવતાં ચડાવતાં તદ્દન તકલાદી જણાય છે. અને તથી સમજુ મનુષ્યોને તે માનનીય થાય, એમ મને રતી માત્ર પણ ખાત્રી નથી. અર્થશાસ્ત્રની દૃષ્ટિએ, કન્યા, એ એક જાતનું દ્રવ્ય છે. દ્રવ્યનો ક્રય વિક્રય દેશની

આબાદી અને દોલતમાં વૃદ્ધિ કરવાનું એક ઉત્તમ સાધન છે. માટે કન્યાવિક્રય તે દેશની પાયમાલી કરનાર નહિ, પણ તેથી ઉલટું દેશની આબાદી કરનાર છે, એમ મને અનેક દાખલાથી અનુભવ સિદ્ધ જણાયું છે, અને મારા બોલવાના ટેકામાં એક કવીશ્વરની કવિતા હું તમને સંભળાવું છું.

( મનહર. )

સમજે છે કોણ ખરેખરો, પક્ષ પુત્રીતણો,
જે તે એમ મંડયા રહે ક્રય નહિ કરવો;
પણ તેમાં પુન્ય પાપ કેટલું સમાય રહ્યું,
પ્રથમથી તેનો ખરો, જોઈ તોલ ધરવો.
પ્યારી પુત્રી મોટી કરી, કેવળ મફત દેવી.
એવો નહીં બોલ કદી, જોઈએ ઉચરવો ;
સુણો મારા મિત્ર સહુ, સાર તેનો સહુ કહું,
લેશ નથી બોલ મારો, લોક થકી વરવો.
પ્રગટ કર્યો છે ફળ. પ્રભુએ વિચાર કરી,
વૃદ્ધ વયે મનુષ્યને, તે મદદે થાય છે ;
પુત્ર પુખ્ત ઉમરનો, થઈને કમાઇ લાવે ;
માત પિતા તણું, તેથી પોષણ કરાય છે,
પણ પુત્રી નથી દેતી, કમાઇ લગાર દ્રવ્ય.
પુખ્ત ઉમરની થતાં, અન્ય ઘર જાય છે,
પરંતુ ન પુત્રી તણી, મદદ લગાર લેવી ;
ખરે ખરો એહ મોટો, મુરખ મનાય છે.

વક્તા ૪ થો—મહાશયો ! કન્યાવિક્રયની પુષ્ટિમાં મારા પ્રથમના વક્તાએ જે લવારો કર્યો, તે સાંભળી મારાં રોમે રોમમાં એના ઉપર તિરસ્કાર છુટે છે કારણ કે, આવા અણુસમજુ અતિ ડાહ્યા થઇને પોતાના સ્વાર્થની ખાતર આવા રીવાજોને પુષ્ટિ આપીને આખા દેશને પાયમાલ કરે છે, એટલુંજ નહિ પણ આપણા દેશમાં જે જે અનીતિ, દુરાચાર અને દુર્ગુણો દાખલ થવા પામ્યા છે, તેનું

મુળ કારણ આવા લોભી અને નિર્લજ પુરૂષોજ છે, એમ મને સંપૂર્ણ ખાત્રી થઇ છે.

હું તો આશ્ચર્ય એટલા માટે પામું છું કે, આપણા મિત્રે જે ખેડુતનું અને બાજરી, જુવાર, તથા ઘઉંનું દૃષ્ટાંત આપ્યું, તે તદ્દન વિપરીત છે. કારણકે, ભોક્તા એવી મનુષ્ય બાળાઓની ઘઉં જુવાર વિગેરે ભોગ્ય પદાર્થો સાથે સરખામણી કરવી એ કેટલી બધી મૂર્ખાઇ છે, તેનો વિચાર કરવાનું હું આપનેજ સુપ્રત કરૂં છું. અરે! અનાજ તો શું, પણ પશુની સાથે મનુષ્યની સરખામણી થઇ શકતી નથી. જેમ એક કુંભાર, કે જે પચાશ કે સો ગધેડા ઉપર સ્વામીપણું રાખે છે, અને તેમને પોતાના હુકમ મુજબ વર્તાવે છે, તેવા એક કુંભારની પણ તેના પશુઓ સાથે સરખામણી થઇ શકતી નથી, ત્યારે અનાજ અને મનુષ્યની સરખામણી કરવી, તે કેવી વિરોધી વાત કહેવાય ? પણ આવા ધનીકો અરે! ધનના મજુરો તેમાં સમજે શું ? એવા શ્રીમાનો ગાડી લાડી ને વાડીમાંજ સર્વસ્વ માની રહેલા હોય છે, એટલે મનુષ્યપણાની ખરી કિંમત તેમના ગળાંમાં ઉતરે કયાંથી ?

ગૃહસ્થો ! હું વિશેષ કંઇપણ ન કહેતાં એટલુંજ કહું છું કે, કન્યા વિક્રય કરવો એ માંસ વેચવા કરતાં પણ અધિક પાપી કર્મ છે. કારણ કે, માંસ તો મૃત પ્રાણીઓનું વેચાય છે, પણ આ તો સજીવન સુકુમાર લાવણ્યવતી બાળાઓની માંસ યુકત સાડાત્રણ મણની કાયાઓ વેચાય છે. વેચાણ વખતે તે કાયામાં વસતા જીવાત્માની સંમતિ પણ લેવામાં આવતી નથી. પ્રભુ પ્રભુ ! ! આ કુચાલથી ગમે તેવો નિષ્ઠુર હૃદયનો મનુષ્ય પણ કંપી ચાલવો જોઇએ, પણ નિષ્ઠુર નિર્દયના હીંદવાસીઓની દયાની લાગણી બુંઠી થઇ ગઇ છે, તેથી તેમને બ્રહ્માના શબ્દો પણ અસર કરે તેમ નથી, તો મારા બોલવાની અસર કયાંથી થાય ?

ગૃહસ્થો ! કન્યા વિક્રય કરવો તે માંસ વેચવા કરતાં પણ મહા પાપ છે, તે વિષે નીચેનો શ્લોક તમે સાંભળશો તો ખાતરી થશે.

हृदयं जल्पति माता पितरः शिर एव च,

बान्धवाः पाणि पादौ च रुधिरं त्वितरे जनाः.

અર્થ—જે કન્યા વિક્રય કરે છે, તે માતા પોતાની પુત્રીના હૃદયનું ભક્ષણ કરે છે, પિતા વિગેરે તેનું માથું ખાય છે, ભાઈઓ તેના હાથ પગ ખાય છે, અને માંડવામાં જમનારા તથા જાનૈયાઓ તેનું લોહી પીએ છે.

અહા ધિક્કાર ! એ શબ્દો બોલતાં મારા શરીરમાં કંપારી છુટે છે. મારી જીભ થરથરે છે, અને આંખોમાંથી આંસુ વહે છે. અરેરે! બાળા આ તારી શી દુર્દશા ? હું આ જોવા છતાં જીવન ધારણ કરીને કેમ રહ્યો છું, તેની સમજણ પડતી નથી. અરેરે ! આ કન્યાઓનું દુઃખ મારાથી દેખી શકાતું નથી, એઓની પીડા હું નજરે નિહાળી શકતો નથી. અરેરે ! આ તે એનાં માતા પિતા કે શત્રુઓ ? આ તે એના બંધુઓ કે વેરીઓ ? ખરેખર હમણાં મને યાદ આવે છે કે,—

माता नास्ति पिता नास्ति नास्ति वन्धु सहोदराः
त्रयस्ते नरकं यान्ति कृत्वा दुहितृ विक्रयं.

અર્થ—કન્યા વિક્રય કરે છે, તે માતા તે માતા નથી ને તે પિતા તે પિતા નથી, ભાઈઓ તે ભાઈઓ નથી, તે ત્રણે કન્યા વિક્રય કરવાથી નર્ક ભોગવનારાં થાય છે.

કન્યા વિક્રયનું દ્રવ્ય એટલું બધું અપવિત્ર છે કે, જેને અડકવાથી પણ પાપ થાય છે, તો ખાવા પીવાથી થાય તેમાં નવાઈ શી ? કહ્યું છે કે,—

जक्षितं चाणुं मात्रं तु कन्याविक्रयजं धनं,
सकुलं तं गृहीतारं नरकं नयति ध्रुवं.

અર્થ—કન્યા વિક્રયથી મેળવેલું ધન યત્કિંચિત માત્ર પણ જે કોઈ ભક્ષણ કરે છે, તે પોતાના કુટુંબ સહીત નિશ્ચય નર્કમાં જાય છે.

ભાઈઓ ! કન્યા વિક્રયના વિરૂદ્ધમાં ગ્રંથોના ગ્રંથો ભરેલા છે, તો તેના વિષે જેટલું કહીએ તેટલું થોડું છે, માટે અત્રે વિશેષ વિસ્તાર કરી તમારો અમુલ્ય વખત રોકવા હું માગતો નથી; માટે કન્યા વિક્રયના નિષેધમાં એક નાનકડું પદ્ય બોલી હું બેશી જઈશ.

## અનજારા.

કન્યા દ્રવ્ય છે સુખ હરનારૂં, સુણો મિત્ર કહ્યું મારૂં ટેક૦

કન્યા દ્રવ્ય છે પાપની ખાણ, કરવાં એનાં તે કેમ વખાણ;
એને કેમ કરૂં હું વહાલું. કન્યા૦ ૧

જે જે નરે કન્યા દ્રવ્ય લીધું, તેનું કાર્ય થયું નથી સીધું;
તેને કહેવું કેમજ પ્યારૂં. કન્યા૦ ૨

મિત્રો જુઓને વાત વિચારી. કન્યા દ્રવ્ય કરે છે ખુવારી;
કૈંક નરનું કીધું નઠારૂં. કન્યા૦ ૩

જેણે લીધા કન્યાનાં નાણાં, તેનાં વેચાણા હશે ભાણાં;
નહિ અન્નનું હોય ઠેકાણું. કન્યા૦ ૪

મુખ તેનું મલીનજ ભાસે, હોય નહિ તે કદીએ હુલાસે;
એને દુઃખનું વાયુ વાણું. કન્યા૦ ૫

જુઓ આ જગમાં કે બીજે, કન્યા દ્રવ્યથી કોણ સુખી છે;
હશે સજજનને મન ખારૂં. કન્યા૦ ૬

કન્યા દ્રવ્યથી પાપ અનેક, છુટે નહિ તે કેમે છેક;
ખરેખરૂં તે નર્કનું બારૂં. કન્યા૦ ૭

વકતા ૫ મો—ગૃહસ્થો ! પ્રથમના વક્તાના વિચારો આપણી સભામા તો શું, પણ આપણી આખી કોમમાં કોઇને પણ રૂચે એમ હું માનતો નથી. કારણ કે આજના સુધારકો આવી ને આવી અનેક તકરારો ઉઠાવી વ્યર્થ કાળક્ષય કરે છે, પણ હું તો એમ કહું છું કે, એમનો પ્રયાસ વંધ્યા પુત્રવત્ થશે એમાં મને જરાપણ સંશય નથી. કારણ કે તેઓ પોતે એમ નથી વિચારતા કે, જેઓ લક્ષાધિપતિઓ અને ક્રોડપતિઓ છે, તેઓએ પૈસાની રક્ષા માટે તથા તેના ઉપયોગ માટે સંતતિ ઉત્પન્ન ન કરવી ? અને તે કારણ માટે કદાચ એક ઉપર બીજી અને બીજી ઉપર ત્રીજી સ્ત્રી કરવી પડે તો તે શું ન કરવી ? અને તેને માટે કન્યાના બાપને પાંચથી દશ વીશ હજાર સુધી મોઢે માગ્યા રૂપિઆ આપવા

પડે તો, તેમાં ખોટું શું ? હું તો એમ નિશ્ચયપૂર્વક માનું છું કે આપણી કોમની વંશવૃદ્ધિ કરાવવાનો ઉત્તમ ઉપાય તે કન્યા વિક્રય છે, અને તે સાધન તોડવાને પ્રથમના વકતા જેવા સુધારકો કમર કસી મેદાન પડયા છે, તેવાઓએ સમજવું જોઇએ કે તેઓ દેશનું હિત કરવા બદલે દેશનું અહિત કરનારા છે. તેઓ દેશહિતેચ્છુ નથી, પણ દેશદ્રોહી છે.

ગૃહસ્થો ! આપ વિચારો કે પૈસા એ જેવી તેવી ચીજ નથી, કે જેમ તેમ નિષ્કારણ ફેંકી દેવાય કે આપી દેવાય. પૈસા એ પૈસાવાળાને અગીઆરમા પ્રાણ સમાન પ્રિય હોય છે. તેવી પ્રાણપ્રિય વસ્તુ ફોકટ કેમ અપાય ? પણ વિવાહના નિમિત્તે, સ્ત્રીને પરણી લાવવાના નિમિત્તે અપાય, અને વળી પુત્રીના બાપને તેવી રીતે લેવું પણ ઠીક પડે. પૈસાની જરૂર પડે તો કરજ કરીને અગર દાનના રૂપમાં પૈસા લેવા કરતાં પોતાની રત્નના મૂલ્યની દીકરી પાંચ પંદર હજારની નજીવી રકમે વેચાતી આપવામાં પાપ શાનું ? આ તો બંને પક્ષને પાલવતી વાત છે. કરજ કરે ને પતાવે નહિ, તો તે પાપ ખરૂં. અગર દાન લે તો પ્રતિગ્રહનું પાપ લાગે, પણ એક રૂપના દ્રવ્યના બદલામાં બીજા રૂપનું દ્રવ્ય લેવું તેને પાપ ગણનારા બહુજ ટુંકી નજરના બિનઅનુભવીએ.જ હોય છે માટે ગૃહસ્થો ! કન્યા વક્રય તે પાપી વેપાર નથી. કન્યાઓ પોતાના પિતાના કુળનો ઉદ્ધાર કરવાને પોતાની પિતૃવંશની કંગાલીઅત દફે કરવને અને પોતાના ભાઇ ભાંડુઓને ધનવાન બનાવવાને માટે લક્ષ્મી રૂપેજ અવતરે છે. જે પિતાને ત્યા કન્યાઓ જન્મ લે છે, અને જેઓને તેમનો વિક્રય કરવાની જે સદ્બુદ્ધિ સૂઝે છે, તેમાં ઇશ્વરનો કોઇ અગમ્ય સંકેત છે. તેને સમજ્યા વગર કન્યાવિક્રય વિરૂદ્ધ બોલનારા માત્ર લવારો કરે છે,તેમ હું માનું છું. એક કવિએ કહ્યું છે કે,—

### ભુજંગી છંદ.

કશા કારણે પુત્રીનું દ્રવ્ય લેવું,
કહો એમ તો માહરે કાંઈ કે'વું;

કર્યો ઈશ્વરે વિશ્વનો ખેલ એવો.
દીધો માનવીને મહા મિષ્ટ મેવો. ૧

જીવાની મહીં સંતતિ જેહ જામે,
બહુ ખાઈ પી લેર પામે રહામે;
હવે જ્યાહરે તેમનો વખ્ત આવે.
કહો કેમ તે આપણે કામ નાવે. ૨

હિએ પુત્ર તો મેળવી દ્રવ્ય નિત્યે,
કરે સેવ વૃદ્ધાવયે ખાસ પ્રીતે;
પરંતુ નહિ પુત્રીથી તેમ થાય,
નહિં દ્રવ્ય તે બાળકીથી રળાય. ૩

કર્યો બાળકીએ પછી એ રિવાજ;
કરૂં માત પિતા તણું કાંઈ કાજ;
થયો છેવટે લોકમાં ચાલ એવો,
દઈ દીકરીને વસુ ખૂબ લેવો. ૪

વકતા ૨ દો,—

### ભુજંગી છંદ.

ખરી વાત તેં તો કહી મિત્ર મારા,
ખરે બાત છે શુદ્ધ તે વેણ તારાં;
કરે એ રીતે પુત્રી સેવા પિતાની,
નથી વાત તે લોકમાં છેક છાની. ૧

નહિ હોત જો દ્રવ્ય લેવા વિચારો,
નહિ હોત જો સૃષ્ટિમાં એહ ધારો;
ખરે તે થકી આવતે ખોટ મોટી,
દુઃખી થાત આ જગ્તના લોક કોટી. ૨

કર્યો એ થકી માનવીએ વિચારો,
કર્યો દ્રવ્ય લેવા તણો ખાસ ધારો;
કરે એ રીતે પુત્રી સેવા તુમારી,
નહિ માનશો તેહ થાશો ખુવારી. ૩

ગૃહસ્થો ! પુત્ર પુત્રી બન્નેને જન્મ આપવામાં ઉછેરવામાં તથા કેળવવામાં માતા પિતાને એક સરખો શ્રમ લેવો પડે છે, અને એક સરખી રંજ ખેંચવી પડે છે. ત્યારે બન્ને પાસેથી કુદરત તેમને સરખો બદલો અપાવવાના માર્ગ બતાવે, તો તેનો ઉપયોગ માવતરે કાં ન કરવો ? પુત્ર મોટી ઉમરે મા બાપની સેવા કરે છે, રળી ખવરાવે છે, પણ દીકરી સાસરે રહેતી હોવાથી તેવા ઉપયોગમાં આવી શકતી નથી, માટે તેના પાસેથી પહેલેથી બદલો લેવાનો ડહાપણ ભરેલો કન્યાવિક્રયનો ચાલ સુજ્ઞ પુરૂષોએ બહુ વિચાર કરીને ચલાવ્યો છે, અને તે ઉમદા રિવાજને અનુસરવું, તે દરેક અક્કલવાન માણસની ખાસ ફરજ છે, એમ હું માનું છું.

વકતા ૭ મો—પ્રિય મહાશયો ! મારા મહેરબાન વકતાઓ! કન્યાવિક્રયની પુષ્ટિમાં જે દાખલા અને દલીલ આપી પોતાને ફાવી ગયેલા માને છે, તે તેમનું માનવું ભૂલ ભરેલું છે. કારણ કે સૂર્ય ઉદયથી અંધારૂં જેમ નાશી જાય છે, તેમ જ્ઞાનના ઉદયથી અજ્ઞાનનો નાશ થાય છે, એ વાત સત્ય છે. આજ લગણ અજ્ઞાનથી આચ્છાદિત થયેલા આપણે જે કન્યાનો વિક્રય કરતા આવ્યા છીએ, તે દુષ્ટ રિવાજ હવે લાંબો વખત ટકવાનો સંભવ નથી. કારણકે આપણી કોમમાં જ્ઞાનનો સૂર્ય દશ દિશામાં પ્રકાશવા લાગ્યો છે. જેના પ્રભાવ અને પ્રતાપના બળે કુચાલ અને સર્વ જાતની બદીઓનો સત્વર વિનાશ થવોજ જોઈએ.

વહાલા બંધુઓ ! પ્રથમના વકતાએ કહ્યું કે, દેશની ઉન્નતિમાટે કન્યાવિક્રયની જરૂર છે, અને કન્યાનો જન્મ કુટુંબ, નાત અને દેશની ઉન્નતિ માટેજ થાય છે, આ દલીલ કેટલે દરજ્જે સત્ય છે. તેનો સર્વ કોઇ અક્કલવાન માણસ એકદમ તોલ કરી શકશે. દેશની ઉન્નતિ કરવાના સાધનોની કયાં ખોટ છે કે, આવા હલકા વિચારવાળા જે મત પ્રદર્શીત કરે, તે આપણે માન્ય કરવો ? વળી એમ કહેવામા આવ્યું છે કે, કન્યાનો વેપાર તે દ્રવ્ય પ્રાપ્તિનું એક ઉમદા સાધન છે. આ કહેવું પણ કેટલે દરજ્જે અસત્ય! કારણ કે દુનિયામા જે જે ધનિકો થયા છે, તેમાંનો એક પણ કન્યાવિક્રયથી થયો હોય,

તેવો દાખલો કોઈ બતાવશે ? પૈસાપાત્ર થવામાં પહેલી સત્કર્મની જરૂર છે, પછી ભાગ્ય બળવાન જોઇએ, અને છેલ્લે એવા કોઈ ઉદ્યોગ ધંધાની અનુકુળતા મળી આવવી જોઇએ કે, જેના યોગે અવળા નાંખીએ ત્યાં સવળા દાવ પડે; તેવા સંજોગો જેને મળી આવે છે, તેવાજ માણસો શ્રીમંત થઈ શકે છે. યુરોપ, અમેરીકાના શ્રીમંતોનાં દ્રષ્ટાંતો લ્યો, તેઓ શ્રીમંતાઇમાં કુબેર ભંડારી જેવા છે. હવે કહો કે, તેઓ કયે દિવસે પોતાની દીકરીઓ વેચવા ગયા હતા ? તેમની શ્રીમંતાઇ તે તેમના ઉદ્યોગ ને પ્રારબ્ધનું ફળ છે, તેમજ આપણા દેશમાં પણ જે શ્રીમાન લોકો છે, તેઓ પણ પ્રારબ્ધના યોગે અને અખંડ ઉદ્યોગ અને ખંતથીજ ધનવાન થઇ શકયા છે. તેઓએ દીકરીનો દોકડો કદી લીધો નથી, છતાં તેઓ હજારો કે લાખો રૂપિઆ ભેગા કરવાને ભાગ્યશાળી થયા છે. માટે કન્યાનો વેપાર કરવાથી પૈસાદાર થવાય છે, એવી જે પ્રથમના વક્તાની દલીલ છે, તે નિર્બળ અને માલ વગરની છે. કોઇ પણ કન્યાવિક્રય કરનાર પૈસાદાર થયો, તેવું આપણે જોયું કે સાંભળ્યું નથી, પણ વિનાશ કાળે વિપરીત બુદ્ધિ, તે પ્રમાણે કન્યાવિક્રય કરનારાનો તેમજ તેમનો બચાવ કરનારાનો વિનાશ કાળ કદાચ પાસે આવ્યો હોય, તેમ મને ભાસ થાય છે. નહિ તો આવાં અધમ કૃત્યોને સારાં તરીકે તેઓ કદી પણ માને નહિ.

ભાઇઓ ! વળી મને દીલગીરી સાથે પ્રથમના વક્તાની દલીલો સુણી હસવું એટલા માટે આવે છે કે, પૈસો એ અગિયારમો પ્રાણ છે, અને તે ફોકટ ન અપાય, પણ કન્યા લેવા નિમિત્તે અપાય, વાહ કેવી અદ્ભુત્ દલીલ! ! કન્યાવિક્રયનો કેવો સરસ બચાવ ! અરેરે! આવા મૂર્ખ જડ બુદ્ધિવાળા સર્વ સ્થળે વસતા હોત, અને એવી રીતે દ્રવ્યનો વ્યય કરવાના ઉપદેશો આપતા હોત, તો હું માનું છું કે, દેશમાં સર્વ સ્થળે ધરમાદાનાં અને પરોપકારનાં ખાતાં એકદમ બંધ કરવાનો વખત આવત. કેળવણી, વિદ્યા અને હુન્નરને ઉત્તેજન આપનારાને જો આવા વિદ્વાન સલાહકારો મળ્યા હોય તો, તેઓ ધર્માદાનાં ખાતાં ઉઘાડવાને બદલે કન્યાનો વેપાર કરવાને ઉત્તેજન આપવાનાં

ખાતાં ઉઘાડત, અને ગોકુળદાસ તેજપાળ, પહેલા સર જમશેદજી, પ્રેમચંદ રાયચંદ, બાબુ પનાલાલ, મી. તાતા, મી. વાડીયા, સર દીનશાહ તેમજ આપણા વર્ગના સ્થાપકો વિગેરેએ જે લાખો રૂપિઆ જન સુખની વૃદ્ધિ માટે આપ્યા છે, તેઓ તેમ ન કરતાં કન્યા વેચનારા દુષ્ટ પિતાઓનેજ લક્ષપતિ બનાવી દેત.

અહાહા ! ધન્ય છે મારા મિત્રની કલ્પનાને, કે જેમણે અત્યાર લગણ સ્વાર્થ શિવાય બીજા કશા તરફ નજર રાખીજ નથી, અરેરે ! આવા દુષ્ટ વિચારના પુરૂષો જે દેશમાં વાસ કરીને રહ્યા હોય, તે દેશ પડતી સ્થિતિ ભોગવતો હોય, તેમાં નવાઇ શી ? કહ્યું છે કે—

મનહર.

અંગરેજી રાજ્ય માંહી નોટોનાં નાણાં ચલાવ્યાં,
અધમ જનોએ પુત્રીને ઠરાવી નોટમાં.
અંગરેજી નોટ તે તો કાગળના કડકા શી,
હાથ પગવાળી નોટ પાપીઓના કોટમાં.
તે નોટની કોઇ જન કિંમત કળી ન શકે,
રંગ રૂપે જેવી તેવી કિંમત કપાળમાં.
ખાધી જેણે મોટી ખોટ, દીકરી ઠરાવી નોટ,
મન માન્યાં લે છે દામ કાંતો માંડે થાલમાં.

ભાઇ ! તારૂં જ્ઞાન અને તારી બુદ્ધિ મને આશ્ચર્ય પમાડે છે એટલુંજ નહિ, પણ આપણી આખી સભાને પણ વિસ્મય પમાડ્યા વગર રહેતી નથી.

હું આશ્ચર્ય એટલા માટે પામું છું કે, મારા મિત્રે જે દલીલ કરી છે કે, ધનના ઉપભોગ અને રક્ષણને માટે સંતતિ ઉત્પન્ન કરવી, અને તે સંતતિ ઉત્પન્ન કરવા માટે એક, બે, ત્રણ કે ચાર યા વધારે સ્ત્રીઓ હજારો રૂપૈયા ખર્ચીને પણ પરણવી પડે તો તે પરણવી, તેમાં કાંઈ હરકત નથી. આવી દલિલો સ્વાર્થિ માણસો પોતાનો સ્વાર્થ સાધવાને માટેજ આગળ લાવે છે. બીજા વિચારવાનના મગજમાં આવી પાપ બુદ્ધિવાળી દલિલ ઉદ્દભવેજ ક્યાંથી ? ઉદાર દિલવાળાને સ્વ અને પર, બન્ને સરખાં છે. તેઓને મનતો वसुधैव कुटुम्बकं આખી સૃષ્ટિને

પોતાના કુટુંબ પ્રમાણે ગણે છે. તેમને સંતતિ થાય તો પણ શું, અને ન થાય તોપણ શું ? પોતાનો પુત્ર પોતાનું દ્રવ્ય ભોગવે તોપણ શું? અને પુત્રના અભાવે અન્ય વારસ ભોગવે તો પણ શું ? બન્ને પ્રતિ તેનો સમભાવ છે. કારણ કે તે જ્ઞાની પુરૂષ સારી રીતે સમજેછે કે લોકો આ ભવમાં પારકા તરીકે પિછાને છે. તેઓ અનંતવાર પુત્ર પુત્રી કે કુટુંબીઓ થઇ આવ્યાં છે, તેથી પોતાનું દ્રવ્ય તેઓ ભોગવે તોપણ તેઓ પારકા નથી,પણ પોતાના સંબંધીજ છે. પણ પ્રથમના વક્તા જેવા વિચારવાળા અજ્ઞાનીઓની સમજમાં આવા ઉમદા વિચારો ક્યાંથી ઉતરે ! એવા તો મારૂં કરી છેવટે ખાલી હાથે જવાનેજ અવતરેલા છે.

બંધુઓ ? હું હવે માત્ર એકજ દલીલ રજુ કરી છેવટે મારૂં ભાષણ ખતમ કરીશ. આપણને કોઇ ગુલામ તરીકે વેચે તો આપણને કેવું લાગે ? તેમ ખ્યાલ કરો કે આવી જાતનો ગુલામનો વેપાર આફ્રિકા ખંડમાં ચાલતો, તેને અટકાવવાને અંગ્રેજ લોકોએ કરોડો રૂપીઆ ખરચ્યા છે, તે આપણે જાણીએ છીએ, છતાં તેજ પ્રતિનો કન્યાનો ગુલામી વેપાર આપણે ચલાવ્યા જઇએ છીએ, એ કેટલા ખેદની વાત છે ! આ વિષે ઘણું બોલાય તેમ છે, પણ મેં આપનો ઘણો વખત રોકયો છે, માટે મારા બોલવાની પુષ્ટિમાં એક નાનકડું પદ બોલી હું બેશી જઇશ.

( મારૂં વિદ્યાચંદ્ર નામ, માટે કરવાં તેવાં કામ. ) એ રાહ.

સુણજો મિત્રો મારા આજ, મારે કરવું મોટું કાજ.
આજ કાલમાં કન્યાવિક્રય, થાએ છે બહુ ભારી;
કાઢું તેને કમર બાંધી, જે છે ચાલ નઠારી. સુણજો. ૧
નિર્બલ બાળા રડતી કકળતી, અંતર બાળી રૂએ;
ઘરડા વરને પરણી માટે, રાત દિવસ નહિ સુવે. સુણજો. ૨
દાંત વિનાના બુઢ્ઢા વરને, જોઇ વિચારે બાળા;
રાક્ષસ જેવા દુષ્ટ પતિ શું, કરશે કાલાવાલા. સુણજો. ૩
નિર્દય બાપે પૈસા કાજે, જન્મારો મુજ ખોઇ;

પોતે બેઠો મોજ મજામાં, કાઢું આયુ રોઈ.　　　સુણુજો. ૪

દયા હોય જો દિલમાં તમને, તો કાઢો આ ચાલ;
શિવ પદ મળશે નિશ્ચે ભાઇ, માની કાઢો હાલ.　　　સુણુજો. ૫

**વક્તા ૮ મો—સદ્‌ગૃહસ્થો !** આપણા અધ્યાત્મજ્ઞાની વક્તાની શુષ્ક વાણી સાંભળી મને જે ગ્લાની ઉત્પન્ન થાય છે, તેનું વર્ણન કરવાને અસમર્થ છું.

એ ભાઇએ **वसुधैव कुटुम्बकं** કહી પોતાનું જે મહાત્માપણું જણાવ્યું તે આપણે જાણી લીધું. પણ આ બધું કહેવાનું છે, પણ તેમના કહેવા પ્રમાણે તેમનું વર્તન હોય, તેમ મને જણાતું નથી. એમના જેવા શુષ્ક અધ્યાત્મીઓ મોટી મોટી જ્ઞાનની વાતો કરી ભોળા લોકોને ભંભેરતા ઘણા નજરે પડે છે, પણ તેમનો એક પણ શબ્દ સમજુ જનો માને, તેવો લેશ પણ સંભવ નથી.

ભાઇઓ ! જો તમારી ઉદારતા તમારા બોલવા પ્રમાણેજ હોય, તો ભિક્ષુકો ફાટેલાં કપડા પહેરે છે, અને તમે રેશમ અને ઉનનાં સુશોભિત કપડાં પહેરો છો, તે વિશે શરમાતા કેમ નથી ? તેજ તમારૂં વર્તન તમારા બોલવાની વિરૂદ્ધ જાય છે. મને લાગે છે કે, તમારૂં બોલવું તે તમને પોતાને લાગુ પડતું નહિ હોય ? તે તો **પરોપદેશે પાંડિત્ય** પ્રમાણે હશે.

અરે ભાઇ ? તમે જે કહો છો, તેનો સોમે હિસ્સે પણ જો તમે અમલ કરતા હો, તો તમારૂં બોલવું સર્વ માન્ય થાય, પણ કહેવું કાંઇ અને કરવું કાંઈ, તે રીતી સર્વના તિરસ્કારને પાત્ર થયા વગર કદી રહેતી નથી. આપણે બીજાને બોધ દઇએ કે, ભાઇઓ પરોપકાર કરો, ધર્મ કરો, કેળવણીનો પ્રસાર કરો, અને ઉદ્યોગ ધંધો ફેલાવો. એ પ્રમાણે આપણે બીજાને કહીએ તો ખરા, પણ જો આપણી શક્તિ પ્રમાણે આપણે ધર્મ કે પરોપકાર નહિ કરતા હોઇએ, તો લોકો આપણું કહેવું સાંભળશે નહિ, અને આપણને ધિક્કારશે, જ્યા સુધી આપણે આત્મપોષી થઇને આપણી જાત તથા કુટુંબનેજ સુખી રાખવાનો પ્રયાસ કર્યા

કરીએ, અને પરોપકાર માટે દમડી પણ ખરચીએ નહિ, ત્યાં સુધી આપણી પરોપકારની મોટી મોટી વાતો તે જન સમાજમાં માન્ય કેમ થઈ શકે? મોટાં મોટા લેક્ચરો કરવાથી વળે શું ? તેટલા માટે જે પ્રથમના વક્તાઓ બીજાને બોધ દેવા નીકળ્યા છે, તેમનાં ભાષણો લોકોને રૂચવાનો સંભવ નથી. વળી કન્યાવિક્રય કરનારા પોતાને પાલવતું કરે છે. તેમના કામમાં વણપૂછ્યે સલાહ આપવાને અને પારકે ઘરે ડાહ્યા થઈ બોધ આપવા જવાનો તમને શો હક છે?

ગૃહસ્થો ! આ દુનિયામાં સર્વ પદાર્થની અમુક અમુક પ્રમાણમા કિંમત નીમેલી છે, અને તે ધોરણ ગ્રહણ કરવાથી કોઈ જાતની અડચણ આવતી નથી, અને તે પ્રમાણે વ્યવસ્થા કરેલી ન હોય. તો દરેક કામના આરંભમાં તકરારો કે મારામારી થયા વગર રહેતી નથી. કારણ કે, વગર કિમ્મતનો મફતીઓ હરામનો માલ કોને ન ખપે ? અર્થાત સૌ તે લેવાને ચાહે, અને તે લેનારામાં લેવા જતાં કંકાસ થાય, તેમા પણ આશ્ચર્ય શું ? તેજ પ્રમાણે એ કન્યાઓની કિમ્મત લેવાનો રીવાજ ન હોય, તો જુવાનીઆઓ અને બુઢ્ઢાઓ એક બીજા સાથે લડી મરે, અને દુનિઆમાં હારોહાર કલહ અને કંકાસ રાત દિવસ થયાજ કરે: માટે આપણા સમજુ અને વિચારવાન વડીલોએ કન્યા વેચવાનો ડહાપણ ભરેલો રીવાજ કાઢયો છે કે, જેથી કજીયા ટંટા થવાનો સંભવજ રહયો નથી. જે સાથી વધારે નાણું ખરચી શકે, તેજ કન્યા લઈ શકે છે. આ રીવાજથી એક મોટો લાભ એ થાય છે કે, જેના પાસે નાણું નથી, તેવા માણસો પણ સતત ઉદ્યોગ કરી દ્રવ્ય મેળવવાને ઉશ્કેરાય છે, અને તે દ્રવ્ય મેળવીને તેઓ કન્યા રત્ન પ્રાપ્ત કરી શકે છે. કન્યાવિક્રયનો રીવાજ ન હોત, અને કન્યાઓ બીન મુલે મળતી હોત તો દેશમાં લોકો પૈસા ભેગા કરવા માટે મથન કરતજ નહિ, માત્ર ગુજરાન જોગ પેદા કરી આળસુ થઇ પડી રહેત.

છેવટે હું સંક્ષેપમા એટલુંજ કહુ છું કે, ભાષામાં કન્યાવિક્રય શબ્દ જે દાખલ થયો છે, એ વાતજ એમ સુચવે છે કે. તે રીવાજ આજકાલનો નહિ, પણ સૃષ્ટિના આરંભથીજ દાખલ થયો છે, અને

સર્વ દેશ અને કાળના મહાત્માઓ તે રૂડા રીવાજને સંમતિ આપતા આવ્યા છે, માટે કન્યાવિક્રય, એ શબ્દની સાથ કતા ત્યારેજ કહેવાય કે, જ્યારે કન્યાનું વેચાણ થતું હોય, અને તે પ્રમાણે હાલ થાય છે, તે યોગ્ય, બરાબર અને વાજબી છે. હવે વિશેષ ન કહેતાં એક કવિતા ગાઇ મારૂં બોલવું સમાપ્ત કરીશ.

**કુંથ વિના રહી એકીલી મોરી જાન. એ રાહ.**

કન્યા વિના નહિ ચેન, જગતમાં જે છે સુખની દેન. ટેક.
કન્યા ઘરમાં હોય તો, સર્વ પ્રકારે સુખ,
કન્યા નામજ રત્ન છે, ઉજ્વળ તેનું મુખ. ક૦

પ્રતિદીન ઉઠી પ્રભાતમાં, નીરખીએ એ રત્ન,
ઉત્તમ ફળ આહારમાં, મળશે વિના પ્રયત્ન. ક૦

રમતી જમતી હર્ષમાં, વર્ષ જતા જ્યાં પાચ,
ઘરની પીડા પરહરે. અંગે રહે નહિ આંચ. ક૦

કુળ ઉત્તમ શુભ જોઇને, કરીએ વેવીશાળ,
લક્ષ્મી માડે આવવા, જ્યું રીઝયો મહિપાળ. ક૦

ખાન પાનની કોથળી, આવે ઊત્તમ ચીજ,
પછી ફીકર શી પંડમાં, જ્યા છે સુખનાં બીજ. ક૦

યોગ્ય વયે પરણાવતાં, આવે દ્રવ્ય અપાર,
મોજ પછી બહુ માણીએ, દુઃખ ન હોય લગાર. ક૦

મુરખના સરદાર તે, કન્યા દ્રવ્ય ન ચહાય,
સુખ અમારાં જોઇને, કરે બહુ ઇરષાય. ક૦

શા માટે ઇરષા કરો, તમો લીયોને દામ,
સુખ પામી સંસારમાં, જપો પ્રભુના નામ. ક૦

**વકતા ૯ મો**—ગૃહસ્થો! મારા મહેરબાન પ્રથમના વકતાની દલીલો સાંભળી આપના મુખ પર જે હાસ્ય છવાઇ રહ્યું છે, તે ઉપરથી હું જાણી શકું છું કે મારા મિત્રના ઉપરચોટીયાં જ્ઞાનથી આપ મોહિત થઇ ચુકયા છો. મને લાગે છે કે, ધર્મ, પરોપકાર,

અને અધ્યાત્મ, એ શબ્દો આજે આ સભામાંજ મારા મિત્રના સાંભળવામાં આવ્યા છે, તેથી તે શબ્દોની પવિત્રતા, અને તેના અર્થની મહત્તા અને ગંભીરતાનું તેને જ્ઞાન ન હોય તેમાં નવાઇ નથી; જેમ એક જંગલી મનુષ્યને તેણે કદિ નહિ ચાખેલ, એવી મીઠાઈની મિષ્ટતાનું માત્ર શબ્દ દ્વારા જ્ઞાન આપવું કઠણ છે, તેવી રીતે મારા સુરખી વક્તાઓને ધર્મ, અધ્યાત્મ વિગેરે શબ્દોના રહસ્યનું ખરૂં ભાન કરાવવું તે મુશ્કેલ છે. ધર્મ અને અધ્યાત્મનું સત્ય સ્વરૂપ મન, વાણી અને દેહથી અતીત છે, અને તેના જ્ઞાનની પ્રાપ્તિને માટે વિવેક વૈરાગ્યાદિ સાધનોની આવશ્યકતા છે. પણ મારા મિત્રમાં આવા ગુણ અને સાધનોની ખામી હોવાથી તેમજ ન્યાય અને નીતિ ઉપરની પ્રીતિની ખામી હોવાથી તેઓ અધ્યાત્મની ખરી ખુબી શી રીતે સમજી શકે ? ભાઈઓ ! જો અધ્યાત્મ જ્ઞાનનું રહસ્ય મારા મિત્રોના સમજવામાં આવ્યુ હોય, તો બાળાઓ પ્રતિ જે ઘાતકીપણું ગુજારવામાં આવે છે, તેના લાભમા એક શબ્દ પણ તેઓ કદી બોલે નહિ, અને તેની પુષ્ટીમાં કદી આટલી બધી લવરી કરે નહિ. મારા મહેરબાન વક્તાઓ ! તમારે જાણવું જોઇએ કે, જ્યા સુધી તમારૂં અંતઃકરણ મલીન છે, ત્યાં સુધી તમે શું સમજો કે, અધ્યાત્મ એ શો પદાર્થ છે ? તમે તો વિષય સુખની મોજ મજામાંજ સર્વસ્વ માની બેઠા છો, તો પછી બીજું જાણવાની તમે પરવા શાની કરો ?

વળી મારા મિત્રે કહ્યું છે કે, શુષ્ક અધ્યાત્મી બોધ કરનારા પોતાના ઉપદેશ પ્રમાણે વર્તન કરતા નથી. પણ હમેશાં **પરોપદેશે પાંડિત્ય** બતાવવામાંજ મશગુલ રહે છે. અલબત એવા પણ કોઇ હશે. પણ તેથી સર્વને એવા માનવા ? પાંચે આંગળીઓ સરખી હોતી નથી: માટે મારા મિત્રનું તે કહેવું સર્વાંશે ખરૂં નથી.

એમણે જાણવુ જોઇએ કે.

સમ્યક દ્રષ્ટી જીવડા, કરે કુટુંબ પ્રતિપાળ;
અંતરંગત ન્યારો રહે, જ્યું ધાવ ખીલાવે બાલ.

પણ એમા તેઓ શુ સમજે કે અંતર તે શું, અને બહાર તે

શું ? એ તો જેઓ જાણતા હોય તેજ જાણે. તેઓ તો આ ઘાતકી રીવાજની મહા નદીમાં ઘસડાઈ, પછડાઇ, અથડાઇ, કચરાઈ અને ડૂબીજ જવાના. ત્યાં સુધી તેમની આંખો ઉઘડવાનીજ નથી.

જ્ઞાનિકો ભોગ હે, સો નીરજરાકો હેતુ હે,
અજ્ઞાનીકો ભોગ હે, સો બંધ ફળ દેતુ હે.

એવી એવી વીતરાગની ઘણી વાતોનું મહાત્મ્ય તેમના ધ્યાનમાં ક્યાથીજ ઉતરે ?

ઉક્ત વક્તા સામુ જોઇને,—

ભાઇઓ ! તમારે તો નિન્દા કરવામાજ વખત ગાળવો, બીજાની ઈર્ષા કરી ખોટી ગીલા કરવી, તે રૂડો ધંધો તમને મુબારક હો. કોઇ સારા કામની સારાસારતા જોવાની તમારે તસ્દી શું કામ લેવી? તમે તો મહા જ્ઞાની બન્યા છો, માટે હવે તમારે કશું કહેવાનું રહેતું નથી. એકજ કર્તવ્ય તમારે બજાવવાનું બાકી રહે છે, અને તે એ કે નઠારા રીવાજોનો બચાવ કરવો, અને કન્યાવિક્રય કરનારા દુષ્ટ પિતાઓનાં ઘોર પાપી કૃત્યોની વગર પૈસે વકિલાત કરવી. હું નથી ધારતો કે તમારે હાથે બીજું કાંઇ શુભ કામ તમે કરી શકો.

**પ્રમુખ**—ઓરડર.

ગૃહસ્થો ! હવે મને ખાતરી થઇ છે કે કન્યાવિક્રય મહા પાપ છે. તે વિષે તમને જરા પણ સંદેહ રહેલો નથી, તેથી હવે તે રીવાજનો ત્યાગ કરવો જોઇએ, તે બાબત તમે એકમતે કબુલ કર્યા વગર રહેશો નહિ. માટે તે રીવાજની વિરૂદ્ધની મારી ભલામણ આપ મંજુર કરશો. હવે હું વિશેષ નહિ કહેતા મારા બોલવાની પુષ્ટીમા એક નાની કવિતા બોલી બેશી જઇશ.

**રાગ કલ્યાણ.**

**શ્રી સરસ્વતી, મા આપ સન્મતી. એ રાહ.**

સુણો સહુ તમે, જો હૃદયમાં ગમે;
કન્યા તણા વિક્રય વિષે, કહું જે મન રમે.

નિચ પિતાના સ્વારથ માટે, કન્યા પામે દુઃખ,
દેખી અંતર દાઝે મારૂં, જાયે સઘળું સુખ. સુણો.

લાલચ પૈસાની બહુ લાગી, દુષ્ટ લોકને આજ,
કન્યાવિક્રય કરવા ધારે, ધરે ન દિલમાં દાઝ. સુણો.

ખાવાનું મળશે નહિ એને, સાચી કહું છું વાત,
સર્વ ગાત્રો કોઢે ગળશે, દુઃખ પામે સહુ નાત. સુણો'

ધંધો કોઇ ન દીઠો એણે, ધન મેળવવા કાજ,
શોધી કાઢયો પાપી ધંધો, નીચ વૃત્તિનો આજ. સુણો.

મુખ બાળો એ દુષ્ટ પીતાનું, જે છે નીચ ગમાર,
અનાથ બાળા રડે બીચારી, શોક કરેરે અપાર. સુણો.

દયા ન આવે એના દિલમા, બાળા જોઈ નીરાશ.
અમન ચમન કરતો નીજ ઘરમા, રાખે કંઈકને દાસ. સુણો.

સુખ સઘળું એ ઊડી જાશે, બાળા પામે સંતાપ,
આપે શ્રાપો ને ફીટકારો, અહોનિશ અમાપ. સુણો.

સંગત મૂકો એની ભાઈ, નહિ તો જાશે નૂર,
દુષ્ટ હૃદયને જોઈ શીવને, થાયે શોક જરૂર. સુણો.

**વકતા ૧૦ મો**—કન્યાવિક્રયની વિરૂદ્ધમાં જે જે વક્તાઓ બોલ્યા છે, તેમના બોલવાને અનુમોદન આપી હું કહું છું કે, ઘેર ઘેર ભટકી ભીખ માગીને રોટલાના કડકા ખાવા તે સારૂં છે, ફાટેલ કપડાં પહેરી ભટકવું, ગામ છોડી વનમા રહેવું, ઘઉં અને ચોખાના ખોરાકને બદલે જુવારની રાબડી ઉકાળીને પીવી, તથા ભૂખે રહીને શરીર પાડવું તે બધું સારૂં છે, પણ કન્યાને વેચી, અરે તેને કુવામા નાંખી તેનાં નાણા લઇ તે વડે પોતાનો નિર્વાહ કરવો, તે અધમમાં અધમ ધંધો છે. માટે ભાઇઓ ! જો આપણામાં કાંઈ પણ દયાનો અંકુર હજી જીવતો રહ્યા હોય, મા બાપ તરીકે, દેશ જન તરીકે અને એક મનુષ્ય તરીકે જો તમારામાં તમારા બંધુઓ પ્રતિ કાંઈ પણ ભ્રાતૃભાવ હોય તો, આ અઘોર પાપથી આપણે બચીએ તેવા સત્વર ઉપાય કરો. અરેરે ! આ ઘાતકી રીવાજને અટકાવો. આ ક્રૂર રીતને દેશ

નીકાલ કરો. એ અધમ ચાલને દેશવટો આપો. અરેરે ! શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

न कन्यायाः पिता विद्वान् गृह्णीयाच्छुल्क मण्वपि
गृह्णन् च्छुल्कंहि लोभेन स्यान्नरोपत्य विक्रयी ॥

અર્થ—કન્યાના વિદ્વાન્ પિતાએ અણુમાત્ર પણ મૂલ્ય લેવું નહિ. અને જો લોભથી લે તો એ માણસ છોકરાંને વેચનારો કહેવાય.

જુઓ ભાઇઓ ! જ્યા અણુમાત્ર પણ લેવાની શાસ્ત્રકારોએ મનાઇ કરેલી છે, ત્યારે હજારોની છુટ તે ક્યાથી આપે ? એટલુંજ નહિ, પણ કન્યા દ્રવ્ય લેનારને મહા પાપી ગણેલા છે.

કહ્યું છે કે,—

स्त्रीधनानि तुये मोहा दुप जीवन्ति वान्धवाः ।
नारीयाना निवस्त्रं वा ते पापा यां त्यधोगतिम् ॥

અર્થ—જે બાંધવો સ્ત્રી ધનને લઇને અને સ્ત્રીના વાલ કે વસ્ત્ર લઇને તે વડે જીવે છે, તે પાપી પુરૂષો અધમ ગતિને પામે છે. અર્થાત્ સ્ત્રી ધન આદિથી જીવવું તે અત્યંત પાપ છે, પણ આજ કાલ એ જાણે ન્યાયથી ઉપાર્જન કરેલ ધન હોય, તેમ માની ખુશીથી ખાય છે, પણ એમ નથી વિચારતા કે,

हिंसके निंदके चैव चौरे भग्न व्रते तथा ॥
निष्कृति विंहिता शास्त्रे कन्या विक्रयजं विना ॥

અર્થ—નિંદક, હિંસક, ચોર, અને વ્રત ભંગ કરનારનો ઉદ્ધાર શાસ્ત્રમાં લખે છે, પણ કન્યાવિક્રયના પાપથી ઉદ્ધારવાને કોઈ પણ જાતનું પ્રાયશ્ચિત શાસ્ત્રમાં નથી

ભાઈઓ! આશ્લોક સાભળવાથી આપને પક્કી ખાત્રી થઈ હશે કે, કન્યાવિક્રય કરવો એ મહાન્ પાપ છે, અને તે હવેથી ન કરવો જોઈએ. પણ આજ કાલ તો કન્યાઓનું ધમધોકાર વેચાણ ચાલે-છે, અને જાણે કે, તે હુંડી અગર સરકારી લોનની નોટ હોય, તેમ પાંચ હજાર અને દશ હજારમાં ખપે છે, અને જેમ હુંડી અને નોટોના ભાવમાં ફેરફાર થાય છે, તેમજ કન્યા-

ઓના ભાવમાં પણ વધારો ઘટારો થાય છે; પણ આ રીવાજ ક્રૂર અધમ અને ઘાતકી છે, કુદરતના કાયદાની વિરૂદ્ધ છે, દેશને અને જ્ઞાતિને પાયમાલ કરનારો છે, સ્ત્રીઓને અનીતિને માર્ગે દોરનારો છે, અને વર્ણસંકર પ્રજાને ઉત્પન્ન કરાવનારો છે; માટે તેનું જડમૂળથી નિકંદન કરવાને કમર કસી બહાર પડવું, તે સઘળા દેશાભિમાની પુરૂષોની પહેલી ફરજ છે એમ હું માનું છું. વિશેષમાં એક કવિતા બોલી હું બેશી જઇશ.

( મ્હારી સાથે છે વિદ્યા દેવી સહાય કારૂ રે. એ રાહ. )

સુણો મિત્રો વિનતડી આજ મારી રે,
જે છે દુષ્ટ રીવાજની. સુણો૦

કન્યાવિક્રય રીત નઠારી,
હાંકી કાઢો દેશથી દૂર એનેરે. જે છે૦ સુણો૦ ૧

પાપી પિતાઓ પેટને માટે,
વેચે બાળા દ્રવ્ય લઇ આજ જુઓરે. જે છે૦ ૨

પણ કહું છું હું તો તમને,
ઉઠો જલદી લગાડો ન વાર જરીરે. જે છે૦ ૩

ભૂખે મરશું ભિક્ષા ધરશું,
સહી કષ્ટ કાઢશું ચાલ ખોટી રે. જે છે૦ ૪

કન્યાવિક્રયને બંધ કરાવી,
લેશું સારી પુન્યતણી પાળ બાંધીરે. જે છે૦ ૫

સૌથી પહેલાં એજ સુધારો,
કરવા માંડો કહે શિવ આજ ભાઇ રે જે છે૦ ૬

વક્તા ૧૧ મો–પ્રિય બંધુઓ! મારા પહેલાના જે જે વકતાઓ કન્યાવિક્રયના નિષેધમાં બોલ્યા છે. તેમને હું અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપવાની સાથે કુંવારી કન્યાએ પોતાના ઘાતકી પિતાને લખેલ પત્ર હું આપને વાંચી સંભળાવું છું, કે જે સાંભળી આપને સંપૂર્ણ ખાત્રી થશે કે, કન્યાઓનાં અંતઃકરણ કેવાં કકળેછે, માટે કૃપા કરી એક ચિત્તે સાંભળો.

( વાંચે છે. )

અરેરે! ઓ કઠણ હૃદયના પાપી પિતા! પૈસાના સ્વાર્થી, નીચ, હીચકારા, દુષ્ટ, ચંડાળ, કસાઇ! તારા મનના મનોરથ મનમાંજ રાખજે, તારી પૈસાની લાલચ લપેટી લેજે, તારા ઘાતકી વિચારો વિખેરી નાંખજે, તારી સઘળી આશાઓ આટોપી લેજે, કારણ કે હું મારા મનગમતો સ્વામી મેળવી લગ્ન કરી મારા સ્વર્ગનાં સુખ સમાન સાસરીયામાં ગઇ છું. હવેથી આ પ્રમાણે તું તો નહિજ કરે, પણ જે કોઇ આવું કરતો હોય, યા કરવા ધારતો હોય, તેને અટકાવજે, અને ગાય જેવી ગરીબ નિરપરાધી બાળકીઓનો આખો જન્મારો ધૂળ મેળવી દુઃખી ન કરે, એવી આપણા સર્વ સ્વદેશી બંધુઓને મારી વતી નમ્રતાપૂર્વક વિનંતી કરી ભલામણ કરજે.

લી.

તારા અને નવી માતાના અતિશય ત્રાસથી પીડિત

“ બાળા ” કુંવારી.

---

ભાઇઓ! આ પત્ર વાંચી આપના મુખ ઉપર જે શૂરવીરતા છવાઈ છે, તે ઉપરથીજ મને સંપૂર્ણ ખાત્રી થઇ છે કે, આપ કન્યાઓના અંતઃકરણના ઉદ્ગારો ખરેખર જાણી શકયા છો; તેથી હું આશા રાખું છું કે, હવે પછી આપ આ ક્રૂર રિવાજને તાબે થશો નહિ; અને અન્યને પણ તે અધમ રિવાજને તાબે ન થવા ભલામણ કરશો.

આ વિષે હું મારૂં ભાષણ લંબાવવા ઇચ્છતો નથી. માટે એક કુંવારી કન્યાએ પોતાના પિતા વિષે કહેલ એક ગાયન આપને ગાઈ સંભળાવું છું, તે એક ધ્યાનથી આપ શ્રવણ કરશો એવી મારી વિનતિ છે.

નિબળ શત્રુ સબળ રાજયપર આજ ચઢીને આવે છે—એ રાહ.

નિર્દય પિતા પૈસા લોભે અબળાને સંતાપે છે,
પાપી પિતાને દયા નહિ આવે, કુંવારીને દુઃખ આપે છે.

કેમ ખુઓ છો પિતાજી તમે હાથે કરી પાણી,
આપની મતિ કદાપિ આવી નહોતી જાણી.
હવે ગુમાવશો લાજ લ્યો ધ્યાનમાં આ વાત,
કેમ ખુઓ છો પિતાજી તમે હાથે કરી પાણી.

**વક્તા ૧૨ મો**—અરે મિત્રો ! કન્યાની મરજી વિના એનો ક્રૂર પિતા લૂલા, લંગડા, બહેરા, આંધળા, અપંગ કે વ્યસની સાથે તેને પરણાવી દે છે. અરે મરણ પથારીએ સુતેલા બુઢ્ઢાજીને પરણાવતાં પણ તે જરાપણ અચકાતો કે ડરતો નથી. આ શું ગુલામના વેપાર કરતાં ઓછો ઘાતકી રીવાજ છે ? અરેરે દેશસુધારકો, વર્તમાન પત્ર લખનારાઓ, વિદ્વાનો, વક્તાઓ, કવિઓ અને ગ્રંથકારો, આ દુષ્ટ રિવાજનું નિકંદન કરવા ગામોગામ ફરી કેમ બોધ આપતા નથી ? હે દેશહિતૈષી પુરૂષો ' ગરીબ, નિરાધાર, અનાથ અબળાની વહાર કરો, તેમનો પલ્લો પકડો. તેમને મદદ કરો. તેઓ તમારે શરણે છે, તેમને ગરદન મારવા દો નહિ. હું તમને કરગરીને—આજીજી કરીને કહું છું કે, તે ગરીબ બાળાઓને તેમના ઘાતકી બાપના પંજામાથી બચાવો. હું તમને વિનવું છું, રડી પડીને કહું છું, નમ્રતાથી કહું છું, પગે લાગીને કહું છું કે, આ અનાથ બાળાઓને આવા ગુલામગીરીના ક્રૂર ધંધાના ભોગ થતી અટકાવો.

અરે મહાત્માઓ ! આપ ધર્મનાં વ્યાખ્યાનો આપો છો તે તો ઠીક છે, પણ તેની સાથે ખરેખર ઉપયોગનાં આવાં વ્યાખ્યાનો પણ કૃપા કરી આપો તો ઠીક. અરે વિદ્વાન લેખકો તમે અન્ય વિષયના લેખો લખો છો, તેની સાથે કન્યાવિક્રય નિષેધના લેખો લખી ઉંઘતા જડ અજ્ઞાની માણસોને જાગ્રત કરો તો મોટી મહેરબાની. અરે કવીશ્વરો ! તમે કેમ સુઇ રહ્યા છો ? દેશના સુધારાના તમે લેખો લખો છો, તેની સાથે ગરીબ બાળકીઓ ઉપર જે ઘાતકીપણું ગુજરે છે, તે વિષે અસરકારક કવિતાઓ રચી લોકોને કેમ પ્રબોધતા નથી ? અરે ભારત ! હાય હાય તારી આ સ્થિતિ કેમ આવી ? તારા વિદ્વાન્ દેશહિતેચ્છુ પુત્રો પણ કર્ત્તવ્ય પરાયણતામાં કેમ મંદ દેખાય છે ? હિંદુસ્તાન ! તે તારા કમભાગ્યની નિશાની છે. હે વહાલી ભારત ભુમિ ! તારા ઉપર

એક વાર સર્વદા સુનિતિ અને સદાચારનો સુગંધ પથરાઇ રહ્યો હતો, તેજ ભૂમિ, તેજ શહેર અને તેજ સ્થળમાં આજે કન્યાવિક્રયરૂપ ક્રૂર રિવાજના પ્રચારથી ઉત્પન્ન થતી અનિતિથી માથું ફાડી નાખે તેવી દુર્ગંધ ફેલાઇ રહીછે. અરે આર્યાવર્ત્ત ! જે તારી પુત્રીઓ એકવાર પવિત્ર શાણી અને સહનશીલ તથા શૂરાતનવાળી હતી, તેનાજ વંશની મુગ્ધ બાળાઓ આજે દુષ્ટ પિતાના લોભનો ભોગ બની ભ્રષ્ટ, અપવિત્ર દુઃખી અને દયાપાત્ર સ્થિતિમાં સડયા કરે છે. મોટા શહેરના વેશ્યાવાસમાં વસનારીઓમાં તપાસ કરશો, તો તે પતિત સ્રીઓમાંની સેંકડે નેવું ટકા જેટલી તમોને કુલટાઓ કન્યાવિક્રયના ક્રૂર રિવાજથીજ કુમાર્ગગામીની થયેલી તમોને માલૂમ પડશે. હિંદુ જન મંડળમાં આ જે સડાએ પ્રવેશ ક્યોં છે, તે શું નાનો છે ? તેને પરિણામે કુટુંબનાં કુટુંબો અનેક પેઢીઓ સુધી પાયમાલી ભોગવશે, તે ચોકસ સમજજો.

અરે ભારત ! જે તારી પુત્રીઓ નર રત્નોને, શૂરવીરોને, ભક્તોને અને દાનવીરોને જન્મ આપતી હતી, તેજ વંશની સ્રીઓને પેટે અવતરેલા પુત્રો આજે નિર્બળ, બાયલા, બીકણુ અને વીર્યહીન જણાય છે, તેનું કારણ બીજું કાંઇ નહિ, પણ કન્યાવિક્રયથી થયેલી અબળા જાતિની અધોગતિજ છે.

આ દુષ્ટ રિવાજ વિષે શાસ્રમાં સ્થળે સ્થળે અત્યંત કહ્યું છે, તેમાંથી કેટલાંક ઉદાહરણો હું નીચે આપું છું.

कन्याविर्त्तं गृहे घोवै नरके निवसे च्चिरम्
तदुत्पन्नं फलं भुक्त्वा पुन श्चांण्डालतां व्रजेत्

અર્થ—દીકરીના પૈસા લેનાર ઘણા કાળ સુધી નરકમાં પડે છે, અને ત્યાં મહા પીડા ભોગવ્યા વગર ચંડાળને ઘેર જન્મે છે.

અરેરે ! આવું સ્પષ્ટ કહ્યા છતાં પણ આજના દુષ્ટ પિતાઓ આખ આડા કાન દઇ પોતાની દુષ્ટ મુરાદ પાર પાડયાજ કરે છે. શું એમને નર્કનો ભય નહિ હોય ? હોયજ કયાંથી ? આવાઓનાં અંતઃકરણ પથ્થર કરતાં પણ અત્યંત કઠણ થઇ જાય છે, નહિ તો શાસ્રનાં

દૃષ્ટાંતો સાંભળી તેને અંગીકાર કેમ ન કરે ? અર્થાત કરેજ. વળી કહ્યું છે કે, કન્યાવિક્રયનું દ્રવ્ય લેવું તે માંસ ખાવા બરાબર છે, તે નીચેના શ્લોકથી તમને સમજાશે.

आमिषं चर्मजं वारि आमिषं प्रेतभोजनं
आमिषं शूद्रशेषान्नं कन्याद्रव्यं तथामिषं

અર્થ—ચામડામાં ભરેલું પાણી પ્રેત ભોજન છે, શૂદ્રનું છાંડેલું અનાજ એ જેમ માસ ખાવા બરાબર છે. તેમજ કન્યાના પૈસા લેવા, તે પણ માંસ ખાવા બરોબર છે.

कन्या वित्तेन जीवन्ति ये नराः पापमोहिताः
ते नरा नरकं यान्ति यावदाभूत संप्लवं
तस्मात् सर्वप्रयत्नेन न ग्राह्यं कन्यकाधनं

જે પાપી પુરૂષ કન્યાના પૈસા ઉપજાવી પેટ ભરે છે, તેવા પાપીઓ પ્રલયકાળ સુધી નર્કમાં દુઃખ ભોગવે છે.

ભાઈઓ ! હવે મારાથી વિશેષ કહી શકાતું નથી. મારી જીભ ઉપડતી નથી, આંખમાંથી અશ્રુ આવે છે, મારા પગ કંપે છે, અને હું હવે વિશેષવાર ઊભો રહી શકતો નથી. કન્યાવિક્રય શબ્દના ઉચ્ચારથીજ હવે મારૂં ગળું રૂંધાઈ જાય છે, હું બોલી શકતો નથી, મારૂં હૃદય ભરાઈ આવ્યું છે, માટે મારા બોલવાની પુષ્ટિમાં એક નાનકડી કવિતા ગાઈ બેસી જઈશ.

છપ્પો.

ધિક્ પુરૂષને નાર, ધિક્ જે ખાય બગાસાં,
ધિક્ ધિક્ પરિવાર. જે કન્યા દ્રવ્ય આશા;
ધિક્ તેના ઘર બાર, ધિક્ છે જનની તેની,
ઉદ્યમ વિણ નરનાર, આશ કન્યાપર જેની;
વળી શામજી સત્ય વદે સદા, સુખ કદિ જોઉ નહિ;
ધિક્ ધિક્ કહું શતવાર હું, કન્યા દ્રવ્ય કર લે સહી.

વક્તા ૧૩ મો—સદ્‌ગુણી સભાસદો ! આપને મારા બોલ-

વાથી ખોટું લાગે તો ભલે લાગે; તેની મને દરકાર નથી. પણ મને જે સત્ય લાગે તે આપની સમક્ષ નિવેદન કરવું, એ મારી પૂર્ણ ફરજ છે, અને તે અદા કરવા હું યથામતિ યત્કિંચિત બોલીશ. તે મારૂં બોલવું જો આપને વ્યાજબી જણાય, હૃદય પ્રિય લાગે, યુક્તિ અને ન્યાયને અનુસરતું લાગે, તોજ તે માન્ય કરવું. નહિ તો તેના પ્રત્યે અનાદર બતાવતાં જરા પણ શંકા રાખતા નહિ.

ગૃહસ્થો ! આ દુનિઆમાં અમુક જાતના ધંધા તથા વેપારો છે, અનેક જાતની વિદ્યા તથા કળાઓ છે. દ્રવ્ય પ્રાપ્તિ કરવાના અનેક ઉપાયો તથા યુક્તિઓ છે, છતાં તે સર્વને તજી દઇને આજ કાલ કેટલાક મૂઢ પુરૂષો કન્યાઓનું જે વેચાણ કરે છે, તે ખરેખર અત્યંત હાનિકારક અને તિરસ્કારપાત્ર છે. હું તો કહું છું કે, ગમે તેવો હલકો પ્રમાણિક ધંધો કે નોકરી કરીને પાંચ પૈસા પેદા કરવા તે સારા છે, પણ નિરાધાર અબળાઓને મોઢે ડુચો દઇ રીબાવીને મારવી તે સારૂં નથી.

ભાઇઓ ! કન્યાને તેમના રૂપ ગુણ બળ અને હુશિયારીમા સમાન એવો વર શોધી આપવો જોઇએ, કે જેથી તે પોતાનો આ ભવ અને પરભવ બન્ને સુધારી શકે. કહ્યુ છે કે—

विद्या शौर्य धनाश्रयो गुणनिधिः ख्यातो युवा सुन्दरः
साचारः सुकुलोद्भवो मधुरवाग्दाता दयासागरः
त्नोगी भूरिकुटुम्बवान् स्थिरमतिः पापार्तिहीनोबली
जामाता परिवर्णितः कविवरै रेवं विधः सत्तमः

અર્થ—જે પુરૂષ વિદ્વાન, ધનવાન, ગુણવાન, પ્રખ્યાત, યુવાન, સુંદર, સારા આચારવાળો, સારા કુળમા ઉત્પન્ન થયેલો મધુર વક્તા, દયાસાગર, સ્વધર્માચરણી, મોટા કુટુંબવાળો, સ્થિર બુદ્ધિનો અને પાપ તથા દારિદ્રતાથી રહિત, એવા જમાઇને કવિ લોકોએ શ્રેષ્ટ ગણેલો છે.

સમજ્યા મારા મહેરબાન ? પણ પડી ગયેલ દાંતવાળો, બેસી ગયેલ ડાચાવાળો, શ્વેત વાળવાળો, શિથિલ અને પીળા અવયવવાળો, વીર્યહીન, તેજ રહિત, એવા જમાઇને સુકુમાર, સુંદર,

સુજાન, લાવણ્યવતી, તેજસ્વીની, કાન્તિવાળી અને આંખને આનંદ આપનારી મુગ્ધા બાળકીને પરણાવવી એ મહા પાપ છે. અરે! ઘોર નરકમાં નાખનારૂં તે નીચ કૃત્ય છે, એમ સમજે છેજ કોણ? વર આજ મરો કે કાલ મરો, કન્યા સુખી થાઓ કે દુ:ખી, તેની લોભીબાબાપને દરકાર નથી. તે તો પોતાનું ભાણું ભરવાનેજ તૈયાર થઇ રહ્યો હોય છે, તેથી તે દુષ્ટાત્માને પાપ પુણ્યની વાત ગળે ઉતરેજ ક્યાંથી?

જ્યાં સુધી પતિ પત્નીનું એક બીજાને મન મળતું નથી, ત્યાં સુધી તેમનો ગૃહસ્થાશ્રમ સુધરવાનો છેજ નહિ, તો તેઓની જીંદગી સુખી થવાની આશા રાખવી, તે મૃગજળવત્ છે. હું તો ખાત્રીથી માનું છું કે, જો કન્યાવિક્રયનો ચાલ ગામે ગામથી, સ્થળે સ્થળથી અને નાતે નાતમાંથી તદ્દન નાબુદ કરવામાં આવે, તો પછી થોડાજ વર્ષમાં આપણા દેશની સ્થિતિમા અલૌકિક ફેરફાર જોવામાં આવશે. ઋદ્ધિ, સમૃદ્ધિ અને સુખ વધશે, લક્ષ્મીના પ્રવાહો જેની ગતિ હાલ અન્ય દેશમાં વહે છે, તેનું વહન હિંદુસ્તાન તરફ વળશે, અને આ બધું શાથી થશે? અનેક અબળાઓને સુખી કરી તેમના આશિર્વાદ મેળવવાથીજ આ બધું સુલભ થશે. અરે એક પૈસાનું શાક લેવા જતાં તેનો બહુ હુશિઆરીથી સોદો કરો છો, પણ તમારી પ્રાણાધિક પુત્રીઓને માટે યોગ્ય વર શોધવામાં તમે કેટલા બધા બેદરકાર છો? નજીવા કામમાં બહુ ચોકસાઇ કરો છો, અને જે કામના સારા નરસા પરિણામ ઉપર તમારી વહાલી દીકરીની જીંદગીનો આધાર છે, તે સંબંધે ગાફેલ રહો છો તે કેવું ખોટું! કન્યાવિક્રય કરનારા એટલો પણ વિચાર કરતા નથી કે, બુઢ્ઢા રોગી અને નિર્બળ વરને પરણી પોતાની દીકરી શું સુખ ભોગવશે? અને સંસારમાં શું હાણશે, આણશે, કે લાવો લેશે? જમાઇને પૈસેટકે નીચોવી લીધા પછી પોતાની દીકરીને કેવુ સુખ મળશે, તેનો ખ્યાલ કોણ કરે છે? અરે! જે દીકરીને પાળી પોષી મોટી કીધી, તેનો તું બાપ કે શત્રુ? અરે દુષ્ટ મનુષ્ય,તારૂં મોં જોવું,એ મોટું પાપ છે,તારે પડછાયે ઊતરવાથી પણ આભડછેટ લાગે છે, અને તને અડકવાથી દેહ અપવિત્ર થાય છે. આ

બધું ખરૂં છતાં જ્ઞાતિજનો તેને જ્ઞાતિ બહાર મુકતા નથી તે શું ? અરે દુષ્ટ પિતા ! અરે ઘાતકી ! તમે સાંભળો કે કન્યા કેવા લાયક વરને પરણાવવી જોઇએ.

कुलं श्रुतं धनं रुपं वयश्चद्विगुणं स्वतः ।
परीक्ष्य च सुतां दद्यात् नान्यथा च कदाचन ॥

અર્થ—કુળ, વિદ્યા, ધન, રૂપ, અધિક વય,વગેરે જોઇને કન્યા આપવી, તે પ્રમાણે ન હોય તો ન આપવી.

ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલાને, ઉતમ વિદ્યાવાળાને, ધનવાનને રૂપવાનને, કન્યા કરતાં બમણી વયવાળાને કન્યા આપવી, એવું શાસ્ત્રમાં ચોખ્ખું કહેવા છતાં આવા લોકો પોતાની બાળકીઓને ઉંડા કુવામાં નાખે છે, તેવાઓનેજ શું કહેવું ? કહ્યુ છે કે,

असदृशो वरे बाले ये यच्छन्ति वरां सुतां । ૨૧
तेभ्यो मूर्खाश्च ते ज्ञेयाः स्वपुत्री दुःखदायकाः ॥

અર્થ—રૂપ, ઉમ્મર આદિ જોયા વિના જે છોકરીને આપે છે, તે પિતા પોતાની પુત્રીને દુઃખ દેનારો તથા ઘાતકી સમજવો.

હું ધારૂં છું કે, આટલાં શાસ્ત્રનાં પ્રમાણો બસ છે, અને એ મહાત્માઓનાં વચનને સત્ય માનીને કન્યાવિક્રય તે મહા પાપ છે, એવા સત્ય નિર્ણય ઉપર આપ અવશ્ય આવશોજ.

પ્રમુખ—કન્યાવિક્રયના, ખંડન મંડનમાં એકંદર ૧૩ વક્તાઓ આજે બોલ્યા છે, તેમાં ૯ વક્તા વિરૂદ્ધમા ને ૪ વક્તા લાભમાં બોલ્યા છે. તેઓ હજી પોતાના મતને વળગી રહેવા માગે છે કે, સામા પક્ષની દલીલો સાંભળ્યા પછી પોતાના વિચાર બદલાવે છે ? આટલું જાણ્યા પછી હું લાભના તથા વિરૂદ્ધ પક્ષના મત લઇ બહુ મતવાળાની દલીલો પસાર થયેલી જણાવીશ.

( મંડન કરનારા ચાર વક્તા માંહોમાંહે વાત કરે છે, અને થોડી વાર પછી તેમાંનો એક ઉભો થઇ સર્વ તરફથી જણાવે છે કે,) કન્યાવિક્રયનો રીવાજ શાસ્ત્ર અને નિતિ વિરૂદ્ધ છે, તેમ અમે કબુલ

કરીએ છીએ, અને તેથી અમે અમારો આગ્રહ છોડી દઇએ છીએ.

**પ્રમુખ**—સભ્ય શ્રોતાજનો ! અત્યાર સુધીમાં જે જે ગૃહસ્થોએ કન્યાવિક્રયના સંબંધમાં પોતપોતાની દલીલો જણાવી છે, તે સાંભળ્યા પછી મારી ખાતરી થઇ છે કે, આપ મારા સાથે એક મત થયા વગર રહેશો નહિ, કે કન્યાવિક્રય એ એક અઘોર મહા પાપ છે, એ એક અત્યંત ઘાતકી રીવાજ છે, અને મનુષ્યત્વને લાંછન લગાડનારો છે. કારણ કે, બુદ્ધિહીન પશુઓ પણ પોતાના બચ્ચાંને સુખ આપવાનો પ્રયત્ન કરે છે, તેમને સુખી થતાં જોઇ વહાલમાં આવી જાય છે, ત્યારે આપણે મનુષ્યો જે બુદ્ધિ જ્ઞાનયુકત પ્રાણી છીએ તેવા આપણે સમજવા છતાં, જાણવા છતાં પણ આપણા પ્રાણપ્રિય બચ્ચાંઓને જાણી જોઇને કુવામાં નાખીએ, તો પછી આપણે પશુ કરતાં પણ હલકા દરજ્જાનાં પ્રાણી નથી, એમ કોણ કહેશે ? ભાઇઓ આપણે મનુષ્ય છીએ, આપણામાં બુદ્ધિબળ, જ્ઞાનબળ, હૃદયબળ, શારિરીક બળ આદિ અનેક બળો રહેલાં છે. તો તેનો પ્રમાણિકપણે સદુપયોગ કરી દ્રવ્ય પ્રાપ્ત કરવું, તે આપણી ફરજ છે. પણ અણહકના પૈસા લઇ પાપમાં પડવાનું જાણી જોઇને કરવું તે મનુષ્ય તરીકે આપણને યોગ્ય નથી. હું તો કહું છું કે, મનુષ્યોએ પોતે ગમે તેવાં દુઃખો સહન કરવા કબુલ કરવું, પણ અન્યાયના દ્રવ્યની સ્વપ્ને પણ આશા કરવી નહિ. કારણ કે તે પાપ છે, મહા પાપ છે. નર્કમાં લઇ જનારૂં તે રાક્ષસી ધન છે, તેને મેળવી કોઇ સુખી થયા નથી, થતા નથી અને થવાના પણ નથી. માટે હું ધારૂં છું કે આપના મનમાં હવે રતિ માત્ર પણ શંકા રહી હશે નહિ, કે કન્યાવિક્રય એ મહા પાપનો ધંધો છે.

ભાઇઓ ! આપ સહુ બંધુઓએ આજે અથાગ શ્રમ લઇ જે વિદ્વતા ભરેલાં અને મનન કરવા યોગ્ય ભાષણો કર્યા છે, તે સાંભળી મને બહુ આનંદ થયો છે. આપના ઉત્સાહ માટે હું આપને ધન્યવાદ આપું છું, અને દેશહીત માટેની આપની કાળજી જોઇ આપના વિષે હું ઉત્તમ અભિપ્રાય બાંધી શકયો છું, અને હું એવું ઇચ્છું-છું કે, આપ વખતો વખત આવી સભાઓ ભરી, આવા ઉપયોગી

વિષય ઉપર ભાષણ આપવાનો રીવાજ રાખશો, તો દેશ હીતનાં કામમાં આપ બહુ ઉપયોગી મદદ કરનારા થઈ પડશો, એમ હું માનું છું.

સભાજનો! ઘણી આવી સભાઓમાં વાદવિવાદથી કજીઆ અને કંકાસ થાય છે, અને બોલનારા એટલે સુધી ઉશ્કેરાઈ જાય છે કે, એક બીજા ઉપર બિભત્સ શબ્દોના પ્રવાહ કરવામાં પણ પછાત રહેતા નથી. અરે એટલેથીજ અટકતું નથી. ઘણી વખતે જીભની સાથે હાથનો ઉપયોગ પણ કરવામાં આવે છે; પણ આપણી સભામાં તેવું કશું ન થતાં તમે સહુએ શાન્તિથી વાદવિવાદ કર્યો છે, તે માટે તમને ધન્યવાદ આપું છું, અને જો મને સત્ય પૂછો તો હું કહીશ કે જે લોકો વિદ્વાન્ હોવાનો ડોળ ઘાલે છે, પોતા શિવાય બીજા સર્વને તુચ્છ ગણે છે, અને તેથી તેવા લોકોની સાથે વાતચિતમાં તપી જાય છે, અને કઠોર શબ્દો વાપરે છે, પણ તેઓ મારા મત પ્રમાણે ખરેખરા મૂર્ખ શિરોમણી ભટ્ટાચાર્ય છે, અને તેવા અર્ધ દગ્ધોની સ્થિતિ ખરેખર દયાપાત્ર છે. પણ આપણે તો અત્રે સાર એટલોજ લેવાનો છે કે,. દરેક વિષયના વાદવિવાદમાં પરિણામે કોઇ પણ સિદ્ધાંતનો નિર્ણય તો થવોજ જોઇએ, પણ તે નિર્ણય સમભાવ અને શાન્તિપૂર્વક થયો હોય તોજ માન્ય થઈ શકે છે.

ગૃહસ્થો! હવે આપ સર્વને મારી એક ખાસ ભલામણ છે કે, જેવી રીતે સલાહ શાન્તિથી આ સભામાં કામ ચલાવ્યું છે, તેવીજ રીતે જયાં જયાં સભાઓ અને લૅકચરો કરો, ત્યાં પણ સલાહ શાન્તિથી કામ લેશો, કજીઆ ટંટા કરશો નહિ, તો તમારી પ્રતિષ્ટા અવશ્ય વધશે, અને માણસો આપનું કહેવું માનપૂર્વક શ્રવણ કરશે.

છેલ્લે હવે એકજ બાબત વિષે મારે કહેવાનું બાકી રહ્યું છે તે એ કે, જે જે ગૃહસ્થો પૂર્વે કન્યાવિક્રયની પુષ્ટીમાં બોલ્યા હતા, તેઓએ પણ પોતાની ભૂલ કબુલ કરી છે અને પોતાનો દુરાગ્રહ છોડી દઈ કન્યાવિક્રયનો નિષેધ કરવામાં આપણી સૌની સાથે એકમત થયા છે. આ બાબત તેમને બહુ શોભા આપનારી છે, અને તે માટે હું તેમને શાબાશી આપું છુ.

છેવટ સંક્ષેપમાં સભ્ય શ્રોતા ગૃહસ્થો પ્રત્યે મારી એવી નમ્ર પ્રાર્થના છે કે, કન્યાવિક્રય નિષેધના સંબંધમાં ઘણા વિદ્વાન્ તેમજ સુજ્ઞ વિવેકી ગૃહસ્થો તરફથી ઘણા ગ્રંથો રચાઇ બહાર પડેલા છે, અને તેમાંના કેટલાએક શ્રોતાજનોએ વાંચેલા તેમજ અવલોકન કરેલાં પણ હશે. જેથી મારી માન્યતા પ્રમાણે આ વિષય કેવળ નૂતનજ હોય, એમ હું માનતો નથી. માટે જેઓને કોઈપણ પ્રકારથી સમજમાં એમ આવ્યું હોય કે, કન્યાવિક્રય કરવો તે અઘોર પાપ છે, તેઓએ અગ્રેસર થઈ, હીંમત ધરી ઉત્સાહપૂર્વક વર્તનમાં લાવવું જોઇએ, અને ત્યારબાદ બીજાઓને તેવી રીતનું વર્તન કરવા ઉપદેશ કરવો જોઇએ. આપણી આજની સભાનું કામ નિર્વિઘ્ન સમાપ્ત થયું, તેથી પરમ આનંદ પામી સભા વિસર્જન કરવા હું પ્રાર્થના કરૂં છું.

शिवप्रबोध प्रथम भाग.

समाप्त